## ભાગ બીજો સીલોનનો.



## ભાગ ત્રીજો સીંગાપોરનો.

---

## ભાગ ચોથો હાંગકાંગનો.

## ભાગ ૫.ચમો મકાઊનો.



## ભાગ છઠો વાટર ફ્રાલનો..

## ભાગ સાતમો કંતાન.



---

## ભાગ આઠમો હુનામ.

—o—

# પ્રવેશક.

ચીન દેશ એશિઆ ખંડની પુર્વ દિશાએ આવેલુ છે. ત્યાનાં લોકો અસલથી હિંદુ ધર્મના જેવી ક્રિયા કરતા આવેલાછે અને પોતાનાં વીદ્યા હુનર અને દોલતથી ભરપુરછે. તેની રાજ્યનીતિ અસલ પ્રમાણે ડાહાપણ ભરેલી રીતે સંતોષથી ચાલેછે અને લોકો નીતિ ભરેલા વીરતવાલ્ડુ ગણાવવાને આતુર રેહેછે તથા પેદા કરનાર પરમેશ્વર ઉપર એકીન રાખનાર એકકાછે.

એ દેશમા ચીના પુરૂષો લાબી ચોટલી રાખવાની રીત તાતારી શાહાનશાહાનું રાજ્યથયાથી વકાદાર રૈયતની નીશાની રાખેલીછે, તેથી સારી ચાલના ગૃહસ્થોનો હાલ શણગાર થઈ પડયોછે, અને બનતી કોશેશથી ચોટલીને તથા શરીરના ભાગને વધારે મેહેનત આપવાને બદલે ઘટતા ઉપાય કરી બચાવ કરવાને હંમેસાં આતુર રેહેછે, તથા ખોરાકી પુરતી રીતે ખાઈ પુષ્ટ થવાને વધારે માન ભરેલુ સમજે છે.

એ સ્વર્ગી દેશ જોવાને મારી ઘણા વર્ષ થયાં તૃષ્ણા હતી તે ઇશ્વર કૃપાથી ઇસવી સને ૧૮૯૦ ના વર્ષમા પુરી થઇ છે. અને આશરે ત્રણ વર્ષની સફરમાં જાતી અનુભવથી તથા ચીનાઓથી સાંભળેલી તવારીખનો હેવાલ મારા દેશીઓની હજુર મુકવાની ફરજ સમજીને મારા મન ઉપર જેટલી અસર થઇ હતી તેનુ વર્ણન પુરેપુરું કરતાં મોટું પુસ્તક ભરાય તેટલી ખીના લખવાને લખનાર મુસાફરની કલમ તાકત રાખતી નથી; વાસ્તે જેટલી સેવા બની આવશે તેટલી ખીના વાંચનાર આલમની સેવામા મુકવાને આ પુસ્તકનો પ્રારંભ કરેલોછે. તેમાં લખનાર મુસાફરની ચુક થઈ હોય તે સુધારી દાનાઓએ વાંચવી અને તેનો ઠપકો લખનાર ઉપર રાખવો, પણ એ દેશ જોયાથી લખનારના મન ઉપર જેટલી અસર થઇછે તેટલી વાંચનારાઓને થશે નહીં, વાસ્તે સ્વર્ગી રાજ જોવાની અત્રેના શ્રીમંતોને ભલામણ કરીએ છીએ જે એક વખત પેહલ કાહાડશે તો ગરીબ હિંદુઓની સેંકડો વર્ષની આરક તોડી જશનારો મળવશે.

# ચીનની મુશાફરી.

## ભાગ પેહલો.

—oo—

### સ્ટીમર યુનાઇટેડ સરવિસ.

તારીખ ૨૨ મી એપ્રેલ ઇસ્વીસન ૧૮૧૦ ને દીને બપોર પછી ચાર કલાકને અમલે અત્રેના મારા શેઠીયા કાશમ ભાઈ નાથાભાઈના છોકરાઓની પેહડી ઉપર વખણાએલા ડાકટર ભાઉદાજી તથા શેઠ કાશમભાઈ, નાથાભાઇ એ બેહુ નામીચા ગૃહસ્થોનો મેળાપ કરીને લખનાર તથા શેઠ પીરમહમદ કાશમ ભાઈ, શેઠ નાનાભાઈ ઉશાભાઈ મામા, શેરાબજી તેમુલજી, અને મારા સગાં તથા ઇષ્ટ મિત્રો મળીને સ્ટીમર ઉપર લખનારને પોહોચાડવા આવ્યા હતા. પણ સોભીતું બારકસ જોવાથી મારા મિત્રોને સંતોષ ઉપજ્યો હતો. કારણ દેશી વાહાણો કરતાં એ સ્ટીમરનો દેખાવ રળીઆમણો દેખાયો તેથી સઘળો ભાગ ફરીને જોવા લાગ્યા. એના ત્રણ મજલા હતા તે મધે વચલો મોટો ઓરડો તળીયાંથી ત્રણ મજલા સુધી મજબુત પાટીઆંથી બાંધેલો હતો. તેમાં માળવા અફીણની પેટીઓ તથા રૂઉની અને બીજા માલની ગાંસડીઓ ગોઠવવાની રીત જોઈ મારા મિત્રને અજાયબ જેવું લાગ્યું કે આ ઓરડાની વાંકી સુંકી જગ્યામાં એક સરખી રીતે દમકલાસીના ઠકુરના જોરથી નાહાની અને વાંકી જગ્યામાં નાહાની ગાંસડીઓ; પેટીઓ, તથા મોટી જગ્યામાં મોટી ગાંસડી અને પેટીઓ ગોઠવતા; અને તેઓના નંબર નીસાન દેખાતા રખાતા. પ્રથમ આવતા બંદરમાં આપવાના દાગીના આગળ મુકતા કેમકે વગર મેહનતે જલદીથી કાહા-

ડી આપવાને સેહેળ પડે. એવી રીતે ખલાસીઓ પાસે સ્ટીમરનો મોટો માલમ ગેઝ નામનો અગ્રેજ ઉપરી રહીને સર્વ માલના દાગીના રચાવતો હતો. તે જોઈ હમોને સંતોષ ઉપજ્યો કે મોટી સ્ટીમરના વાંકા ચુંકા મોટા ઓરડામાં પેટીઓ અને ગાંસડીઓ એક સરખી રીતે ગ. ચીને સજડ ભરી હતી તેમાં જગાએ છુટી જગ્યા દેખાતી ન હતી. જેમ અત્રેના દેશી બાકેસોમાં માલ ભરયાથી કેટલી ખાલી જગ્યા રહેલી દેખાય છે તેમ એ બાકેસમાં જણાતું ન હતુ.

---

સ્ટીમર યુનાઈટેડ સર વિમ,

---

## ઈંજીન.

---

સ્ટીમ ચાલુ કરવાને ઇંજીનની ભઠી સળગાવી હતી. તેનો મોટો ઈજનેર "બર્ન" ઉભો રહીને હાથ હેઠલના માણસ પાસેથી ભઠી મધે ઓરડામાથી કોલશા નખાવતો તેથી રગી બેરંગી ભડકા નિકળતા હતા. એ સ્ટીમરનો સ્કુરૂ સમુદ્રમા ફરયાથી તે ચાલતી હતી. એનું ઇજીન નાહાનુ અને બાઈલર જુનું હતુ તેના શીલીંડરનીવાટ સારી સફાઇદાર રૂપાની માફક ચલકતી હતી, તથા બીજો સઘળો ઇજીનનો સામાન ઓભાય માન સોનેરી અને રૂપેરી રંગના લેપો ચળકી રહેલો હતો. તેની બાજુએ ભઠીના તાપના જોરથી તેની પાસે ઉભા રહેલા માણસો પસીને રગરાવ થઇ ગયલા હતા. એ બાર્કેસ એક કલાકમા ઈંજીનના સ્કુરના જોરથી પાંચથી સાત મૈલ ચાલતું, પણ સારા પવન લાગાથી સેલ ડોળ ઉપરના સઢો ચહડાવેથી વધારે ચાલતુ હતુ.

---

સ્ટીમરનું ઈંજન આલ્યાથી સમુદ્રનું ખાર પાણી જેટલું બાઇલરમાં જોઇએ તેટલું ખેંચાવાના જોરે એક બાજુએથી ખેંચાઇ આવતું હતું. એ ખારા પાણીના બાઇલરમાં બાફ થઈ ખાર છુટા પડી બાફનું સ્વચ્છ મીઠું પાણી થતું તે એક ટાંકીમાં પોતાનીમેળે ભરાતું. તેઉપરાંત વધારે થાય તો સમુદ્રમાં જતું. એ ટાંકીના મોહોડા ઉપર એક કાક મુકેલો હોય છે તેની કુંચી ફેરવી જેટલુ જોઇએ તેટલું પાણી લેવાઈ શકાય. એવી રીતે હમોએ નળની કુંચી ફેરવી ને નાહાનું વાસણ ભરાવી લીધું. તે વખતે પાણીની વરાળ ખળ ખળતી લાલ રંગની હતી. તે આસરે એક બે કલાક રેહેવા દઇને વાસણ માંહેનું પાણી ઠંડુ પડી તેની નીચે સોડાના કાટનો ભુકો કરી બેઠાથી નીતું સ્વચ્છ પાણી પીવા લાયક થયું. તેમાંથી મારા મિત્રો એ પીધું તેનો સ્વાદ પીયેછીએ તેવા મીઠાં પાણીના જેવો લાગ્યો. તે પીધાથી થોડીવાર પછી શરીરમાં હુશીઆરી જણાઈ અને કકડીને ભુખ લાગી. એવું નીરોગી સદા પાણી પીનારાના શરીર ઘણા પુષ્ટ હોય છે કારણ કે એ પીધાથી શરીરમાં હુશીઆરી અને ભુખ તરત જણાયછે. તારે પાણી માણસની તંનદુરસ્તીનો વધારો કરે એમાં કંઇ શક જેવું નથી. એ પાણીમાં છોત જેવું કંઇ પણ દીસતું નથી કારણકે દરીઆના પાણીની વરાળ થઇ બને છે એમાં અને વરસાદના પાણીમાં ઓછોફેર જણાતો નથી કેમકે વરસાદ પણ દરીઆના પાણીની બાફનોજ થાય છે; વાસ્તે એ પીવાની છોત આપણે ગણતા નથી તો વરાળના પાણીની પણ છોત ગણવી નહી જોઇએ. એને ઉત્પન્ન કરવાને માટે સાખંડના વાસણનો બંદોબસ્ત રાખેલો હોયછે અને કોઇ પણ માણસ એનો બગાડ કરી શકતું નથી અને એ પાણી સાખંડના વાસણમાં ઉકળ્યાથી સાખંડનો અંશ આવેછે તેથી વરસાદના પાણી પીધાથી જેવી સરદી જણાય તેવી એમાં ગુણકારી ગરમી જણાય છે; પણ અમેના દરી બાકસોમાં સફર કરનારા ફીનારેથી બ્રામણો પાસેથી ચોખ્ખુ પાણી

ભગવી લેછે. મછવામાં મુકીને વાહાણું ઉપર લઇ જવાને વાસ્તે મુશલમાન અથવા બીજા ખલાશીઓ અડકીને ઉપાડીલેછે, એટલુજ નહીં પણ વાહાણોના ખલાસીઓ એક જગ્યાથી બીજી જગાએ ફેર બદલી કરયા કરે છે તેથી વધારે વટાલ થવો જોઇએ તેટલો વટાલ ઇજીનમાંથી થતી વગલ ના પાણીમાં થતો નથી.

---

## નાહના અમળદારોની કેબીન એટલે ઓરડી.

---

એ ઓરડીઓ સ્ટીમરની નાળ તરફ હતી. તેને સફેદ રંગથી તરત રંગેલી હોય તેવી જણાતી, અને એની અંદર તરેહવાર ગાલીચા બીછાવી આસપાસ નાજુક અને શોભીતા કોચ ખુરસીઓ ગોઠવી દીધેલાં હતાં. અને સોબા લાએક તરેહવાર મુરતીઓ અને વખણાંઈ ગયેલા ગૃહસ્થોના ચિત્રોની આરસીઓ તથા રાતની રોશણીને માટે હાંડી ઝુમર અને મુન દરીઆના આચકા ખમીશકે એવાં હતા. તેથી કેબીનનો દેખાવ ઘણોજ ભભકા ભરેલો દેખાતો હતો. તેમાંની જુદી જુદી ઓરડીમાં નાહાના માલમ અને ઇજનેરો રહેતા હતા. તથા એક વધારે શણગારેલી ઓરડીમાં મીસ્તર બનં નામનો મોટો ઇજનેર અને તેની સ્ત્રી અને પાંચ ઇંવા છ વર્ષની છોકરી રહેતાં હતાં. હમો તે ઓરડી તરફ ગયા તે વખતે ઇજનેરની સ્ત્રી અને છોકરી કેબીનમાં બેસી મધુર રાગથી ગાતી સાંભળીને મારા મિત્રો ખુશી થયા તેથી એક ઘડી સુધી ઓરડાની પાસે એક બાજુએ ઉભા રહી તે જગ્યાને વશ થયા હતા. અંગ્રેજ લોકો બારે માશ સંકટ અથવા સંપત્તીના વખતમાં ખુશી ખુરમીમાં રહી જીંદગાની ગુજારે છે તેવી રીતે અત્રેના શ્રીમંતો વર્ષમાં એક વખતે પણ પોતાના કુટંબ સાથે બેસી આણંદના દિવશ ગુજારતા-

હોય નહી. એવી જુદી જુદી ઓરડીઓ નાહાના અમલદારોને રેહવાને આપેલી હતી; પણ સુતારો, સુકાનીઓ, સારંગો અને પરસરની ઓરડી વખાણવા જોગ શણગારેલી હતી નહીં.

---

## ત્રીજા વર્ગના ઉતારૂઓ વિષે.

ત્રીજા વર્ગના ઉતારૂઓ પાસેથી નુરનો દર ઓછો લેવામાં આવેછે તેથી એ વર્ગના ઉતારૂ ઓને કેબીનની ઓરડી આપવામાં આવતી નથી. તેઓને માટે નાલ તરફ ખુલી જગ્યા કરેલી હોય છે તેવી જગ્યાએ બે સારૂછે. દેશી બારકસોમાં જેમ પેટીઓ અને ગાંસડીયો પાસે લઇને બેસે છે એટલુંજ નહીં પણ બચારાઓને દિવસનો તાપ અને રાતની ઠાર ખમવી પડેછે; વળી તે સાથે વરસાદથી કોઈ કોઈ વખતે ભીંજાવવું પડેછે. તેવું કંઇએ બારકસમાં દુખ ભોગવવાનું ન હતું, કેમકે તાપ તડકો, ઠાર અને વરસાદ નહી લાગવા માટે મોટી તાલ પતરીનું છાપરં બાંધેલું હતું, તેથી આશાએશથી એ વર્ગના ઉતારૂઓ સુખી હાલતમાં બેઠેલા જોયા.

---

## લંગરખેંચવાનું દઘર.

સ્ટીમરની નાલની બે બાજુએ બે મોટાં લંગર લટકતાં હોય છે. એ લંગરોને મોટી જાડી લોહાની સાંકળ સાથે બાંધેલાં હતાં. તેને તોફાનની વખતે હરેક બંદરમાં અથવા મોટા દરીઆમાં લંગર કરવું પડે તે વખતે ત્યાં કરેછે; પણ હંમેસ એકજ લંગર પાણીમાં નાખેછે: તેની મોટી સાંકળના છેડા સાથેનું લંગર ઉપાડવાને સ્રૂર દશથી પંદર ખલાસીઓ ફેરવીને સાંકળ ખેંચેછે તે પાવડો ઉપર આવે ત્યાંસુધી એ પ્રમાણે કરેછે.

એની સાંકલ એવી તો જાડી અને વજનમાં ભારે હોયછે કે, એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઇ જવાને આસરે સો માણસોથી પણ ઉંચકાઈ શકાતી નહતી. તે એક સ્ક્રુથી દશ બાર ખલાસીઓ એ કામ સેહેલથી મધુર રાગ ગાઇ કરી શકેછે. પણ તોફાનની વખતે સેહેલ પડવાને માટે વિદ્વાંન ગૃહસ્થોએ એવી સેહેલી ગોઠવણ કરેલી છે. અતરેના દેશી બારકસોના ખલાસી કઠોર રાગ ગાઇને નાહાના મોટા લંગરના દોરડાં ઍંચવાને વાસ્તે પાંચથી પચીસ માણસો હાથેથી એચેછે. ભાગ જોગે એવા વખતમાં તોફાની પવન નિકળ્યા તો દોરડા હાથે ધરી ધરી કેટલા એકના હાથ પગ છોલાઇ જાયછે, અને કેટલી એક વખત પાણીમાં પડી જઇ ડુબી મરેછે. એવી રીતે સ્ટીમરમાં બનતું નથી.

---

## એકાંતની ઓરડી.

---

એ ઓરડી સ્ટીમરના વચલા ભાગની બાજુ એ હતી. તેના બારણા ઉપર અંગ્રેજી અક્ષરથી એકાંતની ઓરડી એવુ લખેલું હતુ. તે માત્ર કુદ્રતી હાજત પુરી પાડવાને માટેજ કામ લાગતી હતી. તે મધે એક નળો મુકેલો હતો તેનું કડુ ઍંચીએ એટલે દરીઆનુ પાણી નળને રસ્તે ઉપર આવતું હતુ. અત્રેના દેશી બારકસોમાં એવી એકાંતની ઓરડી ન હોવાથી વાહાણની બાહારની બાજુએ એક માંચો બાધી તે ઉપર ઉતારૂઓને કુદરતી હાજત પુરી પાડવાની મહા મુશકેલીથી બની શકેછે, અને કોઈ વખતે માઠા ભાગ્યેગે તોફાની પવનથી અથવા સમુદ્રના મોજાથી, મોટા આચકો લાગી હાથમાંનું દોરડું છુટી જઈ દરીઆને સ્વાધીન થાયછે, તેની દાદ ફરીઆદ લેવાને કે તેની મદદ કરવાને કોઇ પણ જાતના હથીઆરો ગખવામાં આવતા નથી. તેથી એવી ફજા બનવાથી પ્યારા જનની ખુવારી થાયછે

# શેલુન વિશે.

સ્ટીમરના પાછલા ભાગ તરફ શેલુનની મોટી કેબીન હતી. તેમાં તુતક ઉપરથી ઉતરવાને વાસ્તે નકશીદાર પીતલની સીડી હતી, તે સુનાના જેવી ચલકતી દેખાતી. તેના ઉપર નકશી એવીતો બારીકીથી કોતરેલી હતી કે તે જોઇને હમો ઘણાજ હેરતમાં પડયા. હમોએ સીડીને રસ્તે શેલુનમાં ઉતરીને તેની અંદર જઈ જોઇએ છીએ તો જાણે એક ઝળકાટ ભરેલો પાદશાહી રાજ મેહલના ઓરડા જેવો દેખાયો. ત્યાંથી કેણી મેર જવું એ અમને સુઝ પડયુ નહી. પણ ધીરજ પકડી આસ્તેથી જોવા લાગાતો તેમાં એક લાંબુ ટેબલ વચમાં ગોઠવેલું હતું તે ઉપર હારેદાર મુનો ટાંગેલા હતાં તેનાં લોલકો પવનના જોરથી એક બીજા સાથે અથડીને અજાએબ જેવો રાગનો આવાજ નિકળતો સાંભળી પારખી ન શક્યા કે કયો રાગછે. તેની આસપાસ સોભીતી ખુરસીઓની હાર ગોઠવેલી હતી. એ ઓરડાના થાંભલાં અને બારવટીઆ સોનેરી હતા. તેની બે બાજુએ પેહલા વર્ગના ઉતારૂઓની કેબીનો આવેલી હતી. તેમાંના કેટલાએક ઉતારૂઓને સહવાર, બપોર અને રાતનું ખાનું ઉપર કહેલી ભભકાદાર ટેબલ ઉપર આપવામાં આવતું. તે વખતે એક ચેમત્કારી દેખાવ અને રોશણીના જોરથી ઝળ ઝળાટ થઇ રેહતું હતું. એ ઉપરથી હમો તો એમ સમજતા હતા કે ગોયા બેહસ્તમાંજ બીરા જેલા છીએ. એ દેખાવનું વર્ણન આપવાને પુરા શબ્દો મળી શકતા નથી એવો તારીફ લાયક હતો.

## કપતાનનો કેબીન.



સેલુનની પડોસમાંની એક ઓરડીમાં કપતાન બીયમ અને તેની સ્ત્રી તથા બે છોકરીઓ રમત ગમત કરતાં પુતળી શરખાં એકાએક કે-બીનમાંથી બાહાર નિકળ્યાં. એ ઓરડીમાં બીછાવેલા સોભીતા ગાલીચા તે ઉપર મુકેલી તરેહવાર ટેબલો અને હારબંધ ગોઠવી દીધેલાં કોચ ખુરશીઓ, વળી મોહોડું ધોવાના કુડા તથા જોવાની આરસી સા-થેની ટેબલો ગોઠવેલી હતી. અને માહા પુરૂષોના ચિત્રોની આર-શીઓ ગોઠવીને બાધેલીઓ હતી રોશણી કરવાને મુન તથા હાંડી ગલાશ એ શીવાએ બીજા તહરે તહરેના સામાનથી, અને સો-નેરી રૂપેરી રંગબેરંગી ચિત્રોથી ઓરડો શણગારેલો હતો તે જોઇ હું તથા મારા મિત્રો ઘણા ખુશી થયા કેમકે સમુદ્રમાં ચાલતો રંગીઆ-મણો મેહેલ હમારી ઉમરમાં જોયો નહતો અત્રેના દેશી બારકસોની સેલુનમાં ટંડેલને સ્ત્રી સાથે રેહેવાને કદાપીજ પણ એખલો રેહવાને વાસ્તે કેબીનને બદલે તે ખુલી જગ્યામાં એક સાદડી અને ગોદડીનો કકડો હોયછે. તેના ઉપર ઢોર જેવા ઠાર અને તડકા ખમીને તેવીજ રીતે તેઓ પણ પડી રેહેછે, તેથી વધારે ખુબ શુરતી જોવી હોય તો નાળીઅરની કાચલીનો હુકો રાત દીવસ ગુડગુડ કરવાને ગમેછે. તે શિવાય બીજુ કઇ જોવામાં આવતું નથી.

## નાહાવાની ઓરડી.



સેલુનની બાજુએ નાહાવાની ઓરડી હતી તેના બારણાં ઘણું કરીને બંધ રાખવામાં આવતાં. કોઇ નાહવા જાય ત્યારેજ તેને ખોલતા, તે શીવાય બીજી વખત ખોલવામાં આવતા નહતાં. તેમાં એક બાજુની

નળી દરીઆમાં ઉતારેલી હતી તેનો દાંડો ધરી ખેંચવાથી જેટલું પાણી જોઈએ તેટલું સમુદ્રમાંથી ઉપર આવેછે તેને ગરમ કરવાને વાસ્તે નળીએથી બાફ આવે તેવી ગોઠવણ કરીને એક નળ મુકેલો હતો. તે બાફની નળીનું મોહોડું ઉઘાડવાથી વશાળ આવી નાહાવાના પીપનું ઠાડું પાણી ગરમ કરી નાખતું. વધારે અથવા ઓછું ગરમ કરવું હોય તો, એ નળીનોજ આધાર રાખેછે. એવી રીતે દરેક બારકસોમાં નાહાવાની જગ્યા હોતી નથી વાસ્તે હિંદુઓ તેહવા વહાણમાં મુશાફરી કરેછે ત્યારે દશથી પંદર દિવસ સુધી પોતાના ધર્મ પ્રમાણે નાહ્યા વગર અને નીત નેમ કરયા વગર ખાવું ન જોઇએ તે વખતે ધર્મને એક બાજુએ મેલી ખાયછે. એ ઉપરથી આપણે વિચાર કરવો કે ભૂખ જેછે તે નાહાવાના આધાર ઉપર નથી પણ સ્વભાવીક ગુણ છે, તેને ધર્મના બંધનમાં લાવી શકાતી નથી. વખતે સફર કરનારને કોઇ દિવસે નાહાવું હોય તો ખલાસીઓ બારકસની બાજુ ઉપર માચીબાંધી તે ઉપર ઉતારૂને બેસાડી સમુદ્રમાંથી ચામડાની બાલદીઓ ખેંચીને વૈષ્ણવ સરખાને પણ નહવાડે છે.

---

## લખનારને આપેલી કેબીન.

---

મેલુનની બાજુએ પેહેલા વર્ગના ઉતારૂઓને માટે સફેદ રંગથી રંગેલી ઓરડીઓ, હતી, તે મધેની એક ઓરડી માગ.સ્વાધીનમાં કપતાને કરી તે વખતે ઉઘાડીને જોયું તો તેની અંદર અંધારા શીવાય બીજુ કંઇજ માલંમ પડયું નહી, તેથી હું ઘબરાઇ ગયો અને સ્ટીમરના એક માણસને બોલાવી કહ્યુંકે હાવી અંધારી કેબીનમાં કેમ રહી શકાય ? તે માણસે એવું સાંભળતાં ને વાર મારી સુજ ભાગવાને માટે સમુદ્ર તરફની બારીઓ બંધ હતી તે ઉઘાડી એટલે એકાએક અજવાળું થયું તેવીજ મારી આંખોને ઝાંક આવી ગઇ તેણે કરીને મારી

રમુ૦૮ થઇ. એ કેબીન ચાર ઉતારૂઓને રહેવા લાયકમાં હોયછે, તેમાં બબે કોચ એક એકની ઉપર બેઉબાજુએ જડી લીધેલાં તે ઉપર ગાદીઓ પાથરી રાખેલી હોય છે, તેની વચમાં એક નાનું ટેબલ અને ચાર ખુરશીઓ તથા મોહોડું જોવાની આરશી અને રોશણી વાસ્તે મુન જડી રાખેલું હોએ છે અને પાણી રાખવાની જગ્યા અને ખરાબ પાણી કહાડી નાખવાને વાસ્તે નીચે ગટર રાખેલી હોયછે તેની ચાવી જંગ્યાથી ગંદુ પાણી ભરાઇ રહેલું નિકળી જતું હતું. તેની એકબાજુએ ખાવાનું ભાથું અને કલમ ખડીઓ રાખવાની ગોઠવણ ભડારીઆ સખીકરેલી હતી, તેમાં આપણો સામાન ગોઠવીને બારણુ બંધ કરી તાળું મારી આખી સ્ટીમરમાં ફરયા કરીએ તો આપણી ઓરડીમાં આપણા હુકમ વગર કોઇ જઇ શકે નહી. અત્રેના દેશી બારકસોમાંપેહેલા વર્ગના ઉતારૂઓને વાસ્તે શણગારેલી કેબીન જોવામાં આવતી નથી, તો સાથે કોચ, ખુરશીઓ, આરશી, ટેબલો; પાણી, ભાથુ, કળમ ખડીઓ રાખવાની જગ્યા તથા ખરાબ પાણી કાહાડી નાખવા ગટરની ગોઠવણ; કરેલી દીસતી નથી એટલુંજ નહી પણ ભાથુ રાખવાની જગ્યાની ગોઠવણનહી હોવાથી બારકસમાં એક બાજુએથી બીજી બાજુએ મુસલમાન અથવા હિંદુ ખલાશીઓ ફેર બદલી કરવાને ઉપાડ મેહેલ કરાવે અથવા કરેછે તેથી હિંદુ ધર્મને ઘણી હરકત થાયછે.

---

## દવાખાનું-



સેલુનની એક બાજુ તરફની ઓરડી દવાખાનાની હતી તેમાં જેમ દવાઇ વેચનારની દુકાને સર્વે રોગની દવાઇ ભરેલી હોયછે તેવી રીતે ભરેલી હતી તે સાથે સઘળાં વાહાડ કાપ કરવાના હથીઆરોની પેટીઓ પણ હતી. એ સ્ટીમરના ચાકરો અને અમલદારો અને ઉતારૂઓની તબીએત બગડયાથી અથવા આજારી થઈ પડીઆથી એકા

એક શરીર ઉપર જખમ પડયા હોય તે માટે પણ દવાઈ આપવાને હક કપતાનને તથા મોટા માલમ નેજ હતો. એ અમલદારો દાકટરી અથવા વૈદક શાસ્ત્રની ચોપડીમાં કોઇ દરદની પકી પીછાનત કરી દરદીને દર વખતે તજવીજથી દવાઈ આપતા અને તે ઉપર ગોપતી ખોરાકીની જણસ આપી પરેજી રખાવતા હતા.

---

## તુતક.

---

સ્ટીમરના ઉપલા બાગ ઉપર મજબુત પાટીઆંથી અગાસીની માફક કરેલું હોય છે; પણ પાછલી બાજુએ સુકાન તરફ કપતાન, મોટા માલમ તથા પૈહેલા વર્ગના ઉતારૂઓની બેઠકની જગાએ હોય, ખુરશીઓ, ગોદડી વધારે સફાઇ રાખેલી હોય છે, અને દરરોજ સહવારના પોહોરમાં સમુદ્રમાંથી બંબાએ પાણી ખેંચી હજારો બાલડીઓ નાખી આખી સ્ટીમરનુ તુતક ધોઇને સાફ કરી નાખેછે, તેની આસપાસ જડેલો પીતળનો સામાન, ચીનાઇ અથવા વિલાયતી ઇંટની બારીક ભુકી કરી સાફ કરેછે; તેથી તે સોના જેવો તેજ મારેછે, અને લાકડ કામ ઉપર મીણ ઉકાળીને થોડું થોડું લગાડી પાલીસ કરેછે તથા હાંડી, ગલાસ, ફાનસ અને બીજી સર્વ ચીજો દરરોજ સહવારના ખળાસીઓ, ખીડમતગારો તથા મસાલ પાસે સાફ કરાવી સોભાયમાન રખાવેછે.

---

## ઊપકાર.

---

અત્રેના બારામાંથી સ્ટીમર નિકળવાની આશરે બે કલાક અગાઉ તુતક ઉપર કેટલાએક શ્રીમંત ગૃહસ્થો કપતાનને મળવા આવ્યા

હતા, પછી થોડી વારે સ્ટીમરના માનેજર શેઠ બેરામજી ખુરશેદજી આ'વા તેઓની કપતાન સાથે વાત ચીત થઇ રહયા પછી લખનાર મુસાફરની બરદાસ્ત રખવાને વાસ્તે ઘણીજ ભલામણ કરી હતી, તેથી કપતાને આખે રસ્તે મારી એટલી તો બરદાસ્ત રખી છે, કે જાણે જેવી પોતાના બચા છોકરાઓની ઉપર મોહોબત અને પ્યાર રખતો હોય, તેથી વિશેષ પ્યાર રખ્યો હતો તે માટે હું શેઠ બેરામજીનો તથા કપતાન બીથમનો અતી ઘણો ઉપકાર માનુ છઊં તેજ વખતે મારો એક મિત્ર શેઠ ખુરશેદજી નોશરવાનજી કામા પાશેથી ભળામણનો કાગળ હાગકાગની પેહેડી ઉપરનો લખાવી લાવેલો હતો તે લખનારને આપ્યો તેથી સેઠ ખુરશેદજી કામાજીના હાગકાગની પેહેડીના સર્વ ગૃહસ્થોએ ત્રણ વર્ષની મુસાફરીમા જેટલી મદત કરી ઘટી હતી તેટલી કરીછે તે માટે મારા મિત્રનો અને શેઠખુરશેદજીનો તથા તેઓની હાગકાગની પેહડીના ગૃહસ્થોનો અત્યંત ઉપકાર માનુછુ.

---

## હોકાયત્ર.

---

સ્ટીમરના પાછલા ભાગના તુતક ઉપર હોકાયત્ર ઉચી બેઠક સાથે જડી લીધેલુ હોયછે. તેની પાસે બે રોશણીના ફાનસો પીતળની બેઠકમા જડેલા હતા, કારણ કે તોફાની પવન અને વરસાદથી હરકતન થાય. તેની સામે સુકાનીયો સુકાન પકડી ઉભા રહી રાત દિવસ એ યત્ર ઉપર નજર રખી, જે દિશાએ અગનબોટનુ મોહોડુ રખવાને કપતાનનો હુકમ થાય તે દિશાએ ચલાવેછે. એ યત્રની પ્રથમ શોધ ચીનાઓએ કાહાડી હતી ત્યાર પછી ઈસ્વી સને ૧૨૬૦ ના વર્ષમા એ સમાચાર યુરોપ ખંડમા પોહોતાથી તેમા સુધારો કરીને આખી દુનીઆના સમુદ્ર ખેડનારા બારકસોને રસ્તો દેખાડનાર ભોમીઆ દાખલ થઇ પડયું. એ શોધની અગાઉ વાહાણ વટીઓને બારેમાસ ચલાવાને દિવસના સુર્ય અને રા

તના તારાનો આધાર રાખવો પડતો હતો; ને કોઇ કોઈ વખતે ધુમસથી અને વરસાદના વાદળાંથી આસમાન ઘેરાઈ જતું તે વારે ઘણી મુસકેલી પડતી તેથી આડે રસ્તે હંકારી જતા હતા. હાલમાં એ યંત્રના જોરે પોતાના ધારેલા માર્ગે જવાને જરાંપણ ચુકતા નથી. એ સાદી ગોઠવણીથી કરેલુછે. એમાં એક કાગળ ગોળ બનાવી તે ઉપર ચાર દિશાના નામો અને બીજા ભાગ બતાવેલાછે, અને તે સાથે લોહો ચુબકની સોય ગોઠવેલી હોયછે, તેનો કુદરતી સ્વભાવ ઉત્તર અને દક્ષિણ દિશા તરફ રેહવાનોછે. અત્રેના દેશી બારકસોમાં હોકાયંત્રો વાપરેછે પણ તેને શોભાવાને જગ્યાએ બંદોબસ્તથી રાખતા નથી. તેને દોરી ગુંડાળી એક ખુણામાં રાખી મુકેછે કારણ કોઇ વખતે દુર દેશ જતી વખતે ખપમાં લેછે.

---

## દુરબીન.

રટીમરના હોકાયત્રની પાસે એક બેઠક ઉપર દુરબીન મુકી રાખેલી હોય છે. તે ગમે તેવી અંધારી રાતે અને દિવસે કામ લાગે છે, એટલુજ નહીં પણ ધુમસ, વા, વરસાદના તોફાનની વખતે ઘણી ઉપીયોગી થઇ પડેછે. રાતને વખતે દરીઆમાં મોટાં મોટાં ખડકો, વાહાણ ચાલવાના માર્ગમાં આવે તેનો બચાવ કરવાનો ઉપાય દુરબીનથી થાયછે, અને મોટા દરીઆમાં જતા આવતા વાહણો હોય તેની ખબર કાહાડવાને માટે એજ યંત્ર કામ આવે છે. એવી રીત દેશી બારકસ વાળા રાખતા નથી તેથી સામેના અથવા આજુ બાજુના પાહાડે અને બારકસોથી ભાગ જોગે હરકતમાં જઈ પડેછે.

## સુકાન.

સ્ટીમરની પાછલી બાજુ એ સુકાન હોયછે. તેનો એક છેડો તુતક ઉપર લાવી તેની સાથે ગાડીના પૈંડા જેવું ચકર જડી દીધેલું હતું. તેને લોખંડ અને પીતળના પટા જડીને મજબુત કરેલું હોયછે. પણ ગમે તેવે તોફાની પવન અને વરસાદ હોવાથી સુકાન ફેરવતા જરા પણ વાર લાગતી નથી. એવી સેહેલી ગોઠવણ કરીને ઉંચી બેઠક ઉપર ગોઠવેલુ હોયછે. એ. ફેરવવાને બારજણો મુકરરછે, તેમાંથી બબે જણ સુકાન ધરી બબે કલાકે બદલી કરી રાત દીવસ ઉભા રેહેછે. અને જેમ કપતાંનનો અથવા મોટા માલમનો હુકમ થાયછે તે તરફ આગનબોટનું મોહોડુ રાખી ચલાવે છે; અને રાત દિવસ હોકાયત્રની સાંમે નજર રાખી સુકાન ધરી ઉભા રેહેછે. એમ કરતાં કોઇ વખતે એ યત્ર ઉપરથી જો સુકાની ની નજર ચુકી અને કપતાને જોયુ હોયતો ઘણી ધમકી આપેછે. એવી-રીતે અમેના દેશી બારકસોમાં સુકાન ગખતા નથી; પણ સુકાનની ઉપર, આડો લાકડાનો કટકો રાખેલો હોયછે. અને વરસાદ પાણી અથવા તોફાની પવન નિકળ્યાથી સુકાન ભારી થઇને હાથમાં રેહેતું નથી તેવી રીતે સ્ટીમરના સુકાનને હરકત યતી નથી.

## સૂર્ય યંત્ર.

—o—

કપતાન પોતાના ઓરડામાં સૂર્ય યત્ર રાખેછે. અને હંમેસાં દરરોજ બપોરના બાર કલાકે અથવા મધ્યાન કાળે એટલે સુરજના કીરણ બરાબર માથાં ઉપર આવ્યા એટલે કપતાન તુતક ઉપર આવી સૂર્યની ચાલ તપાસેછે. અને કેટલાએક હસાબના આંકડા મુકાવી હીસાબ મેળવેછે,

તેથી કેટલા મૈલની સૂર્યની ચાલ થઈછે તેનો ખુલાસો મેળવાથી કેટલાં, કલાક અને મીનિટ અને સેકંડ દિવસ ચહડેલોછે. તેનો હિસાબ મેળવી સ્ટીમરોનાં ઘડીયાલો દરરોજ બરાબર કરેછે કારણ દેશાંતરમાં સૂર્ય ઉદય અને આથમવાના વખતમાં ફેરપડવાથી બરાબર ચાલના ઘડીઆળોમાં દરરોજ ફેર પડી જાયછે, એટલુંજ નહી પણ આગલા દિવસના બપોર પછી કેટલાક મૈલ સ્ટીમર ચાલીછે, તેનો હસાબ ગણિને ખાતરી કરેછે. એ યંત્રને ઘણીક સાવચેતી અને જતનથી પેટીમાં રાખેછે. વખતે સરદીની હવા લાગ્યાથી એમાં બગાડ થયો તો મોટા સમુદ્રમાં ચાલતા બારકસના કામને ઘણી હરકત થઈ પડેછે તેથી સરદીનો બચાવ કરવાને પેટીમાં રાખી ગરમ કપડાથી ઢાંકી મુકેછે, કોઈ દિવસે વરસાદ અથવા ધુમસ પડતો હોય, તે વખતે સુરજ દેખાતો નથી ત્યારે કપતાનને ઘણી ચીંતા થાયછે. એ યંત્રની દેશી બારસીઓમાં જરૂર પડતી નહી હશે તેથી તેના ઉપયોગીઓ, એવું યંત્ર વાપરી જાણતા નથી.

---

## ડોળ.

---

સ્ટીમરના ત્રણ ડોળ ઉપર ખલાસીઓને ઝડપથી ચહડવા વાસ્તે જે દોરડાની સીડીઓ હોય છે. તેના પરબાણ ઉપર ચોખડા પાંચ પાંચ સડ ચહડાવી નાળ તરફના આગલા ભાગમાં ત્રણ ખુણાની ત્રણ ત્રણ જીભ ચહડાવે છે. ડોળ ઉપર ચહડતા વાર ન લાગે, તેને માટે સીડીઓ સાથે હાથે ધરવાના દોરડા બાંધેલા હોય છે તેથી આડા અવળાં ઝડપથી ચાહડી ઉતરી શકેછે. એવી રીતે દુરથી જોઈને અજાએબ જેવું લાગેછે પણ પાસે ગયાથી સેહલી ગોઠવણ કરેલી માલંમ પડેછે તથા સર્વે સડ બાંધવા અને ખોલવાને એક બીજા દોરડા સાથે સંબંધ રાખેલા હોવછે તેમાંથી એક દોરડું છોડયાથી જે સડ ખોલવાની ગરજ હોય

તે ખુલી જાય છે, તેવીજ રીતે એક દોરડું એચી બાંધ્યાથી જે સડ બાંધ-વાનો હોય તે બંધાઇ શકે છે એવા કામ કરવાને કપતાન તથા માલમનો હુકમ સરંગ ને થાય છે, તેવી રીતે સરંગ સીસોટી અથવા સીસોટી વજાડી ખલાસીઓને ચેતવણી આપે છે તેથી પોતાના ઉપરીનો હુકમ સમજી એક ડોળ ઉપરથી બીજા ડોળ ઉપર જાય અથવા એક સડ ઉપરથી બીજા સડ ઉપર જઇને ફેરફાર કરેછે અને પરમાણ આયે પેટીઓ જડેલી હોય તેમા સડ ભરીને સાકલ ભરે છે તેથી વરસાદનું પાણી આવ્યાથી ભીજાતા નથી. એવી રીતે એક એક ડોળની પાસે એક એક સરંગ ઉભો રહીને પોતાની પાસેના ડોળ ઉપર ચહડેલા ખલાસીઓને હુકમ કરે છે, એના ત્રણથી ચાર સરંગ સ્ટીમરમાં રખેલા હોય છે. અત્રેના દેશી બારસોના ડોળ ઉપર ચહડવાને નીસરણી રાખતા નથી તેથી ખલાશીઓ કઢંગી રીતે ચહડેછે અને મુર્ખાઇ ભરેલી રીતે એક મોટો સડ ચડાવી બારકસ ચલાવેછે. પણ જોરથી પવન નિકળ્યાથી બારકસનો બચાવ કરવાને નાનો સડ ચહડાવી કુવત પરમાણે ચલાવાની અથવા થોડો પવન હોવાથી બેથી ત્રણ ચડાવી જોરથી બારકસ ચલાવે એવી ગોઠવણ કરેલી નથી આખા વરસમા પાંચ સાત મહીના ચલાવી બાકીના દિવસ ખલાસીઓમોજ શોખમા પડીને દળદ્રી થઇ પાછા ચાકરી શોધતા નિકળે છે.

---

## ખળાસીઓ.

એ આગબોટમાં પણ કનીને મુસલમાન ખલાસીઓ હતા. તેઓને ઓગળી પોશાકી અને દશથી વીશ રૂપીયાનો પગાર આપવામા આવતો હતો તેઓ સરંગના હુકમ પરમાણે ચાલતા અને તોફાનની વખતે એવીતો ચાકરી બજાવતા કે પોતાનો જીવ જવાની પણ ગીના રાખ-

મા નહેતા એવા શીગનવાન દેખાતા હતા. જ્યારે એ બચારાઓ ત્રે ચાર મહીને સફર કરી પોતાના વતનમાં આવતા ત્યારે કેટલાએક તેઓના સગાં વાહલાં અને મિત્રો મળવા આવતા, તે કંઈ ખરા સગાં-દાખલ કે મિત્ર દાખલ નહી, પણ ફક્ત તેઓની ચાર પાંચ મહીનાની કમાઈના પૈસા ફના ફતીઆ કરવાને ઈરાદે આવતા. પૈસા થઈ ચુક્યા એટલે સગાં તે કોણ અને મિત્ર તે કોણ ! એવી રીતે તે બચારાઓની ખુવારી કરી નાખ્યા પછી પાછા અંગ ઉધારે પગાર માંગવા નિકળે છે. મળેલા પગાર થોડા દીવસમાં ખાઈ પીઈ ફના ફતીઆ કીધા પછી તેઓની ગંદા આંગ ઉપર ખલાશીઓને પગાર આપનારને સ્વાધીન કરેછે, પછી તે ગરીબ ખલાશીઓ બારકસ ઉપર જઈ સરંગના હુકમ પરમાણે કામકાજ બજાવેછે. કોઇ વખતે તોફાની પવન નિકળેછે, તે વખતે ગરીબ ખલાસીઓ ડોળ ઉપર ચહડી કેટલી મેહનત કરેછે તે જોઇ ઘણી દયા ઉપજેછે. કોઈ વખતે તો સમુદ્રમાં મોટું તોફાન નિકળ્યાથી ડોળ ઉપર દોડાદોડી કરતાં માંદાં બાયગે બારકસમાં કે સમુદ્રમાં પડેછે. જો પાણીમાં પડ્યો તો તેને બાહાર કાઢવાને વાસ્તે બારકસ ઉભુ રાખી તેઓની શોધનેમાટે રબરના હથીઆરો દરીઆમાં નાંખી તથા બારકસ ઉપરથી બોટો ઉતારી સ્ટીમર આગળ પાછળ ફેરવીને ઉપાડી લેવાની મેહેનત કરેછે. એવી મેહેનત કરતાં વખતે સમુદ્રમાં પડેલા ખલાસી હાથમાં આવે છે, અને કોઇ વખત હાથમાંએ આવતો નથી. અગર જો ખલાસી સ્ટીમરમાં પડે તો ઘણો ઘાયલ થાયછે, તેણે કરી મોટી બીમારી ભોગવેછે, એટલુંજ નહી પણ કોઈ વખતે વધારે જોખમ ખલાસીને થવાથી જાનથી બરબાદ થાયછે. એવી રીતે એ ગરીબ ખલાસીઓની મેહેનત જોઈ વિચાર કરીએ તો જુજ પગારને વાસ્તે પોતાની હઈયાતી બરબાદ કરવાને હંમેસાં હિંમત પકડેછે. એવા ખલાસીઓ કોઈ વખતે ચાકરી કરવામાં ચુક કરે અથવા તેઓ-

ના ઉપરીના હુકમ પરમાણે કામ નહીં કરેતો બાંધી મારવાની સજા થાયછે, અથવા હાથ પગમાં બેહડીઓ નાખી બંધીવાન કરી બારકસમાં રાખેછે.

---

## સરંગ.

રટીમરમાં ત્રણ કે ચાર એક એકથી ચહડતે દરજનના પચીસથી. પચાસ રૂપીઆ વાળા પગારના મુશલમાન સરંગ હોય છે, એઓના અને ખલાસીઓના પેહેરવેશમાં સીધા અને ઝભા એકજ રંગના અને એકજ તરેહના હોય છે; ફરક માત્ર એટલોજ કે સરંગના માથા ઉપર ફેંટો અને ગળામાં રૂપાની એક સીટી ઝુલતી હોયછે. ખલાસીના માથા ઉપર એખલીટોપી અને કમર ઉપર અસમાની અથવા લાલ રંગનો રૂમાલ અને એક છરી ઝુલતી બાંધી રાખેછે. કપતાનનો અને માલમનો હુકમ સરંગને જેવી રીતે થાય તેવી રીતે તેઓ ખલાસીઓને બારકસનું સર્વે કામકાજ મોહોડેથી બોલીને અથવા ડોળ અને સડ ઉપર ચહડેલા ખલાસી હોય તો સીટી વગાડી હુકમ કરેછે તેનો અર્થ તેઓ સમજીને ઝડપથી કામ બજાવેછે. તેઓના ખોરાકમાં ચોખા, દાળ અને સુકી માછલી ઘણુ કરી આપેછે. સરંગ અને ખલાસીઓ એકઠા મળી ખાઇ પીઈને એક સંપથી રહેછે. પણ તેહેવારને દિવશે કપતાન મેહેરબાની કરી એ ગરીબ મેહનતુ ખલાસીઓને તથા સરંગને સારી ખોરાકી આપેછે. અજ્ઞેનાં દેશી બારકસોના ખલાસીઓને ખોરાકીને બદલે રોકડા પૈસા ખાતાના આપેછે તથા પોશાકીનો ખરચ આપવામાં આવતો નથી; પણ વરસાદનાં દિવસમાં ગરમ કપડાનો પોશાક બારકસનો ધણી આપેછે.

---

## ફીડલરો.

ફીડલરો ગોવાના ફરંગીઓ હોયછે, તેઓ દર રાહનારના પાનળના અને ઊખંડનો સામાન, હથીઆરો તથા બસાર્થ કામ સાફ કરેછે. સાંજના સુરજ અસ્ત થવાની વખતે મહારાણી વિક્ટોરીઆનું રાજ સલામત રહે તેહેની સ્તુતી પરમેશ્વર પાસે. ફીડલરો વાજીંત્ર વગાડી કરેછે. ત્યાર પછી મહારાણી વિક્ટોરીઆની હયાતીમાં વધારો થવાને પરમેશ્વરની સ્તુતી કરવામાં આવેછે. તે થયા પછી ખુશી ઉપજાવવાને કેટલી પ્રકારના રાગ વગાડી સ્ટીમરના માણસોનાં મનને આનંદ પમાડે છે; તે વેળાએ કેટલાએક ગૃહસ્થોને, ઉતારૂઓને રમત ગમત થવાથી નાચી કુદીને ગમત મેળવે છે, એવી ગમત દરરોજ સાંજનાં બારકસ ઉપર એક બે કલાક સુધી થાય છે. તે વખતે સઘળાં માણસોને હરખ ને ખુશી ઉપજ્યાથી દીલ એવું તો અમન ચમનમાં મસગુળ થઈ જાયછે, કે તેની તારીફ લખવાને પુરતા શબ્દો મળી આવતા નથી.

---

## વાવટા.

સ્ટીમરમાં હમેસાં કાઠી ઉપર જુદી જુદી જાતના વાવટા ચહડાવેલા હોય તે ઉતારી બીજા ચહડાવેછે. એ જુદા જુદા રંગના ચહડતાં નંબરના દશથી વીશ ફુટ લાંબા, તરેહ તરેહના મોટા વાવટા સમુદ્રમાં ફરતા બારકસોના નામના તથા સવાલ જવાબ કરવાના હોય છે. એની નંબર નીશાનની ચોપડી છાપેલી કપતાન પાસે રાખવામાં આવેછે; તેમાં ચહડતા ઉતરતા નંબરથી જુદા જુદા અર્થ વાવટાનો થાયછે. વખતે સમુદ્રમાં આવતાં જતાં બારકસો સાથે સંદેસો ચલાવવો હોયતો

એ ચોપડીમાં ફરમાવેલા બારકસની વાવટા કાઠી ઉપર વાવટા ચહડાવી સવાલ જવાબ કરેછે. તેમાં બારકસના નામનો, ધણીનો, દેશાવરનો બારકસની હાલતનો દેશાવરખાતે સંદેસો મોકલવાનો, એવી રીતે તરેહ તરેહના જુદા જુદા રંગના વાવટા એક બીજા સાથે મેળવીને વાવટા કાઠી ઉપર ચહડાવીને સવાલ જવાબ કરેછે, એવી રીતના સવાલ જવાબ થઈ રહા પછી છેલો અસામનો વાવટો પણ ચડાવેછે. તે વખતની રમત ગમત દુરબીન અથવા આપેરા ગલાસની મદદ જોવાથી એક મોટી ખુશી ઉત્પન્ન થાયછે. એવી રમુજી ગમત થયાથી મુશાફરોને વિચાર ઉત્પન્ન થાયછે કે, દુનિયામાં જેમ અવાચક માણસો હાથની ઇસારતથી બીજા ગૃહસ્થોની ખાતરી કરેછે તેવી રીતે બોલતાં માણસો સમુદ્રમાં મુસાફરી કરી હાથની ઈસારતને બદલે વાવટા ચહડાવી એક બીજા બારકસોનાં ઉપરીઓ વાતચીતની રીતે સમજેછે એ વખતની ખુશાલીની ગમત ભોગવનાર મોટા સમુદ્રમાં હમેશની સફર કરનાર મુશાફરો છે. અત્રે દેશી બારકસોના ઉપરી વીપતીની અથવા સુખાકારીની વખતે સંદેસા ચલાવવામાં કેટલા પછાત પડેલાછે તે વિશે અતી ઘણી દીલગીરી થાય છે.

---

## પાયલટ.

---

આવતાં જતાં બારકસોને સભાળથી બાગમાં દાખલ કરવા તથા બાગ મધેથી બાહાર કહાડવાના, કામ ઉપર અંગ્રેજ સરકારના દરીયા ખાતાના કારભારીઓ કે જેઓ બંદરમાં રસ્તો દેખાડનાર રાખેલા છે. એ માણસોને સરકાર તરફથી સારો મુશારો મળેછે, તેઓને બગબાવાલા બંદરમાં તપાસને વાસ્તે રાખેલાછે. આવતાં જતાં-બારકસોને બગબાવાળા બંદરમાં દાખલ થતી વખતે પાયલટને બોલાવી તેની મદદ લેવી

પડેછે. તેઓના ઠરાવેલા લવાજમની રકમ વાહાણ ધણી પાસેથી વસુલ કરેછે. તેઓ બારકસને સંભાળથી લાવેછે અને લઇ જાયછે. તેની આજુ બાજુ લંગરદાર થયલા વાહાણોને ઈજા નહી પોહોચે તેવી રીતે બારકસ ચલાવી લઈ જાયછે. એટલા વખત સુધી બારકસોનો ઉપરી પાયલટ ગણાય છે. કોઈ વખતે માંઠાં ભાગ્યે તોફાની પવન નિકળી આવતા લઈ જતા એકાદ બારકસની નુકસાની થય, તો બારકસની તથા ભરેલા માલની નુકસાની વીમા વાળાઓને માથે આવી પડે છે, તેનો વાંધો વીમાવાળાઓથી લઇ શકાતો નથી. અગર પાયલટ બારકસ ઉપર નહી હોય, તો વીમા વાળાને થયલી નુકશાની નહી આપવાનો વાંધો કરે તો ચાલી શકેછે, તેથી બારકસનો કપતાન ઠપકામાં આવે છે. એવો બનાવ નહી બનવાને માટે હમેશાં આગબોટવાળા બંદરમાં, સરકારની તરફનો રસ્તો દેખાડનાર માણસ બોલાવી બારકસની હકુમત તેને સવાધીન કરેછે. તેમજ સ્ટીમર યુનાઇટેડે સરવિશ હંકારવાને વાસ્તે, પાયલટ આવી દાદર ઉંચકાવી લેવાનો અને આજુ બાજુએ આવેલા બારુંવી મછવાને હંકારી જવાનો તથા સ્ટીમરનું લંગર ઉપાડવાનો હુકમ કર્યો હતો. જેવું લગર ચહડીને ઉપર આવ્યું એટલે ઇંજીનમાંથી બાફ મુકી તેણે ફરી સામેથી આવતાં જતાં બારકસોના ઉપરીઓ સાવચેત થઇ પોતાના બારકસો ખશેડી નાખ્યા. તે વખતે રાતના આસરે આઠ કલાકનો અમલ થયો હતો તે વેળા સુકાનીને હુકમ કીધાથી લંગરદાર પડેલાં બારકસોની વચમાંથી જેમ રસ્તો મળતો હતો, તેવી રીતે દર મીનીટે અને દર પળે ગમુજી ભરેલા ઘુમ ખગાડા કરી નાળઉપરથી, કપતાન, માળમો, સુકાનીઓ, પાંચ સાત જણા તુતકની વચમાં થોડે થોડે છેટે ઉભા રહી પાયલટનો હુકમ જેમ થાય, તેમ એક બીજાને સંદેસો આપ્યાથી સુકાનીઓ સુકાન ફેરવતા હતા. 'ખલાસીઓ અને સંરંગોની ઝહડપથી ડોળ અને ઝડ ઉપર દોડા દોડીની ગમુજ જોવા લાયક દીસતી હતી.' જુજ વખતમાં કુલાબાની દાંડી મુકીને આગળ

આવ્યા ત્યાર પછી ખુશાલીને વાસ્તે કપતાન માલંમો, અને પાયલટ એઓ સઘળા તરેહ તરેહની મીઠાઇ મેવા તથા બીજી જણસોનો આગક ખાવા બેઠા તેવેળાએ ખુશીના અવાજ કહડતા હતા. આગળ ચાલ્યા પછી પાયલટે પોતાની બોટ સમુદ્રમાં ઉતરાવી, તે મધે બેઠી મોટા માને સાથે ઊતરી ગયો.

ગ્યાલી શેલાનના બંદરમાં પાયલટને બોલાવ્યો ન હતો. કારણ કે એ બંદરનું પાણી ઘણું ઉંડું, અને સમુદ્રના મોજાનું જોર અતીશે ઉઠી, પાણીનું જોર વધારે થાય છે. એ સમુદ્ર ઘણો ઊંડો છે, તેથી ખરાબો દેખાતો નથી વાસ્તે પાયલટ લેવાને એ બંદરમાં બારકસ બોટી થતાં નથી અને પાયલટની જરૂર પણ પડતી નથી.

શીંગા પોરના બંદરમાં પાયલટનો ખપ પડેછે, કારણ એ બંદર ખરાબાથી ભરપુર છે, અને પાણી છાલકા જણાય છે. તેથી એ ગામની દશ બાર મેલની વેગળાઇ એ સમુદ્રની માંહે એક ટેકરી ઉપર દીવા દાંડી અંગ્રેજ સરકારે બાંધેલીછે. તે ઉપર પાયલટોને રેહેવાની જગ્યા રાખેલીછે, ત્યાંથી આગબોટ પાંચ સાત મેલ દુર ઉભી રહીને સ્ટીમરના નામ, નંબરના વાવટા, તથા પાયલટ માંગવાના વાવટા ચહડાવ્યા હતા. તે વખતે પાછલી રાતના ત્રણ કલાકનો સુમાર હતો. એવું છતાં દીવા દાંડી વાળાએ ગામના રેહેવાસીઓને જાણ થવાનો, ઉપાય કીધો નહીં, એટલુંજ નહીં પણ પાયલટ મોકલવાના જવાબનો વાવટો પણ ચહડાવ્યો નહી. તેથી સ્ટીમર ઉપરથી આતસબાજી ભરેલું બાણ સળગાવી અજવાળું કીધું, તો પણ દીવાદાંડી ઉપરથી જવાબ મળ્યો નહી તે મેહનત વ્યર્થ ગઇ. તેથી સ્ટીમરના કપતાને જાણ્યું કે રસ્તો દેખાડનાર અમલદારો ઉંઘી ગયલા હશે, તેથી એક તોપનો અવાજ કીધો. તેના ભયંકર ઘોંઘાટથી તરત દીવા દાંડી વાળો જાગરત થઇ પાયલટ મોકલવાના જવાબનો વાવટો ચહડાવ્યો. એ સઘળી ગમુજ દુરબીનથી

ગતની વખતે દેખાઈ હતી. પાયલટની બોટ આપી સ્ટીમરને આગલા બંદરમાં લઈ ગઈ તે જગ્યાએ ઉભી રાખી તેટલામાં આડતીઆ બોટમાં બેસીને આવ્યા, તેઓને એ ગામના કાગળો પારસલો, જે હતાં તે કપતાનને કાહાડી આપ્યાં એટલે તેઓ ઉતરી ગયા પછી ગામની બાજુ તરફ બીજું ઉંડા પાણીનું સ્થીર બંદર છે, તેમાં સ્ટીમર લઈ ગયા. તે બંદરના કીનારા ઉપર મોટા લાકડાના તરાપા જડેલા હતા, તેના થાંભલાં સાથે પાગર બાંધીને પાયલટ બોટમાં બેશી રવાના થયો. તેવી રીતે એ ગામનાં બંદરમાંથી સ્ટીમર હંકારી, તે વખતે પાયલટ આવીને મોટા સમુદ્રમાં મુકીને ઉતરી ગયો હતો. એ ગામના પાયલટનો ભપકો અને દમામ અત્રેના બંદરના પાયલટ જેવો ન હતો, તે ઉપરથી ધારવામાં આવેછે કે એ ગામના પાયલટને વધારે મોટો પગાર અથવા લાભ થતો નહીં હશે. તેનું કારણ દેખાતું છે કે તે દેશ બાતે એવા મોટાં બારકસોની આવજાવ થોડી હોવાને લીધે હશે. ચીનાઈ અને આજુ બાજુનાં દેશી વાહાણોની આવજાવ ઘણી હોવાથી તેના ઉપરીને પાયલટની જરૂર પડતી નથી, કારણ કે તેઓ રસ્તાના માહીતગાર હોય છે. અત્રેના બંદરમાં મોટાં વાહાણોની આવજાવ વધારે હોવાથી દર એકને પાયલટની જરૂર પડેછે. તેથી મોટા પગાર આપી સરકારે ઘણાક માણસો રાખેલા છે તેઓને બારકસના ઉપરીઓ મોટું માન આપી બોલાવે છે.

હાંગકાંગનું બાર મોટું અને ઉંડા પાણીનું કુદરતછે. તેમાં ભરતી ઓટ થવાથી પાણીની વધ ઘટ થઇ કીનારાની અથવા સમુદ્રમાંની જમીન જણાઈ શકતી નથી. એવા ભરપુર બારામાં બારકસો લઈ જવાને કશી રીતની બાબતો ઉપરીને અડચણ પડતી નથી. તેની આજુ બાજુએ મોટા મોટા પાહાડો આવેલાછે, તેથી પણ કંઈ હરકત દીસતી નથી. એ બારૂં એવું તો સુગમ અને મોટુંછે કે તેમાં સેંકડો બારકસો લંગર વાર થઈ શકેછે; પણ જો કપતાન રસ્તાનો પુરતી રીતે માહીતગાર હોયતો પાયલટની જરૂર પડતી નથી. એ બારામાં આજાણ્યાં કપતાનને

બાગ્કસ સભાળથી લઈ જવાને મોટી હરકત પડેછે. કારણ કે બાગમાં દાખલ થતા પેહલા બે ત્રણ દિવસ આગાઉ પાહાડોની લગારો અને ચોગીયાના બાગ્કસો મળે છે. તે વખતે અજાણ્યો કપતાન હોય તો સમુદ્રમા બાગ્કસને કેહવી જગ્યાએ લગર કરવુ તેની સમજ પડતી નથી. અને એવી જગોએ દીવા દાડી નહી હોવાથી કોહોની પાસે પાયલટ માંગવો, તેની સમજ પડતી નથી. એવી અટપટી જગ્યામા અજાણ્યો ઉપરી હોયતો બાગ્કસની, માલની, ઉતારૂઓની, ખરાબી થઈ જાયછે. વાસ્તે એવી જગોમા ખસુશ કરીને જાણીતા કપતાન હોય તેજ પાર પડેછે.

કતાન શેહેરનુ બદર નદીના વેહતા મીઠા પાણીથી ભરપુરછે. એ નદી પાચશે મૈલથી વેહતી આવેછે, તેમા બીજી કેટલીક નદીઓનો સગમ થયાથી જોરથી પાણીમાં તાણ થાયછે તેણે કરીને મોટા બાગ્કસો ડરી શકતા નથી વાસ્તે બાર ચઉદ મૈલની વેગળાઈ ઉપર સમુદ્રની સાથે નદીનો સગમ થયેલો છે, તેની બાજુમા વાપુવા ચીનાઈ ગામનુ બદર ઉડા અને સ્થીર પાણીનુ હોવાથી મોટા બાગ્કસો લગર કરી તેજગ્યાએ પડી રેહેછે. એ બદરમા જાણીતા કપતાનને પાયલટની જરૂર પડતી નથી પણ અજાણ્યા કપતાનને હાગકાગના બદરમાથી ચીનો પાયલટ લેવો પડેછે. કારણ એ રસ્તો પણ ટાપુઓથી ભરપુર છે, તેથી સઘળો રસ્તો ટાપુઓના ખાચામાથીજ મળી આવે છે.

મકાઉ ગામનુ બાર ઘણુ મોટુ અને ઉડા પાણીનુ કુગગત છે. એ ગામના બદરમા જાણીતા કપતાનને બારકસ લઈ જવાને વધારે ગોતા ખાવા પડતા નથી. એ ગામના બદરના મુખડા ઉપર ચીનાઈ સમુદ્રછે તેથી ગામના આગલા બંદરમા સમુદ્રનો જોરથી મોજો ઉઠીને હમેશા બાગ્કસોને ઘણા આચકા ખવાડે છે તેણે કરી એ બંદરમા ઝાઝીવાર મોટુ બાગ્કસ ડરી શકતુ નથી, વાસ્તે ગામની પાછલી બાજુએ મોટુ અને ઉડા પાણીથી સ્થીર કુગગત બદર કીધેલુછે, તે જગ્યાએ મોટાં

અને નાહનાં બારકસો હંમેશાં લંગર કરીને પડી રહેછે. પણ વખતે મોટું તોફાન નિકળે તો બારકસોનો પુરતી રીતે બચાવ થઇ શકે એવી ઘણી-એક જગ્યા પાહાડની કધણો અને મોટા મોટા ખાંચાઓછે. તેથી કોઇ રીતે બારકસોને હરકત થઇ શકતી નથી. એ ચીન દેશમાં હંમેશ ને ત્રણ વર્ષે મોટું તોફાન સમુદ્રમાં થઇ આવેછે, તે વખતે એ ગામનાં બંદરમાં જોરથી તોફાન હોછે તેનું કારણ એ છે કે એ ગામ ચીનાઇ સમુદ્રના નાકાઉપર આવેલું છે, તોપણ તેની આજુ બાજુએ બારકસોનો બચાવ કરવાની ઘણી સરસ જગ્યાઓ છે. બારકસવાળા તોફાન થવાનો વખત અગાઉથી પીછાનીને, પોતાનાં બારકસો પાહાડોની કરાડોમાં લઇ જઇને ઘણી સરસ જગ્યાઓમાં રાખેછે. જો કોઈ બારકસવાળો ગફલતીમાં અથવા મોટા સમુદ્રમાં દૂર ગયેલો હોય તો તેનો બચાવ માયાળુ પરમેશ્વરના હાથમાં રેહે છે.

---

## સ્ટીમર હંકારતી વખતનો દેખાવ.

---

તારીખ ૨૨ મી એપ્રલ ઈસ્વી સને ૧૮૯૦ ની ગતના આસારે આઠ કલાકને અમલે સ્ટીમરનો પાવડો અત્રેના બંદરમાંથી ઉપાડ્યો હતો, તે વખતે તુતક ઉપર લખનાર રસુજ જોવાને બેઠો હતો, તે વેળા અજાએબ જેવો દેખાવ થઇ પડયો. સ્ટીમરનું મોહોડું મજગામ તરફ હતું, તે આસ્તે આસ્તે ફરવા લાગ્યું, તેથી મુંબઈના ઘરો અને તેમાંની રોશણી તથા પાહાડો સ્ટીમરની આસપાસ હળવે હળવે ફરતા હોય, તેવું દીસવા લાગ્યું. તે જોઇ લખનારને મોટી ગમત થઈ, તે એવી કે જાણે સ્ટીમર ઉભેલી છે, અને ગામનાં ઘરો તથા પાહાડો તેની આસપાસ હળવે હળવે ફરેછે, તેનું કારણ શું હશે ? જાણે હું ઉંઘમાં છઊં કે, સ્વ-

મ જોશ છું ? એવા મોટા વિચારમાં પાડયો એટલામાં સ્ટીમરની નાળ કુલાબા તરફ થયાથી ગામની હવેલીઓ ડાબી બાજુએ હતી તે જમણી બાજુએ થઈ ગઈઓ, અને પાહડો જમણી બાજુએ હતા તે ડાબી બાજુએ થઇ ગયા. એટલામાં લખનારની સુધ ઠેકાણે આવતાંજ વિચારથી જોયુ તો ગામ અને પાહાડો ફરયા નથી, પણ સ્ટીમર ફરી છે. થોડી વારે સ્ટીમર એકાએક ચાલુ થયાથી, આસ્તે આસ્તે જમણી તરફનાં ઘરોની રોશણી તથા આજુ બાજુ પડેલા બારકસોની રોશણી અને પાહાડો ચાલુ થયા હોય તેવું દીસવાથી બીજી વખતે લખનારને ગફલતીની રમુજ જણાઇ. તેવોજ, હુ ચમકયો કે એકાએક બાજુની હવેલીઓ તથા બારકસોની રોશણી ઝડપથી ચાલુ થઇછે તેની સમજ તરત પડી નહી. કારણ કે લખનાર કોઇ વખતે એવા બારકસમાં બેસી મુસાફરી કરવા નિકળ્યો ન હતો તેથી એવી રીતે રમુજ જોવામાં આવી વળી અંધારી રાતનો વખત, અને પાયલટનો હુકમ સુકાનીઓને પગલે પગલે થતો હતો, તેનો ઘોઘાટ તથા સ્ટીમર ચાલુ થયાથી સંચાનો સ્ક્રુ પાણીમાં જોરથી ફરવા લાગો તેનોઠકઠકાટ અને આજુ બાજુ તથા રસ્તાની સામે આડા આવતા બારકસો, ઝડપથી પાસે આવતા હોય, તેવો દેખાવ જોઇને ગભરાટ ઉપન્ન થયો હતો. એવી રીતે વિચાર અને ગીરફતારીમાં, કુલાબાની દાંડી પસાર કીધા પછી છુટો રસ્તો મળ્યો, તે વખતે લખનારને પોતાના કુટંબ કબીલાની અને બચ્ચાં છોકરાંઓની તથા વૃધ અવસ્તાની માતાથી થયેલી જુદાઈ ઈઆદ પડયાથી ઘણી દીલગીરી ઉતપન્ન થઈ, કારણ માગ કુટબથી હું વેગળો થઇ એક આઠવા ડીઆની મુસાફરી કરવાને કોઇ વખતે ગયેલો ન હતો, અને એવી લાંબી મુસાફરીનો સંજોગ બની આવ્યાથી, અને મુસાફરીમાં કેટલી પ્રકારના જોખમ ખમવાં પડે છે, તેની પણ મને ખબર ન હતી ; કેમકે પરમેશ્વરની તરફથી હયાતીની, બખસેશ હોય તોજ પરદેશ ગયલા માણસો પાછા આવી પોતાના કુટબ કબીલાને મલી શકે છે. એવા

વિચાર ઉપજ્યાથી ગંમગીન સરખો થઈ બેઠો હતો; એટલામાં એકા એક કુલાબાની દાંડી ઉપર નજર પડવાથી દીલગીરીની વિશરાંતી થઈ ગઈ.

---

## મુંબઈના કુલાબાની દાંડી.

એ દાંડી વિશે અત્રેના સર્વ કોઈ જાણીતા હશે, તોપણ એ દાંડીની ખુબ સુરતી વખાણવા જોગ એવી તો છે, કે લખાનારને એવી દીવા દાંડી જોવામાં બીજે ઠેકાણે આવી નથી. તેથી પરદેશીઓને જાણવા સારૂ વર્ણન લખેલું છે. એ દાંડીની ઉંચાઈ સો ફુટ કરતાં વધારે છે અને પોહાલાઈ વીશ ફુટ કરતાં વધારે હશે. તે ઉપર ચહડવાને વાસ્તે માંહેલી તરફથી ગોળ ફરતો દાદર મુકેલો છે, તેની પાયરીઓ ખુબ સુરત ગોળાકાર છે. તે ઉપર ચહડયા પછી જોઇએ છીએ તો તેની ટોક ઉપર ગોળ મોટો ઘુમટ વિલાયતી જાડા કાચથી જડી લીધેલો છે. તેની અંદર ત્રણ ખુણાવાળી લોખંડની એક લાટ સાથે જડેલું ફાનસ બનાવેલું છે, તેની એકેકી બાજુએ પાંચ પાંચ દીવા ગોઠવેલા હોયછે. તે દીવાઓની પછવાડેથી ધાતુના લંબગોળાકાર ચકચકીત આરસાઓ મુકેલાછે. તેથી દીવાનો ચમકાટ વધારે જોરથી બાહાર નિકળતો દીસે છે એવી રીત ગોઠવણ કરેલીછે. તે લાટને રાતની વખતે ઘડીઆલના ચકરની માફક ફરતી કરી મુકે છે, તેથી તે આખી રાત ફરયા કરેછે. જો એ ફરતી કીધી નહી હોયતો તેને દુરથી આવતા વાહણો થંભ તારો અથવા શ્રીમંતોની હવેલી મધે યતીરોશણી સમજી બંદરમાં પેસતાં ખરાબાઓની ઉપર બારકસ ચહડી જાય અથવા અથડાઇને જોખમાય. એવી ધાસ્તીમાંથી બચવાને માટે એ દીવા દાંડી ઉપરનો દીવા ફરતો રાખેલો છે. તે દીવાં દાંડીને સુમારે બારકસો

હશે. તેઉપર બતીનું એક મોટું ફાનસ મુકેલું છે, તેમાં દરરોજ રાતની વખતે રોશની કરવામાં આવે છે. તે મધે અંગ્રેજ સરકારના વારા ફરતી માણસો જઈ રેહેછે. તેની વાવટા કાઠી ઉપર આવતા બારકસો ના નામના વાવટા ચહડાવેછે તેથી એ ગામની બીજી વાવટા કાથી ઉપર વાવટા ચહડાવ્યાથી રેહેવાસીઓને જાણ થાયછે. તેણેકરી આવતા બારકસની સામે અતલગના એશીઓ મછવામાં બેશી, બારકસ ઉપર જઈ પોતાના મીત્રોને મળેછે.

---

## હાંગકાંગની દીવાદાંડી.

---

એ ગામના બંદરની આજુબાજુએ દીવાદાંડી જોવામાં આવી નથી. એ બંદરમાં આવતા બારકસોને અપુટ પાણી હોવાથી ખરાબો પણ જણાતો નથી. એ સમુદ્રમાં મોટાંમોટાં સેંકડો ટાપુઓનો ઝુંડો છે. તેનો દેખાવ જુદી જુદી નીશાનીઓ અને નામો નકશાનાં મોટા કાગલ ઉપર ચીનરેલા હોયછે. તે નીશાનીઓ ઉપર ધ્યાન રાખી તેની વચમાંથી પસાર થવાના રસ્તા બતાવેલા હોય છે. તે રસ્તે ટાપુઓની વચમાંથી બારકસને સાવચેતીથી લઈજાયતો તે ચીનાઈ રાજના ગામમાં જવું હોય તેજ ગામમાં જઈ શકાય; પણ ટાપુઓની વચમાંથી બનાવેલી નીશાનીઓ ઉપર ચોકસીથી ખાતરી કરયા વગર એક રસ્તાને બદલે બીજા ટાપુઓની વચમાંથી ભુલચુકે કપતાન બારકસ લઈ ગયો હોય તો, આડે મારગે જઈ ગોતાં ખાય છે; વાસ્તે ઘણી સંભાળથી બારકસ એ લતામાં ચેડવા પડેછે. અજાણ્યો કપતાન અથવા ગફલતવાળો ઉપરી હોય તો મોટી ખરાબીમાં આવી પડેછે એટલુંજ નહી પણ જાનમાલથી હાત ધોવા પડેછે.

---

## મુંબઈથી બાણકોટ.

——oo——

સ્ટીમર હંકારયા પછી સમુદ્રમાં ચાલવા લાગી અને પાયલટ ઉતરી ગયા પછી કપતાને સુકાનીઓને દક્ષિણ દિશા તરફ ચલાવવાની વરદી આપી, અને ઈન્જિનેરને જોરથી ઈજીન ચાલુ રાખવાનો હુકમ કીધો એટલે આગબોટ ઝડપથી ચાલુ થઈ તેથી કુલાબાની દાંડીના દીવાની રોશણી આસ્તે આસ્તે ગુમ થઈ ગઈ. અને મઉરબા તથા બાણકોટનો કીનારો નજદીક આવવાની વકી થઇ તેનો કીનારો અને ટેકરી ઉપરના ઝાડપાન ખુબ સુરત દીસતો હતો તે પસાર કર્યો.

---

## બાણકોટથી રત્નાગિરિ.

---

દાપુલી, શીવદુર્ગ, કરણદી, દાભુલ ખાડી, અંજનવેળ, વિજય દુર્ગ, અને રત્નાગિરિ મુકીને દક્ષિણ દિશા તરફ ચાલ્યા હતા. એ ગામોનાં કીનારા કેટલેક ઠેકાણે ગીચ્ચ વનસ્પતીથી ભરેલા જણાયછે, અને કેટલેક ઠેકાણે ટેકરીઓછે, એ બંદરો ખાતે દેશી બારકસોની આવજાવ ઘણી થાય છે તેથી કેટલાક બારકસો સમુદ્રમાં રાત્ર દિવસ આવતાં જતાં જણાતાં હતાં.

---

## રત્નાગિરિથી ગોવા.

---

પુરનદરઅ, રાજાપુર, ગિરિયા, ભુરતગુરુ, માલવણ, વીગોરલા, તીરેકોલ, ચેપોરહ અને ગોવા સુધી કોકણ જીલાના કીનારાની રોનક વ-

બાજુવા જોગ દીસતી હતી. તેને મુકીને સ્ટીમર દક્ષિણ દિશા તરફ ચાલી હતી. એ સમુદ્રમાં દેસી બારકસોની આવજાવ ઉનાળાના મોસમમાં આઠ મહીના સુધી સારી થાયછે. દેશી બારકસોની ચાલ ધીમી હોવાને લીધે તેની બાજુએથી આગનબોટ જાયછે તે વખતે પાણીની માહે સ્ટીમરનું સ્કુ અથવા પૈડાં ફર્યાથી જોરમાં પાણી હળબળ્યાથી મોજાં ઉઠીને દેશી બારકસો આચકા ખાયછે. અને તેને પાછળ મુકી આગબોટ આગળ નિકળી જાયછે. તે વખતે બેઉ બારકસોનાં માણસોને ગમત પેદા થઈને ખુશીના અવાજ કાહાડેછે. એ ગામની જમીન રસાળછે પણ ડુંગરા અને વનસ્પતીથી ભરપુરછે, તેમાં ઘણી એક જાતની જણસો ઉત્પન્ન થાય છે.

---

## ગોવાથી મલબાર કોસ્તો.

---

આગળ ચાલતાં મલબારનો કીનારો દુરબીને જોવાથી દેખાવા લાગ્યો. તેની ઉપર સફેદ રેતી અને બાજુએ નાળીએરીનું મોટું વન ભરપુર જણાયછે. એટલામાં વાહણ "ડ્રેગન" મળ્યું તે બારકસ કીનારાની બાજુએ ચાલતું હતું અને સ્ટીમર દુરથી ભર સમુદ્રમાં ચાલતી હતી ત્યાંથી તે દેખાયું એટલે બેહુ બારકસની કાઠી ઉપર વાવટા ચહડાવી સવાલ જવાબ કીધા તેની વિગત નિચે મુજબ.

| | | |
|---|---|---|
| સવાલ | સ્ટીમરનો | બારકસનું નામ પુછ્યું? |
| જવાબ | વાહણનો | ડ્રેગન. |
| સવાલ | સ્ટીમરનો | કયાદેશથી હંકારેલુંછે ? |
| જવાબ | વાહણનો | મુંબાઈથી હંકારેલુંછે. |
| સવાલ | સ્ટીમરનો | કયે દેશ જાયછે ? |
| જવાબ | વાહણનો | હાંગકાંગ જાઉંછું. |

| | | |
|---|---|---|
| સવાલ | સ્ટીમરનો | હમારી મદત જોઈએ છે ? |
| જવાબ | વાહણનો | ઉપકાર માન્યો. |
| સવાલ | વાહણનો | સ્ટીમરનું નામશું છે ? |
| જવાબ | સ્ટીમરનો | પુનાઈટેડસરવિસ. |
| સવાલ | વાહણનો | કયે દેશ જાયછે ? |
| જવાબ | સ્ટીમરનો | હાંગકાંગ જાઉછુ. [આવતો ? |
| સવાલ | વાહણનો | ડ્રેગુન સારી હાલતમાછે તેનો મેલાપ જ- |
| જવાબ | સ્ટીમરનો | હા, માગ, રીપોર્ટમા લખીશ. |
| સવાલ | સ્ટીમરનો | સલામ ? |
| જવાબ | વાહણનો | સલામ. |

એવી રીતના સવાલ જવાબ ઝડપથી થતાં સ્ટીમર આગળ વધી ગઈ, તોપણ એક બીજાએ દુરબીનથી જોઈને સવાલ જવાબનાં નંબરના વાવટા ઝડપથી ચહડાવતા હતા. આગલ જતા તાળચરી, કલીકોટ, કોચીન, એઓના સફેદ રેતી ભરેલા કીનારા એક સરખા હારેહાર દુરબીનથી દેખાતા હતા. તે ઉપર નાળએરીનુ ઘટા ભરેલુ વન દેખાયું એટલે કપતાને મુકાનીઓને પશ્ચિમ દિશા તરફ સ્ટીમર ચલાવવાનો હુકમ કીધો, તેથી મોટા સમુદ્રમાં સ્ટીમર ચાલવા લાગી અને આસ્તે આસ્તે કીનારો દેખાતો બંધ થયો.

---

## લક્ષદ્વીપ.

---

મલબાર કોસ્ટનો થોડો બાકી રહેલો હતો તેટલે સ્ટીમરને પશ્ચિમ દિશા તરફ ચલાવ્યાથી મોટા સમુદ્ર આવવા લાગો, અને આજુ બાજુના પાહાડ અથવા કીનારો જણાતો બંધ થયો. સ્ટીમર બાહર લઈ જવાનું કારણ એટલુ જણાયુ કે એ જગામાં લક્ષદ્વીપ નામના છુટક ટાપુ-

ઓ છે; તે કીનારો બેડનારા બારકસો કીનારાની નજીકથી મધ્યભાગ ચલતો પસાર કરેછે તેઓને એ ટાપુઓના ખરાબાથી નુકસાન થતું નથી; પણ મોટા બારકસોને એ ટાપુઓનો ખરાબો ઘણે દૂર સુધી નડેછે, તેથી બરદરીએ મોટા બારકસોને લઇ જવાં પડેછે; માટે ગરમી, વરસાદ અને પવન ના જોરથી મોટા આચકા ખમીને આસ્તે આસ્તે એ ખરાબો વટાવીપસાર થાયછે. વખતે કોઈ બારકસવાળો અજાણ પણાથી એ ટાપુના ખરાબાની નજીકથી બારકસ પસાર કરેતો બારકસની ખરાબી તાકીદે થઇ જાયછે; વાસ્તે જાણીતા બારકસ વાળા એ સમુદ્રમાં વધારે સાવચેતી રાખેછે.

---

## ત્રાવણકોર.

---

સ્ટીમર ત્રાવણ કોર લગાના સમુદ્રમાં ચાલવા લાગી તે વખતે કીનારો અને પાહાડ નજર આવતા નથી. એ સમુદ્રમાં મોજાનું જોર વધારે હતું, તેથી સ્ટીમરને આચકા અતિશય લાગતા, અને ઝડપથી ચાલી શક્તિ ન હતી. અને ઉપર નીચે થવાથી નાળ તરફનો આગલો ભાગ પાણીમાં દબાતો હતો, તેથી રકુર તરફનો પાછલો ભાગ પાણીની ઉપર નિકળી આલીજ ફરી જતો હતો; તેણે કરી બારકસને ચાલવાની હરકત થતી. એ સબબથી માણસો અને ઉતારૂઓ તે ઉપર ચાલતી વખતે છોકરાઓની માફક લથડીયાં અને ઝોલા ખાતા જણાતા, એટલુંજ નહી પણ ઘણા ખરા એ વખતે વાંતી કરવાને ચુકતા ન હતા. હમેશાં એ સમુદ્રમાં વા વરસાદનું જોર વધારે હોવાને લીધે ઘણી હલાકી મોટા બારકસોને અને ઉતારૂઓને ભોગવી પડેછે, એટલુંજ નહી પણ અતિશય ગરમીનાં સબબથી ધબરાટ ઉત્પન થઈ બે ચેહની પેદા થઇ આવેછે. ત્યાર પછી સ્ટીમરનું સુકાન આસ્તે આસ્તે પશ્ચિમ દિશાંમાંથી એક એક પાંઈટ કપ્તાનનાં હુકમ પરમાણે રાતદિવસ દક્ષિણ દિશા તરફ લાવતા હતા.

---

## કન્યા કુમારીના ભૂશિર.

મોટા સમુદ્રમાં સ્ટીમર ચાલતી હતી, તે વખતે ગરમી અને સમુદ્રનું જોર એમનુ તેમજ હતું. માલદ્વીપ તથા કોલંબાના લતામાં ચાલવાની વકી થઇ તેથી સ્ટીમરને આસ્તે આસ્તે દક્ષિણ દિશા તરફ લાવતા, તેણે કરી ગરમીનું જોર જરા જરા નરમ પડતું ગયું; પણ સમુદ્રના ઉછાળામાં ઘટારો થયો ન હતો. કેટલાક ઉતારૂઓ તથા માણસોને સમુદ્રનાં આચકાથી પેટમાં ડોહોવાઈને વાંતી થતી હતી તેને લીધે માંદગીના જેવો દેખાવ થઇ ગયેલો હતો.

## પાંઇંટથી ગાલ.

ચ્યાલી શીલોનનાં બંદરનું નામ ગાલ છે. એ હિંદુસ્થાનની દક્ષિણ દિશા તરફ આવેલુ છે. એ મુંબઇથી સમુદ્રને માર્ગે ૯૨૫ મૈલ દુરછે. ત્યાં પોહોચતાં એકસો દસ કલાક થયા. એ બંદર હિંદુ મહા સાગરની બાજુએ આવેલું છે, તેમાં દાખલ થતાં બારકસો ઘણા જોરથી આચકા ખાયછે, તેથી માણસો બેચેન થઈ જાયછે. એ ગામની આજુ બાજુના સમુદ્રમાંથી ખગમોતી નિકળેછે, તેને કાહાડવાને કેટલાક ડુબકી મારો પોતાની હોડીઓ લઇને ઘણે દુર સુધી ફરતા ફરેછે. તેઓની હોડીઓને ઘેહેલી હીકમત કરયાથી દરીઆના ઉછતા મોજાના જોરથી ઉંધી વળવાની ધાસ્તી રેહેતી નથી, અને બંદરમાં ઉતારૂઓને વાસ્તે ફરતી હોડીઓ પણ એવીજ હોયછે.

## બંગાળાના અખાતવિષે.

ગાલી શીલોનનાં બંદરમાંથી સ્ટીમર હંકારી તે વખતે દક્ષિણ દિશા તરફ સ્ટીમરનું મોહોડું રાખ્યું તેથી બંગાળાતરફ જતા આવતા ઘણાક બારકસો એક બે દીવના રસ્તા સુધી જોવામાં આવતાં હતાં. ત્યાર પછી બંગાળાના મોટા સમુદ્રમાં પૂર્વ દિશા તરફ એક દિવસ સ્ટીમર ચલાવી પાછી આસ્તે આસ્તે ગત દિવસ એક એક પાંઇટ દક્ષિણ દિશા તરફ ચલાવવા લાગા, તેથી કોઈ કીનારો, ઝાડપાન, પક્ષી અને પાહાડ પાંચ સાત દીવસ સુધી દેખાયો નહી, ફક્ત ઉપર આસમાન અને નીચે પાણી, એ શીવાય બીજુ કંઈ દેખાતું ન હતું. એ સમુદ્રના પાણીનો, રંગ બદલાઈને કાળુ, અસમાની, લીલા રંગનું દીસવા લાગ્યું. આગળ ચાલતાં બે સુમાર મોટી મોટી માછલીઓના ટોળે ટોળા પાણીમાંથી ઉછળા મારી પાછાં પાણીમાં ગેલ કરતાં જણાતાં; અનેએવી રીતે સ્ટીમર જેમ આગળ ચાલતી તેની આજુ બાજુએ સ્કુરના પોલાટથી પાણીમાંથી માંછલીઓના ટોળાં બાહાર આવી સ્ટીમરની આગળ પાછળ ઉછાળા મારી દુર જઈ પડતાં હતા. ગતની વખતે એ માંછલીઓ સ્ટીમરના ચાલતા ઈજીન અને સ્કુરના અવાજથી ટોળેટોળાં કુદતાં આગળ ચાલતાં હોય અથવા નાહસી જતાં હોય એવી રીતે સારકસની આજુ બાજુએ જણાતાં હતાં. એ દેખાવ જાણે ગોયા ચળકતો હીરા મોતીના ગાલીચા બીછાવી દીધા હોય તેવો ગજીઆમેરો દેખાતો હતો. એ માછલીઓની લંબાઈ આસરે પાંચ, સાત ફુટની અને પણી ઘણી જોરાવર દીસતી હતી. સ્ટીમર આસ્તે આસ્તે દક્ષિણ દિશા તરફ ચલાવી ત્યાર પછી જેમ રસ્તો મળતો હતો તેમ તે દીશા તરફ સુકાન ફેરવતા હતા. તેણે કરી આચીનો ટાપુ સમુદ્રની વચમા આવેછે તે ડાબીબાજુએ સુકાને સ્ટીમર ચાલી હતી. એ સમુદ્રમાં બે ત્રણ બારકસો

વવાનાછે, તેમાં સારી મોસમમાં એ ટાપુને ડાબી બાજુએરાખી બ-
થી બારકસની આવજાવ થાયછે; પણ કમોસમમાં માંહેલી તરફથી આ-
વ થાય છે, તેનું કારણ એકે જવાની મોસમમાં બારકસ-
પછમ તરફનો પવન અને પાણીનું જોર મળેછે. આવવાની
સમમાં બારકશને પૂર્વ તરફનાં પવન અને પાણીનું જોર મળે છે,
વરસમાં જુન મહીનાથી નવેંબર સુધી અત્રેથી જવાની મોસમ
રી હોય છે, અને ડીસેંબરથી મારચ સુધી ચીન દેશથી
વતા બારકસને સારી મોસમ હોયછે; પણ એપ્રલ અને મે મહીના-
આવનાર અને જનાર બારકસોને બેહુ તરફના મહાદારીઓને એક
રબો પવન મળેછે અને પાણી સ્થીર રેહછે; તેથી એ બે મહિનામાં
રકસના ઉપરીની મરજી એ ટાપુની બાહારથી અથવા અંદરથી જે
જુએથી જવાની અથવા અવવાની હોય તે બાજુએ આવજાવ કરેછે;
ણ મોસમ અને કમોસમ હોવાથી રેવાજ પ્રમાણેજ આવજાવ કર-
ી જોઇએ. તેમ ન કરે તો તોફાનની જાળમાં અને સામેના પવન
ાણીના જોરથી સંકટ ભોગવું પડેછે. એવી રીતે આગળ જતાં ખરા-
ાની તથા મગર, સુસવાટની ધાસ્તી રાખવામાં આવતી હતી.
ટલામાં બેનકોલીઅન ટાપુને ડાબી બાજુએ રાખી આગળ સ્ટીમર
ચાલી હતી. તે વખતે દક્ષિણ દિશામાંથી આરતે આરતે પૂર્વદિશા તરફ
ચલાવી એટલે મલાક્કાના સમુદ્રમાં આવી લાગી.

---

શંકુનડાનો સમુદ્ર.

કમાં આવી પોહોચી. જાવા બેટમાં અગાઉ હિંદુઓ મુશાફરી કરતા હતા તેની જે કેહવાત હિંદુઓમાં રેહી ગઈછે, તે આ પરમાણે "જે જાવ જાવે તે ફરી નહી આવે અને આવેતો તેની સાત પેહડીના પગીયા ચાલે " (એટલે અગાઉના હિંદુસ્તાનના લોક જાવા બેટમાં વેપાર રોજગાર કરીને ત્યાંથી એટલીતો દોલત મેળવી લાવતા હતા, કે તે દોલત તેની સાત પેહડી સુધી વાંપરે; તોપણ ખુટતી ન હતી; માટે તે વેલાએ હિંદુસ્તાનના લોકોએ કેહવત જોડી હશે. કેમકે તે વખતે દરીઆની મુસાફરી ઘણી જોખમ ભરેલી અને લાંબી સફર કરવા લાયકના વાહણો ન હતા. કોઇ હીંમતથી દુખ ભરેલી સફરે જઈ મોટી દોલત મેળવી લાવતા, તે લોકોને અજાયબ જેવુ લાગતુ ; પણ હાલમાં તેમ નથી. હાલમાં લાંબી સફર કરનારા વેપારીઓ ઘણા થયા અને તેને લાયકના બારકસો પણ તોફાની દરીઆમાં ચલાવવાને માટે સેહલી, રીતના સાંચાની ગોઠવણીના ચાલુ થયા છે, તેથી સઘળી હરકત મટી ગઈ છે; પણ ફક્ત કેહવાત રહી ગઇ છે. એ ઉપરથી એટલુંતો સાબેત થાયછે કે અસલના વખતમાં હિંદુઓ જાવાની મુસાફરીએ ગયેલા હતા, તેની સાબીતીમા ત્યાં પોતાના ધર્મના દેવસ્થાનો સ્થાપેલાં હતાં, તેમાથી કેટલાંક રેહેલાં સભલાયછે). સુમાત્રાનો ટાપુ ડાબી બાજુએ અને જમણી બાજુએ બેટવીઆનો અને જાવાનો ટાપુઓઓની વચેનાં સાકડા સમુદ્રમાંથી સ્ટીમર આગ્નેય દિશા ચાલી. એ સમુદ્રમાં ચાલવાનો માર્ગ એટલો તો સાંકરો હતો કે ચાર બારકસો સાથે ચાલી શકે એવો દેખાતો હતો; પણ એમાં ભરપુર પાણી હોવાથી બારકસોને ઝડપથી ચાલવાને કોઇ પણ પ્રકારની અગવડ ન હતી. પણ મલાક્કાના અને બીજા ટાપુઓના લુટારા બારકસનીજ ફક્ત ધાસતી ગણ્યામાં આવતી હતી. ત્યાંથી આગળ ચાલ્યા એટલે ડાબી બાજુએ સુમાત્રાનો પાછલો ભાગ આવ્યો અને જમણી બાજુએ બોરનીઓ ટાપુ, એ બન્નેની વચેના સાંકડાં સમુદ્રનો ભાગ આવેલો છે; પણ પાણીથી ભરપુર છે. અને કેટેકે એવાતો

ભયંકાર અગાઉ આવેલા છે કે, તેની અતિઘણી ધાસતી રાખવામાં આવે છે; એટલુજ નહી પણ એ સમુદ્રમાં મોટી મોટી માછલીઓનો જ થો એકદમ બારકસની નજીકમાં આવવાની ઘણીજ ધાસતી રાખવામાં આવે છે.

---

## મલાક્કાનોસમુદ્ર.



મલાક્કા સ્ટ્રેટના સાંકડા સમુદ્રમાં સ્ટીમર ચાલુ થઈ તે થોડા કલાક સુધી એવી રીતે ટાપુની વચમાંથી ચાલતાં એક એક મોટા ફરાગત સમુદ્ર આવી. તે વેળાએ શીંગાપોર સાથે વહીવટ રાખનારા ચીનાઈ, મલાકા, જાવા, બટેવીઆ, અને સીઆમ, બાંગકોકના વેપારીઓના તથા માછીમારોના સેંકડો નાહના અને મોટા બારકસો કપડાના અથવા સાદડીના સઢ ચહડાવીને આવતા જતા દુરથી દેખાવા લાગ્યા. એવી રીતે આગળ ચાલતાં પાછલી રાતના પાંચ સાત મૈલની વેગળાઈએ દીવાદાંડી દેખાયાથી, પાયલટ માગ્યો હતો. તે આવી શીંગાપોરના પાછલા બંદર તરફ સ્ટીમર લઈ જઇ તરાપાસાથે પાગર બાંધી ઉતરી ગયો. શીંગાપોર આવતાં સ્ટીમરે, ગ્યાલીશેલાનથી સમુદ્રને માર્ગે ૧૬૦૦ મૈલનો રસ્તો બસો ચાલીશ કલાકે કાપયો હતો.

---

## ચીનાઈ સમુદ્ર.



સ્ટીમર શીંગાપોરનાં બંદરમાંથી નિકળી મલાક્કાનો ટાપુ ડાબી બાજુએ રાખી દક્ષિણ દિશા તરફ ચીનાઈ સમુદ્રમાં ચાલવા લાગી. એવી રીતે આસરે બસો મૈલ ચાલ્યા પછી આરતે આગ્તે ગ્રત દિવશ પૂર્વ

ભયંકાર ખરાબા આવેલા છે કે, તેની અતિઘણી ધાસતી રાખવામાં આવે છે; એટલુજ નહી પણ એ સમુદ્રમાં મોટી મોટી માછલીઓ-નો જ થો એકેદમ બાંરૂકસની નજીકમાં આવવાની ઘણીજ ધાસતી રાખવામાં આવે છે.

---

## મલાક્કાનોસમુદ્ર.

મલાક્કા સ્ટ્રેટના સાંકડા સમુદ્રમાં સ્ટીમર ચાલુ થઈ તે થોડા કલાક સુધી એવી રીતે ટાપુની વચમાંથી ચાલતાં એકા એક મોટો ફરાગત સમુદ્ર આવી. તે વેળાએ શીંગાપોર સાથે વહીવટ રાખનારા ચીનાઈ, મલાકા, જાવા, બટેવીઆ, અને સીઆમ, બાંગકોકના વેપારીઓના તથા માછીમારોના સેંકડો નાહના અને મોટા બારકસો કપડાના અથવા સાદડીના સડ ચહડાવીને આવતા જતા દૂરથી દેખાવા લાગ્યા. એવી રીતે આગળ ચાલતાં પાછલી રાતના પાંચ સાત મૈલની વેગળાઈએ દીવાદાંડી દેખાયાથી, પાયલટ માગ્યો હતો. તે આવી શીંગાપોરના પાછલા બંદર તરફ સ્ટીમર લઈ જઇ તરાપાસાથે પાગર બાંધી ઉતરી ગયો. શીંગાપોર આવતાં સ્ટીમરે, ગ્યાલીશેલાનથી સમુદ્રને માર્ગે ૧૬૦૦ મૈલનો રસ્તો બસો ચાલીશ કલાકે કાપયો હતો.

---

## ચીનાઈ સમુદ્ર.

સ્ટીમર શીંગાપોરનાં બંદરમાંથી નિકળી મલાક્કાનો ટાપુ ડાબી બાજુએ રાખી દક્ષિણ દિશા તરફ ચીનાઈ સમુદ્રમાં ચાલવા લાગી. એવી રીતે આશરે બસો મૈલ ચાલ્યા પછી આસ્તે આસ્તે ગત દિવશ પૂર્વ

દિશા તરફની એક એક પાંઈંટ મુકામ ફેરવી ગણતા હતા, અને પૂર્વ દિશા તરફ સ્ટીમર ચાલુ થયા પછી આસ્તે આસ્તે ઉત્તર દિશા તરફ ચલાવી હતી. તેમજ આગળ ચાલતા સીનાઇ ભર સમુદ્રમાં આવ્યા એટલે કીનારો અને પાહડ ચાર પાંચ દિવસ સુધી દેખાયો ન હતો, એટલુજ નહી પણ ઉપર આસમાનનો વિચિત્ર રંગ શોભાયમાન દેખાતો હતો, તેથી પેદા કરનાર પરમેશ્વરની બેહદ રચના અને દાહાપણનો સાથે બરપણાનો વિચાર લખનારના મન ઉપર અસર થતો. નીચે જોતા સમુદ્રની લીલા, પીળા, અને અસમાની રંગના પાણી નજરે પડતાંજ ભયકાર ધાસ્તી ઉપજતી હતી. તે વખતે દયાળુ ઇશ્વરની ઇઆદ આવેછે કે મોટા સમુદ્રમા પવન અને વરસાદનુ જોર હોવાથી મોટી સ્ટીમર એક નાહના મછવાની માફક પણ તાકાત એ માહાસાગરમા ધગવતી ન હતી. પવનના ભારે જોરથી બારકસ ઊંચે નીચે થાય છે ત્યારે હરેક ભારી વજનની જણસો એક બાજુએથી બીજી બાજુએ જઈ પડેછે, એટલુજ નહી પણ કોઈ વખતે ખુરસી ઉપર બેઠેલા માણસો ખુરસી સાથે અથવા કોચ ઉપર સુતેના કોચ સાથે પડી જાયછે, વાસ્તે તેને મજબુત સ્ટીમરના તકતા સાથે જડી લીધામા આવેછે. અને કોઈ કોઈ વખતે ચાલતા માણસો લથડીયા ખાઈને એકાએક ભારી બારણા સાથે અથવા બીજા સામાન સાથે અથડાઈ પડેછે. કોઇ વખતે ખાવા બેઠેલા હોઇએ ને મોટા આચકો એકાએક આવે તો ખાવાનું ઢોળાઈ જઈ વાસણ ઉંધુ વળી જાયછે. એવી રીતનો બનાવ બનતા બનતા એકાએક વાદળ ઘેરાઇ વરસાદ આવી તોફાની પવન નિકળ્યો, તેણે કરી સમુદ્રનાં મોજાં પાહડ જેવા ઉઠી સ્ટીમર ઉંચે નીચે થતી હતી. નીચે ઉપર થવાથી એવું મોટું બારકસ નાહની હોડી જેટલી કુવત પણ એ માંહા સાગરની સામે ધગવી સકતી ન હતી. એટલુજ નહી પણ જાણે બુલંદ આકાશમાં ઉડતુ એકજ ચકલીયુ જણાતુ નથી તેમ માહા સાગરમાં ચારે દિશાએ જોતાં જાણે એક સ્ટીમર ચાલતી જણાતી ન હતી. આગલ ચાલતા મોટા

મોજાના જોરથી આગડા એ સુમાર આવતા હતા. તેની ધાસ્તીથી માણસોના હઈયાં ધડકવાં લાગ્યાં એટલુંજ નહી, પણ મોટા મગરમંછ, સુસવાટ, વેહેલ અને બીજા દરીઆઈ જનાવરોની ધાસ્તી રાખવામાં આવતી હતી; કારણ એવા જનાવરો મોટામોટા બારકસના તળીઆ નીચે આવી પોતાના બળથી બારકસને ઉલટાવી નાખેછે, તેથી લાંબા લાંબા હથીઆરો એવી સ્ટીમરોમાં તૈયાર રાખી મુકવાં પડેછે; કેમકે એવો બનાવ બન્યાથી તરત તે જનાવરને કતલ કરવા અથવા ભોકી નાખવાને બની આવે.

---

## લાંબુઆનના ટાપુ.

---

ચીનના સમુદ્રમાં પાંચ ૭ દિવસ ચાલ્યા પછી લાંબુઆનનો ટાપુ પ્રથમ દુરથી નજર આવ્યો, એની આસપાસ સમુદ્ર ગાજતો હતો ત્યાંથી આગળ ચાલતાં શૈગાનના લતાનો સમુદ્ર પસાર કર્યા પછી એક મોટી સ્ટીમર મુંબઈ તરફ જતાં દુરથી દુરબીનમાંથી જણાઈ. પણ તેનું નામ નીસાન ચોકસ મેળવી શકયા નહી; કારણ તે એટલી તો દુર હતી કે, માત્ર તેના નિકળતા ગુંજ ધુવાડા વાદળમાં દેખાયા, તેથી દુરબીને તોયાપી એક નાહની હોડી જેવી દીસતી હતી. એ સમુદ્રમાં તોફાનની ફીકર ધારે પડીએ રાખવામાં આવેછે, તેણે કરીને જેમ બને તેમ એ તોફાનની ધાસ્તીમાંથી જલદીથી નિકળી જઈ, બચાવ કરવાને વાસ્તે સ્ટીમરને પણી ઝડપથી ચલાવવાની યુક્તિ કરવામાં આવેછે.

---

## પેલવાનનો ટાપુ.

ચીનાઇ સમુદ્રમાં જે ટાપુઓ છે તેમાંના એક ટાપુંનું નામ પેલવાન છે. એ ટાપુ બીજા ટાપુઓથી વધારે મોટું છે તે ઉપર મોટી વસ્તી છે. સ્પાનીઅર્ડ લોકો એ ટાપુ સાથે મોટો વેપાર ચલાવેછે. તેની આજુ બાજુએ ફરતો સમુદ્ર આવેલો છે. એવા નાહના મોટા હજારો ટાપુઓ આગળ જતા આવેછે. તેઓ જુદા જુદા નામ નીસાનથી ઓલખાયછે. એ ટાપુઓના જથામાંથી ચાલવાના રસ્તાઓના મોટા મોટા નકશાઓ કાબેલ અંગ્રેજોએ કરી ગએલા હોયછે, તેમાં જોઇને એ બીકટ રસ્તા ઘણી સાવચેતીથી કપતાન પસાર કરેછે. એ ટાપુ મુકીને આગળ જઈએ છીએ તોપણ કીનારો નજર આવ્યો નહી; પણ તોફાની પવન નિકળી વરસાદ આવી પડયો તેણે કરીને વધારે ધાસ્તીમાં પડયા, અને આગળ ચાલવાને કપતાને કશી ફીકર રાખી ન હતી; એટલે માંઇન્ડોરાના ટાપુઓના લતામાં જઈ પોહચ્યા. એ ટાપુપણ સમુદ્રની વચમાં હતો તે ઉપર વસતી છે કે નહી તે જણાતુ ન હતુ. ચીનાઇ સમુદ્રના કેટલા ટાપુઓછે તે ઉપર થોડી ઘણી વસ્તી વસેલી હોયછે અથવા બેચાર છાપરા પણ હોયજ હોય; કારણ એ લોકો ઈલાએદી જગા કોઈ પોતાના તાબામા કરી ગએ છે. તે ઉપર ખેતીની અનાજ અને બીજી જણસો ઉતપન કરીને અને સમુદ્ર કીનારેથી માછલી પકડી લાવી, અમન ચમનથી ગુજરાન ચલાવી ખુસીથી રેહછે.

## મનીલાના બેટ.

ચીનાઈ સમુદ્રમાંથી જતાં જમણા હાથ ઉપર મનીલાના બેટ સાથે જે ટાપુઓ આવ્યા છે તે સ્પાનીઅર્ડ લોકોના તાબામાં છે. તેમાંથી ઘણી કીમતી જણસો પેદા થાયછે. તે સ્પાનીઅર્ડ વેપારીઓ ખરીદ કરી દેશો દેશ મોકલે છે. એ બેટમાં આંબાના ઝાડ ઘણાછે, તેની ઉપર ઘણી સરસ કેરીઓ ઉતપન્ન થાયછે. તે હાંગકાંગ ખાતે સ્ટીમરો ભરીને આવેછે. એ કેરી કદમાં લાંબી અને સ્વાદમાં ઘણીજ સોડીનદાર હોયછે, તેની અંદરનો ગોટલો નાહનો અને રેશા વગરનો થાયછે, તેથી એ ફળને ઘણા લોકો ચાહીને લેછે. જેમ અત્રે આફુસ અને પાયરીની કેરીઓને લોકો ચાહેછે તેજ પરમાણે ત્યાંના લોકો તેજ કેરીને વધારે પસંદ કરેછે. એ કેરીની આગળ આફુસ અને પાયરી રદછે. એ બેટના તંબાકુની તારીફ વધારે થાયછે, તેથી કરીને તેના ચીરૂટ બનાવેછે. તે ઉંચી કીમતે બાહરના વેપારીઓ ખરીદ કરી ઇંગલંડ, ફ્રાન્સ, એમરિકા અને બીજા દેશોમાં મોકલેછે; તે ઝડપથી ખપીજાયછે. એ જણસની પરીક્ષા કરનાઓ બમણી ચોગણી કીમતે ખરીદી મનીલાબેટની બનાવેલી ચીરૂટ વાપરે છે. એવી જાતની ચીરૂટ બીજા દેશાવરોમાં બનાવીને તેને મનીલાની ચીરૂટના નામથી ખપાવવાને કરે છે; પણ જેને પરીક્ષા બરાબરછે તે ગૃહસ્થો તરત ઓળખીને તેને ના પસંદ કરેછે. એ બેટનો લતો મુકીને બસો, ત્રણસો, મેલ આગળ ચાલ્યા; એટલે ચીનાઈ માછીમારોના બારકસો દેખાવા લાગ્યાં. એ માછીમારો ચારસો પાંનસો મેલ દુર સમુદ્રમાં મોટા મોટા બારકસો લઈ જઈ માછલી પકડે છે, અને તેઓને વાહણમાંજ સુકાવી દેશોદેશ ફરી સારી કીમત ઉપજાવી વેચેછે. જેવા માછી મારોનાં બારકસો હોયછે, તેવાંજ ચીના લુટારાના બારકસો સેંકડો સમુદ્રમાં ફરે છે. તે જાણે માછી મારોના જેવા તેઓ ધંધો કરતા હોય તેવાજ દેખાવમાં આવેછે, પણ એતો

ચીનાઇ સમુદ્રમાં ચીનાઈ વાહણો સિવાય બીજા ધાંની ચાલનાં પરદેશી બારકસો વખતે મળીઆવે તો તેની આગળ પાછળ દુરથી, અજાણ્યા થઇ; પોતાના બારકસો માછીમારોની માફક જણાઈને, માછલી પકડતા હોય તેવા દેખાવથી ધીમે ધીમે મોટા પરદેશી બારકસને ગેરતા ઘેરતા એ સમુદ્રના જ્યાબધ બેટોના કોઈ ખાંચાવાળી અથવા એકાંત જગા જોઈ લુટારાઓ પોતાના બારકસો સાથે તેની ઉપર ધેરો નાખતા નાખતા એકાએક હોમલો કરી, તે બારકસ ઉપર ચહડી જઇ તે માંહેના માણસોની કતલ કરી, પછી આખુ બારકસ લુટારા ચલાવી પોતાના ગામમાં લઇ જઈ, સર્વે માલ ખાલી કરી બારકસને ભાગી નાખે છે, અથવા સળગાવી દેછે. ચીનાઈ સમુદ્ર હજારો ટાપુઓથી ભરપુરછે તેથી ચોરીઆઓને તેના ખાંચાઓમાં સેંકડો બારકસો છુપી રીતે રાખવાને બની આવેછે. એવા ખાંચાઓમાં લુટારાઓ બારકસ લુટી જઈ ભરાઇ રહેછે, તેનો પતો લાગવાને ઘણી મુસ્કેલી પડેછે, તેણે કરી અંગ્રેજ સરકારે પોતાની લડાયક અગનબોટો એ સમુદ્રમાં ચાંચીઆઓની સોધને માટે ફરતી ગઠેલીછે, તોએપણ પરદેશીના બારકસોને લુટારાઓની ધાસ્તી રાખવી પડેછે. એજ રીતે આગળ ચાલનાં દરરોજ માછી મારોના બારકસો વધારે મળતાં હતાં.

---

## હૈનાનના ટાપુ.

---

મોટા મોટા સેંકડો ટાપુવો દુરથી દેખાવા લાગ્યા. તેમાં હૈનાન નામનુ એક મોટું ટાપુ આવેલું છે, તે ઉપર આગલા "કુહલી" શાહાનશાહાના વખતમાં આખા ચીનાઈ ગજનું પાય તખત સ્થાપેલું હતું; પણ હાલમાં એ ટાપુમાં ચીનાઈ રાજના અરાર સ્વસ્થાન મ

વેનું એક સ્વસ્થાન છે. તેનો સુબો પોતાના તાબાનાં કેટલાક ગામો ઉપર હાકમી ચલાવેછે; એ ટાપુનો દેખાવ સ્ટીમરમાંથી બ-ભકદાર દેખાતો ન હતો; પણ એ ટાપુને ડાબી બાજુ એ મુકીને આગળ ચાલ્યાથી કેટલાક ટાપુઓ આવવા લાગ્યા. સ્ટીમર આગળ ચાલતી હતી તે વખતે કપતાન અને માલમ ચીનાઈ સમુદ્રના ટાપુઓ અને રસ્તાના નકશા લઇને સ્ટીમરના તુતક ઉપર બેસી સુકાનીઓને સુકાન ફેરવવાનો હુકમ કરતા. એ સમુદ્રનું પાણી ઘણુ ઉંડુછે પણ વચે આડા અવળા ઘણા ટાપુઓ અને ખડકો હોવાથી ચાલવાનો રસ્તો દુરથી દેખાતો નથી, જે ટાપુ ઓ અને ખડકોની વચમાંથી જવાનુ હોય તે ભુલથી બીજા ટાપુ અને ખડકોની વચમાંથી બારકસ હંકારયુ હોય તો હાંગકાંગ જવાને બદલે બીજી જગ્યાએ નિકળી જાયછે. તેથી કરીને લુટારાઓની મોટી ધાસ્તી રાખવી પડેછે. કપતાન અથવા મા-લમને અંધારીરાતે વા વરસાદના જોરથી તોફાન થઈ આવ્યું હોયતોતે વ-ખતે ઘણી અડચણ ભોગવી પડે છે; તેણે કરીને તેઓ આખી રાત જાગરત રહી ટાપુઓ અને ખડકોનાં નકશા મધેથી રસ્તો, સોધી સોધી નીશાનીઓ તપાસી બારકસ હંકારેછે. એવી જગોમાં કપતાનની અને માલમની મેહ-નત અતિઘણીછે.

એ માસની ૧૯ મી તારીખે સાંજના ચાર કલાકે એક મોટો પા-હડ દેખાઓ. તેની પાછલી તરફ ગયા એટલે હાંગકાંગની વસ્તીનો ભાગ દેખાવવા માંડયો અને થોડીવાર પછી બંદરમાં સ્ટીમરે લંગર નાખ્યું. એ મહીનાની ૧૦ મી તારીખે ચીંગાપોરથી સ્ટીમર હંકારી તે આસરે ૨૨૦ (બસો વીશ) કલાકે (૧૪૨૫) મૈલની સફર કરી, મુંબઇથી ૪૦૦૦ મૈલનો અંતર ગણવામાં આવે છે પણ વરસમાં એક મોસમ આવવાની અને એક મોસમ જવાની હોયછે તેમાં આવતા જાતા રસ્તાની ફેર બદ-લી કીધાથી શો, બશો, મૈલની વધઘટ થઈ પડેછે. મુંબઈથી હાંગ-કાંગ પોહચવાને સ્ટીમરને સતાવિશ દીવસ થયા હતા: કેમકે સ્ટીમર

ધીમી ચાલની હતી તેથી સાત, આઠ દીવસ વધારે થયા પણ હાંગકાંગ થી પાછા આવતા જાનબ્રાઈટ નામની નવી સ્ટીમર ઝડપ ચાલની હતી તેથી કરીને મુંબઈ આવી પોહોચતા (૧૮) દિવસ થયા હતા.

સ્ટીમરે લંગર કીધા પછી કેટલાક અંગ્રેજ, પારસી, યાહુદી, અને બીજા વેપારીઓ બોટમા બેસીને સ્ટીમર ઉપર કપતાનને મળવા આવ્યા હતા તે વખતે મુંબઈના માલના ઉભા ભાવ તાલ પુછવા લાગ્યા, એટલામા શેઠ ખુરશેદજી નોશરવાનજી કામાજીના ભાગીઆ શેઠ પેશતનજી ધનજીભાઈ કુરસેતાજી પોતાની બોટમા બેસીને આવ્યા, અને તેઓની સાથે હાંગકાંગની પેઢીના મુનીમ ભાઈ એદલજી રૂસતમજી તવરીઝવાલા આવ્યા હતા તેઓએ કપતાન સાથે મુલાકાત કરી વેપાર સમાચારનો ખુલાસો મેળવી લખનાર મુસાફરને પોતાની બોટમા કીનારે ઉતારી, ભાઈ એદલજીએ મને માહર શેઠની પેહેડી ઉપર પોહોચતો કર્યો હતો જેટલા દિવસ હાંગકાંગમા હું રહ્યો, તેટલા દિવસ સુધી માહરા શેઠ પેશતનજી ધનજી ભાઈએ તથા તેઓના મુનીમ ભાઈ એદલજીએ અને એજ પેહેડીના લાગતા વળગતા કારભારીઓએ ઘણી બરદાસ્ત રાખી હતી. એટલુંજ નહી પણ બીજા કેટલાક ગ્રહસ્થોની સાથે મિનાચારી કરાવી, તેથી હમેશા એ સઘલા ગૃહસ્થોનો મોટો ઉપકાર માનુ છઉં.

---

## કપતાન બીથમ.

યુનાઇટેડ સરવિસ સ્ટીમર તે વેળાએ ચાયના મરચંટ કંપનીની હતી, તેનો એ કપતાન હતો એ સ્ટીમરની શણગારેલી કેબીનમા કપતાન પોતાની સ્ત્રી તથા બે છોકરીઓ સાથે સંતોષ અને સુખથી રેહેતો હતો તેણે ઘણા વરસ સુધી અમેના દેશી વેપારીઓના મોટા બારકસોમા ચાકરી કરેલી હતી

તેણે કરી સમુદ્રવિશે અને વાહાણ ચલાવવાના કામ વિશે તે ઘણો કાબેલ હ-તો, એટલુંજ નહી પણ સ્વભાવે ઘણો સારો અને મીજાજ સારૂં હતાં. તેસાથે પોતાની આબરૂનો બચાવ કરવાને હંમેશા ખંતી રહેતો હતો. બારકસના માણસો જે વાજબી રીતે મર્યાદાથી ચાલનારઉપર પ્રીતિ રાખતો, અને અ મર્યાદ માણસોથી દુર રેહેવાને ચાહતો. સારી ચાલના ઉતારૂઓ ઉપર પ્રીતિ અને બરદાસત રાખતો, અને ગેરવાજબીરીતે ચાલનારાઓને પોતાની ધમ-કીમાં રાખતો, કેમકે કપતાન એપરમાણે નહી કરેતો ખરાબ ઉતારૂઓની ચાલ થી વધારે ખરાબી થાય, તેવી ખગબી નહીં થાય તે સારૂ ઉપરીઓની લા-યકી પ્રામાણેએ કપતાનને ચાલવું પડતું હતું. તેને માણસોની પીછાન કરવાની શક્તિ પૂર્ણ હતી, તેથી ગુણી માણસને હીન પસ્તી ખમવી પડતી ન હતી. જે સખ્સને માણસની પીછાનત ન હોય તેવા સખ્સને એવા મોટા અધીકાર આપ્યાથી કેટલીક વખતે ખરાબીનું મુળ નિકળી આવેછે. એવા અવગુણ એ કપતાનમાં ન હતા. પણ જરા આકરા સવભાવનો હતો. એ બારકસોના માલેકોને માથે ભરેલા માલનું કસુ જોખમ રેહતું નથી; કારણ દરીઆમાં બારકસ ચાલુ થયા પછી જોખમનો સઘળો જવાબ કેપતાનને માથે હોય છે. બારકસ ચલાવવાનું, માણસોની તજવીજ રાખવાનું, ભરેલા માલની વધઘટનું, સમુદ્રમાં રસ્તા બતાવવાનું, આવતા જતા બારકસોના મેલાપનો હસાબ રાખવાનું, રસ્તામાં થતી હરકતનો બચાવ કરવાનું, ઉતારૂઓની માહવજત અને સંભાળ રાખવાનું, દરરોજ રસ્તાની લબાંઇનો હસાબ, અને એ શિવાય બીજી ઘણી પ્રકારનાં જોખમનું કામ કપતાનને માથેજ હોય છે. તેના કાયદા ના મોટા મોટા પુસ્તકો રાખેલાં હોયછે તેમાં ફરમાવ્યા મુજબ જે દેશમાં જવું હોય, તે દેશનાં બંદરમાં પોહોતાથી અંગ્રેજ સરકારનાં સમુદ્ર ખાતા-ના વડા અમળદારોને સમુદ્રમાં થયલા બનાવનો સઘળો હસાબ સોગન ખાઇને આપવો પડેછે. એવા જોખમ ભરેલા કામના ઉપર રહેલા કપ-તાનનો પાંચશો સાતશો રૂપીઆનો પગાર હોયછે, અને ખોરાકી આ-

પવામાં આવેછે તથા પોસ્તાકીનો ખરચ પોતાની ગાંઠનો કરેછે, પેનીન સુલા કંપનીની સ્ટીમરના કેટલાક કપતાનોને મોટા પગાર સાથે બીજી પેદાસ હોયછે તે છતાં પણ પોતાનો જલદ સ્વભાવ ગમે છે, અને તેઓ ઘણું કરીને દેશી ઉતારૂઓ ઉપર દીમાગમાં રેહછે. તે પ્રમાણે એ સ્ટીમરના કપતાનનો સ્વભાવ જોવામાં આવ્યો ન હતો.

---

## પેહલા વર્ગના ઊતારૂઓ.

——oo——

યુનાઇટેડ સરવિસ સ્ટીમરમાં સારી મોકળાસની શેતુન અને કેબીન રંગીન સોભાયમાન હતી એ દેશી વેપારીઓની સ્ટીમરમાં ઉતારૂઓ મુંબઈથી ઘણા જતા ન હતા, તેથી એકાતવાળી જગ્યામાં મોકળાશ અને મોજ મઝામાં રેહેવાને બની આવેછે. એ ચીનના વેપારીઓએ ચીનખાતે સ્ટીમરો ફરતી રાખવાને વાસ્તે કંપની ઉભી કરી હતી, વાસ્તે તેઓની સ્ટીમરો ચીનતરફ હમેશા આવજાવ કરતી હતી. તે મધે જનાર આવનાર ઉતારૂઓ થોડા હતા. તેમજ લખનાર ગયો તે વેળાએ ઉતારૂઓની ભીડ ન હોવાથી આખી કેબીનની ઓરડી ચાર ઉતારૂઓ રેહે તેની જગ્યામા એકલો રેહતો હતો. એ કેબીનમાં બાનું રાખવાની તથા સમુદ્રના ખારા પાણીની બાજુનુ મીઠું પાણી પીવાને માટે રાખવાને જગ્યા હતી. હમેશ સ્ટીમરમાં નાહાવાને માટે ઓરડી હોયછે, તેમાં નાહીને પછી ફલ મેવાનો અને જે ખોરાકી આપણી પાસે હોયતે ખાવાની તજવીજ સારી રીતે બની શકે છે. મને એ સ્ટીમમા ભુખને વાસ્તે ઘણુંજ અજાયબ જેવું લાગતું હતું; કેમકે સમુદ્રની ખારી હવાથી ભુખ ઊઘડતી હતી, તેથી વધારે ખોરાક લેવાની જરૂર પડતી એટલુ જ નહી પણ શરીર પુષ્ટ થતુ હતુ. સ્ટીમરમાં હમેસાં કપતાન, સાર્જંટ, ખલાસીઓ અને કામકાજ કરનાર ચાકરો નોકરોની ઘણી ખબરદારી

રાખે છે અને જેમ સગાવાહલાં એક બીજા ઉપર મોહોબત અને પ્યાર રાખે છે, તેમજ સ્ટીમરમાં ચાકરો અને સઘળા માણસો એક બીજા ઉપર પ્રેમ રાખેછે. ચાકરો કામ કાજ કરવાને વાસ્તે દીવસમાં પાંચ સાત વખતે આવી કામ કાજ કરી જાયછે, અને જે જણસનો ખપ ઉતારૂઓને પડેછે તે જણસ તુરત સ્ટીમરનાં ચાકરો લાવી આપેછે.

---

## ઇજનેર બરંન.

---

એ સ્ટીમરનો મોટો ઇજનેર બરન નામે ઇગ્રેજ એક કેબીનમાં તેની સ્ત્રી સાથે રેહતો. તેનો હુકમ ઇંજીનનાં સર્વે માણસો ઉપર ચાલતો હતો. ઇંજીનમાં કઇપણ કારણથી બગાડ થયો હોય, તેને સુધારવાનું અને ચલાવાનું કામ તેના હુકમ પ્રમાણેજ થતું હતું. એ શખ્સ ઘણો ગરીબ સ્વભાવનો અને માયાળુ દીસતો. તેનો પગાર કપતાનથી ઓછો હતો, તોપણ સ્ટીમરને ચલાવવામાં હંમેશાં ચીંતા રાખતો. તેની ખોરાકી સ્ટીમરના માલેક તરફથી મળતી; પણ પોશાકીનો ખરચ પોતાની પાસેથી કરતો. એ ઇજનેર અને તેની સ્ત્રી બેહુ હંમેશાં ઓરડીમાં એકાંત બેશી કોઈ માણસ સાથે પોતાના કામથી વધારે ભાષણ ન કરતાં, પણ પોતાનાં કામ ઉપર વધારે ચીત રાખતા. તેણે કરીને એ કુટુંબની વખાણ વધારે થતી. જે સખસ પોતાની ચાકરી ઉપર બરાબર ધ્યાન આપેછે, તેવા સખસને માલેકની તરફથી વધારે માન અને આબરૂ મળેછે, પણ માલેક બે કદર હોયતો ચાકરનું દીલ હટી જવાથી ચાકરની અને માલેકની બેહુની ખરાબી થાય છે. એ ઉપરથી કેટલાક અનુભવ વગરનાં શ્રીમતો સવાલ કરસે કે બેહુની ખરાબી કેમ થશે? તેના દાખલા હમારી પાશે ઘણા છે. સઘળા ચાકરો એક સરખી રીતના ડાહાપણ ભરેલા, ઈમાન દારીથી ચાકરી કરનારા મળી

આવતા નથી. કોઈ એવા ગુણવંત ચાકર મળ્યાથી માલકને કસળી રીતે લાભ થાય છે, પણ કોઇ વખતે ખામી ભરેલો ચાકર રાખ્યાથી હરેક રીતે ખરાબીનુ હથીઆર થઈ પડેછે; કેમકે હંમેસાં સઘળા કામમાં તે ચાકરની સાથે સહુલા સપથી વડીવટ ચલાવ્યો હોય તો મતલબીઆ ચાકર પોતાની મતલબ સાધવાને ચુકતા નથી. તેથી માલકને હાની પોહોચે છે. જો ચાકર નાકરમાની કરી જુની ચાકરી છોડી જાયછે, તો તેને સારી ચાકરી એકા એક મળી આવતી નથી. અને જો સારા ધણીની ચાકરી મળી આવીતો આબરૂ ઈજ્જતમાં રહી સારી ચાકરી બજાવસેતોજ ફાયદો થશે, પણ બેકદર માલકની ચાકરી મળીતો તેનું, પરીણામ સેવટે સારૂ નિકળતુ નથી; કારણ માણસો પોતાની હયાતીમાં હમેસાં ભુલ કરતાજ આવેછે, તેથી લાંબા દીવસની ચાકરીમાં મોટા ફાયદા કીધા છતાં કોઇ વખતની થોડી ભુલને વાસ્તે સઘળી મેહનત રદ જાય છે. વાસ્તે માલકને હમેસા વિચાર કરવો જોઇએ કે પોતાનો માણસ કેટલો બરખાછે, કે બે કદરછે, તેની પકી ખાતરી કીધા સિવાય, ગુણી ચાકરની ઉપર હપેકો એકા એક મુકવો ન જોઇએ કેટલાક ઓમેદોની પાછળ ખુસામતીઆ અને મતલબીઆ અલકાતુઓ પોતાની મતલબ સાધવાને બાહાને કરતા ફરેછે; તેઓ ઈમાનદાર ચાકરને એક પાસે રહેલો જોઇને તેઓ પોતાનાં ફરેબમાં ફાવી સકતા નથી, તેથી કરીને ઈમાનદાર ચાકરની બદગોઈ કરયા કરે છે. એ ઉપરથી માલેકોએ સાવચેત રહી, એવા અલકાતુ મતલબીઆ ઓની ઉસકેરણી ગુણવંત ચાકરોને કહડાવવાની હોય, તે ધ્યાનમાં રાખવુ જોઇએ અને પોતાની બુદ્ધીના બળથી પુરતો વિચાર કરવો જોઇએ. જો તેમ ન બનેતો મતલબીઆની ઉસકેરણીથી ગુણી જુના ચાકરનો વિસ્વાસ ઉતારીને કોઇ પણ તરેહનું તોમત મુકી કાહડી મુકાવે છે. તેમ કરતી વખતે પુરતો વિચાર કરી વિમવાનુ ચાકરને કાહાડવો ઘટેતોજ કાહડવો. તેમ ન બનેતો બેઉની ખરાબી થવાનુંજ બી, રેપાય.

---

## મોટો માલમ ગેજ

એ સખ્સ બીજા માલમોને માથે ઉપરી ઘણો હુસીઆર અને ચંચળ સ્વભાવનો હતો. તેથી કપતાનની હકુમત નીચે રહીને તેની મરજી પ્રમાણે હુકમને તાબે થઈ, ગરીબાઈથી કામ બજાવતો તેમજ ઉતારૂઓની, નાહાના માલમોની, સુકાનીઓની, સરંગો અને સ્ટીમરનાં સઘલા માણસોની મરજી પ્રમાણે ચાલતો અને રમત ગમતથી હમેસાં ખુશીમાં રેહેતો હતો. કપતાનની ગેર હાજરીમાં એ કપતાનનું કામ બરાબર રીતે ચલાવતો હતો. તેને કેબીનની એક ઓરડી આપી હતી તેમાં તે એખલો રેહેતો. સ્ટીમરનાં બીજા નાહના માલમો, ખલાસીઓ, સરંગો, અને સુકાનીઓ ઉપર કપતાને કરેલા હુકમ પરમાણે તેઓની પાસેથી સઘળુ કામ કરાવી લેતો; પણ પોતાના હાથ હેઠળનાં માણસોને હંમેશાં રાજી રાખવા સારૂ હસાવી રમાડી બમણું કામ કરાવી લેવાની શક્તિ રાખતો, તેથી સ્ટીમરના માણસો એ ગુણી માલમના બતાવેલા કામથી કંટાળતા ન હતા, એટલુંજ નહી પણ અરસ પરસ એક બીજાની ભુલચુક થઇ ગઇ હોયતો ચુપચુપ સુધારવાથી કપતાન પાસે ફરીયાદ જતી નહતી.

---

## પશર હોરમજજી.

——oo——

પશર હોરમજજી એ પારસી ગૃહસ્થ સ્ટીમરના માલેકો તરફથી સ્ટીમરના માણસોને નોપતી ઓગરી વેહેચી આપવા માટે રહેલો હતો. એ ધણી કપતાન, માલમો, ઇન્જનેરો, સુકાનીઓ, ખલાસીઓ, સરંગો, સુતારો, ટીંડલો અને મસાલીને દર રોજના ખપ જેટલી ઓગરી કાહાડી આપી, તેહનો હસાબ કપતાનને જનાવતો હતો. એવીજ રીતે પેતીનસુના

કપનીની સ્ટીમરમા પણ અગ્રેજ પરીગ હોય છે, તેથી કેટલાક અગ્રેજ અને બીજા ઉતારૂઓને જોઇતી ઓગકી દરરોજ સ્ટીમર માથી આપવા ની કબૂલાતથી ઉતારૂ પાસેથી ઓગકી પુરતી આપવાને ઉતારના નાણામા વધારો કરી એ કપનીના માલેક વસુલ કરેછે. એ ઉતારૂઓને, સ્ટીનરી કે બીનમાથી એક ઓરડી રેહવાને આપેછે, અને ઓગકીની સાગમા સારી ઉચી કીમતની જણસોના ફળ, મેવા, આઇસ, મીઠાઈ ગોશ, કઠ-સૂપ, ચોખા, આટો, પાઉ, બીસકુટ, માખણ, આચાર, એ શીવાયે સઘળી જણસો ઓગકની પકાવીને અથવા વગર પકાવેલી આપેછે દારૂ પીનારઓને ઉચી જાતનો વિલાયતી અને ગામઠી દારૂ પણ રકમ બધ મળી આવ્યાથી ઉતારૂઓને અને બારકસના કેટલાક માણસોને લેવાને સવળ પડી આવેછે.

---

## ભાગ બીજો.

——૦૦——

### સીલોનનોટાપુ.

### ગ્યાલી સેલાન.

એ ટાપુ મુબઈથી આસરે ૯૨૫ મૈલ દુર હિદુસ્થાનની દક્ષિણ દિશા તરફ આવેલુ છે અરનના વખતમા થઈ ગયેલો રાવણરાજા રાજ કરતો તે વેલાએ તેને સોનાની લકા કેહેતા, પણ હાલમા તેની કઈ પણ નીશાન જણાતી નથી. તેની પશ્ચિમ દિશાએ કેપકામરીન અથવા કન્યા કુમારી, કોલંબો, માલદ્વીપ, ને બીજા ટાપુ આવેલાછે પૂર્વ કાઠા ઉપર બાટીકાલો, ત્રીકોમાલી અને બગાળાનુ અખાત આવેલું છે ઉત્તર દિશાએ કેટલાક ગામ અને મનારની સમુદ્ર ધુની છે દક્ષિણ દિશાએ હિદીમહા સા-

ગર આવેલોછે. એ ટાપુ અંગ્રેજ સરકારનાં સ્વાધીનમાંછે, તેથી રાજ દરબારી કામ ચલાવવાના મથકો કોલંબા, કાનડી અને ત્રીંકોમાલી છે, તે માટે એ શેહેરમાં ઇનસાફની કોર્ટો સ્થાપેલીઓછે તથા બીજા સર્વે પ્રકારના અમલદારો રાખેલા છે. એની લંબાઇ ૨૬૦) મૈલ અને પોહોલાઇ ૧૪૫ મૈલનીછે. અને તેમાં વસ્તી આસરે (૧૭) લાખ માણસોની સંભળાય છે. તેના જંગલમાં હાથીઓ મજબુત અને ગરીબ સ્વભાવના ઘણા મળી આવેછે. તેની પાસેથી તેઓ મજુરીનાં કામ કરાવેછે. એ ટાપુ નાળીયેરીના તથા બીજા ઝાડોથી ભરપુરછે. તેમાં કાફીના, ગરમ મસાલાના પુષ્કળ ઝાડો છે. પણ મુખ્ય કરીને તજની ઉત્પત્તી ઘણી થાયછે. એ કીમતી જણસોની પેદાસને લીધે તેનો વેપાર બાહારના દેશાવર સાતે ચાલેછે, તેણે કરી મહેસુલ ખાતાની ઉપજ સરકારને ઘણી થાયછે. એ શેહેરમાં વિલાયતની રીત પરમાણે પૌંડ, શીલીંગનું ચળણ છે, અને જતા આવતા કેટલીક જાતનાં માલની જકાત સરકારમાં આપવી પડતી નથી. એ ટાપુ હિંદીમહાસાગરમાં આવેલું છે. માણેક પુષ્કરાજ તથા બીજા રત્નો એ મધેના પરવતોમાંથી મળી આવેછે. એની ઉત્તર તરફના સમુદ્રમાંથી મોતી ઘણા નિકળેછે; માટે એ બેટની કીરતિ પ્રાચીન કાળથી થતી આવીછે.

---

## બંદર.

ગ્યાલીનું બંદર સમુદ્ર કીનારા ઉપર આવ્યાથી પાણીનું જોર ઘણું છે, તેથી મોટા મોટા બારકસો આમકા આઇ ઉપર નીચે થાયછે. એ ગામની આજુ બાજુએ પાહડો આવેલાછે અને એ જગોનો સમુદ્ર ઘણો ઊંડો છે તથા જોરથી પવન બંદરમાં ફુંકેછે તેણે કરી બારકસોની સંભાળને વાસ્તે મોટા મોટા લંગરો નાખવા પડેછે. એ બંદરમાં કલક-

તા, મદરાસ, ચીન, વિલાત, અને મુંબઈ ખાતે આવતાં અને જતા આગબોટો હંમેસા આવીને ઉતારો કરેછે, તેથી એ બંદરમા આવતા જતા સેંકડો આગબોટોનુ મથક થઇ પડેલુ છે. ઘણું કરીને મુંબઇ, કલકતા, મદરાસ, વિલાયત, અને ચીન ખાતે જતી આવતી મેલ સ્ટીમરો હમેસા એક બીજાનો મેલાપ બંદરમાં થવાથી એક બીજાના કાગળો, પારસલો, દાગીના, અને ઉતારૂ પોહચાડવાને વાસ્તે ફેર બદલી થાયછે, તે વેળાએ સેંકડો દેશના ઉતારૂઓને એ શેહેરની મુલાકાત લેવી પડે છે. એ બંદરમા હમેસા જતી આવતી મેલ સ્ટીમરો ઊભી થાય છે, અને તેમા જુદા જુદા દેશનો માલ પોહોચતો કરવાની બોલીએ ભરી લાવેલા હોયછે, તેની ફેર બદલી કરતા હંમેસા એક, બે, દીવસ સુધી ઉતારૂઓને એ ગામમા રેહેવુ પડેછે. તે વખતે રમુજ જોવા સરખી થઇ રહે છે

---

## હોડીઓ.

એ બંદરમા હોડીઓ તીસ, ચાલીસ ફુટ લાંબી અને બે, ત્રણ ફુટ પોહોળી થાયછે. તેની વચમાથી એક બાજુએ આડા લાંબા બે લાકડાં નાખી, તેના પાણી તરફ આવેલા ઝુલતા બે છેડા સાથે મજબુત ત્રીજુ આડું લાકડુ બાંધીને તેનુ ચોકઠુ પાણી ઉપર તરતુ રાખેલુ હોયછે, તેણે કરી સમુદ્રમા ઉઠતા મોજાના જોરથી હોડીઓ ડગમગી ઉંધી વળી શકતી નથી. એવી સેંકડો હોડીઓ બંદરમા અને બંદરની બાહાર પાંચ દસ મૈલની વેગળાઈ સુધી સમુદ્રમા ફરતી નજર આવેછે. તેને બે માણસો હમેસા લાંબા હલેસાં મારી ચલાવેછે. તેના ખારવાઓનો પોશાક હિંદુઓ જેવો હોય છે. એ ખલાસીઓના માથા ઉપર સફેદ કાપડની મોટી પાઘડી અને કમરે સફેદ મોટું કપડું લપેટેલું હોય છે. તેઓના શરીરના વચલા ભાગમા રંગીન રૂમાલની લંગોટી બાંધેછે, ગાકાનો બા-

ગ ખુલો રાખેછે, તેથી મદ્રાસી અથવા મલબારી જેવા દેખાયછે. તેઓ પોતાની હોડીઓમાં દશ, વીશ, ઉતારૂઓ વખમાંથી હારેદાર બેસાડી કીનારેથી બારકસ ઉપર તથા બારકસ ઉપરથી કીનારે લાવે છે. તેનો ઉતાર દર એક માણસ પાસેથી બે, ત્રણ પેન્સ લેછે.

---

## બારકસોને લંગર કરતી વખતનો દેખાવ.



કોઇપણ બારકસ બંદરમાં આવ્યું એટલે સેંકડો હોડીઓ ઉતારૂઓને વાસ્તે લઇ આવેછે. તેમાં, કેટલીક તો ફુરૂટ વેચનારાઓ કુમળા નાળીએરના કાકડા, કેળાં, પપનસ, નારંગી, અને બીજી સઘળી જાતનો મેવો, શાક ભાજી એવો સામાન મછવાઓ ભરી લાવી વેચે છે. કેટલાક પોચખાના વાળાઓ ઉતારૂઓને લેવાને, ખાલી મછવાઓ લઇને આવે છે. હજામો, ધોબીઓ, સરટીફીકેટ સાથે લઇને આવે છે. કાપડ વેચનારા ગાંસડા લઇને, વેચવા આવે છે. અબનુસના લાકડાની નકશીદાર બનાવેલી પેટીઓ, લાકડીઓ, પથરનાં બનાવેલા ખોટા ઝવેરાતનાં દાગીના ખરા હીરા જેવા ચળકતા હોય તેવા લઇને, હોડીઓમાં બેસી વેચનારાઓ વેચવાને આવે છે. એટલુજ નહી પણ કેટલાક ચાકરી કરનારા પોતાની સરટીફીકેટ લઇને ઉમેદ વારીને વાસ્તે આવેછે. એવી રીતે ઘણાક જણા પોતાના ઉદ્યોગને વાસ્તે બારકસોની આજુ બાજુ એ હોડીઓમાં આવીને મેળાવડો કરી મુકે છે તે વખતની ગમત જોવા લાએક થાયછે.

## સ્ટીમર મલબારવિશે.

ઈસ્વી સને ૧૮૬૧ નાં વરસમાં પી, અને ઓ, કંપનીની સ્ટીમર મલબાર, માળવાઅફીણની પેટીઓ અને બીજો માલ અને ઉતારૂઓ લઈને મુંબઈથી હંકારી ચીન જતાં ગાલી સીલાનના બંદરમાં લંગર કરવાની જગ્યાએ જતી હતી. એટલામાં સમુદ્રના પાણી, પવનનું જોર વાધારે હતું, અને એકાએક મોટો પવન નિકળી આવવાથી એવું મોટું બાગકસ ઘસરડાઇ જવા લાગ્યું, તે વખતે સુકાનીથી સ્ટીમર થોભ[illegible] ન શકયાથી, બંદરની બાજુના પાહાડની ટેકરી ઉપર એવી તો જોરથી ચ[illegible] ગઈ કે તેથી મોટી નુકસાની બાગકસના ધણીઓને અને માલધણીઓને થઈ હતી. તેમાંનો કેટલોક માલ સમુદ્રનાં પાણીમાં પીગળી ગયો, અને કેટલોક ડામીજ થયો તેમાંનો થોડોક એજ ગામમાં વેચ્યો હતો. બાકીનો માલ અને ઉતારૂઓને વાસ્તે ટેલીગરાફની મારફતે સંદેસો મોકલી મુંબઈથી બીજી સ્ટીમર મંગાવી તેમાં ઈંગલંડથી અને બીજા દેશાવરથી આવેલા મેળ પાકીટો, પારસલો, માલ તથા ઉતારૂઓ લઈને ચીન તરફ રવાના થઈ હતી. હમેસાં બાગકસોને એ બંદરમાં ખાસ્તી ગભવી પડેછે, વાસ્તે ઘણાક બાગકસોને બેવડા લંગરો નાખી સાવચેતીથી સભાળવાં પડેછે.

---

## રાજકારભાર.

એ ટાપુ કરનાટકની દક્ષિણ દિશાએ અંગ્રેજ સરકારના તાબામાંછે તેના મુખ્ય શેહરો કોલંબો, કાનડી, અને ત્રીંકોમાલી, એ ત્રણે શેહેરમાં સુપ્રીમ કોરટ સ્થાપેલી છે. તેની આજુ બાજુનાં રેહવાસીઓનો દિવાની, ફોજદારીનો ન્યાય થાયછે, પણ નાહના નાહના કજીઆનો ફેસલો

ાહાની અદાલતોમાં થાયછે, અને મોટા વાંધાનું સેવટ લાવવાને વાસ્તે સેલા હદોમાહેથી મોટી અદાલતમાં જાયછે. તેઓની ઉપર અંગ્રેજ સરકારના પવિત્ર ધારામાં ફરમાવેલી રીતેજ ચાલે છે, તેથી એ શેહેરેના હેવાસીઓ અંગ્રેજ સરકારનાં રાજ્યને વધારે માન આપેછે.

---

## શીક્કા.

એ ટાપુમાં મુંબઇ, મદરાસ, કલકતા, અને ઇંગલંડના અંગ્રેજી શીક્કાઓ જેવાકે તાંબાના, રૂપાના, સોનાના આપલે થાયછે; પણ ઇંગલંડના પૌંડ, શીલીંગ, અને પેન્સના ચલણ પ્રમાણેજ ત્યાંના રેહેવાસીઓ હશાબની ગણતરી કરી વહીવટ ચલાવે છે. અને તેઓને કોઈ ગૃહસ્થ મુંબઈ, કલકતા, મદરાસનાં રૂપીઆ આપેછે, તો તેની બે શીલીંગ લેખેના હશાબે લેછે, અને તેમજ તાંબાનો ખુરદો બે આનાની ત્રણ પેન્સ પ્રમાણે ગણતરી કરી લેછે. ઇંગલંડની, સોનાની ગીનીને એક પૌંડની કીંમત ગણેછે. એવી રીતનું ચલણ હોવાથી હરેક જનસની કીંમત વેચનારાઓ એક, બે, પૌંડ પરદેશી મુસાફરોની પાસેથી અડાવીને લે છે.

---

## તોલ, માપ, અને ભરત.

એ દેશમાં મેથી, માઠ, અને બીજી સઘળી જાતની ભાજી સુવા, પણી બાંધીને વજન કરયા વગર છુટક વેચાયછે. દુધી, કાકડી, કારેલાં, તુરીઆં, કોબી, આલ્જકોલ, વેગણ, લીલાસુકા નાળીએર, લીંબુ, કેળાં, આંબા, અને અનનાશ, એવેની માફક છુટક ગણતરી પ્રમાણે

વેચાયછે. તેનુ બજાર અત્રેની જુની મારકીટ એક મંગળદાસે લીધી તેના જેવી નીચી બાંધણીનુ છે. પણ ગોવ, માછલીનું બજાર જુદુછે; કારણ એ લીલોતરીનાં બજારમાં એવી જણસો દીસ્તી ન હતી. ચોખા, અને સર્વે જાતનું અનાજ, કાથાના દોરડાં, વિલાયતી કોળશો, હાથીદાંત, ગરમ મસાલો, અને સઘળી બીજી વજનદાર જણસોનું વજન હંડરેટ અથવા ગતીએ તોળીને વેચાયછે. સફેદ, રંગીન કાપડ વારથી માપીને વેચાયછે. હાથની કારીગરીની સઘળી જણસો નંગને હીસાબે વેચાયછે.

---

## જકાત અથવા મેહેસુલ.

એ ટાપુમાં અંગ્રેજ સરકારે એવી વાડીઓનું મેહેસુલ પચાસ લાખ રૂપીઆ કરતા વધારે ઉપજ કરેલીછે. એ જમીન એવીતો, ફળવત છે કે રૈયત સરકારને જમીનનો કર આપવાને જરા પણ કંટાળતી નથી. એ બંદરમાં કેટલાક આવતા જતા માલ ઉપર જકાત લીધામાં આવતી નથી, પણ આવતા જતા બારકસોના માલની નોંધ કસટમ હાઉસમાં રાખ્યામાં આવેછે. તેમા બંગાળી, મદરાસી, સુરતના ચોખા, વિલાયતી કોલસો સફેદ અને રંગીન કાપડ, સુતર, અને સઘળી જાતનો વિલાયતી દારૂ, કટલેરી, પરફયુમરી, ધાતુ કામ અને બીજી જાતનો માલ બપત પ્રમાણે આવે છે. જતા માલમાં લીલા સુકા નાળીએર, તજ કાથી, કાથાના દોરડા, બગમોતી, હાથી દાંત, અબનુસનું લાકડ કામ અને ઈમારતી કેટલીક જાતના લાકડા, એ શીવાય બીજો માલ બાહાર ના દેશાવર ખાતે રવાના થાયછે. એવી રીતે વેપારને ઉત્તેજન આપવા સારૂ સરકારે જકાતની માફી બક્ષેલી જણાયછે. તો પણ એ દેશમા વેપારનો ઘણો વધારો થયલો હોય તેવુ દીસતુ નથી. કારણ કે એ દેશના રેહેવાસીઓનો મોટો ભાગ ખેડુતોથી વસેલો છે, તે પોતાની થોડી ઘણી જમીન ખેડીનેજ ગુજરાન ચલાવે છે.

---

## ગામનો દેખાવ.-

એ ટાપુની દક્ષિણ દિશા તરફ ગામનો મોખરો આવેલો છે, તે વનસ્પતીથી ભરપુરછે. તેનો દેખાવ બંદરમાથી ઘણો સ્ત્રીઆગણો ઝાડપાનની ઘટામાં જણાય છે. તેના છેડા ઉપર પાહડો આવેલા છે. તેની વચમાં લંબગોળ બે, ત્રણ મૈલની વેગળાઈ સુધી સમુદ્રનો કીનારો છે. તેની આડો આડ વસ્તીનો ભાગ આવેલોછે. પણ તે કીનારે રસ્તો બાંધેલો નથી; વાસ્તે સમુદ્રમાં ભરતી થયાથી રેહવાસીઓના ઘરોની પાછલી તરફ છેક નજીક પાણી આવેછે, અને સમુદ્રમાં ઓટ થવાથી પાણી હઠીને દુર જાયછે. ગામની માંહે મોટો સુરીઆની રસ્તો રેહવાસીઓની હવેલીઓના આગલા બારણાની પાસેથી છેક ડકકા સુધી પાણીમાં એક, બે, મૈળની વેગળાઇ સુધી બાંહવેલો છે. તે ઉપરથી સઘલા ઉતારૂઓને આવવા, જવાનો મારગછે. એ ડંકા ઉપર કસટેમ હાઉસની એક આફીસ છે, તેમાં આવતા જતા માલની નોંધ થાય છે. તેની પાસે વિલાયતી કોળશાની વખારોછે. એ રસ્તેથી ગામની વસ્તી તરફ જાતા અસલી વખતનાં રાજનો જુનો પડી ભાગેલો કીલો છે, તેમાં અંગ્રેજ સરકારનાં કેટલાક અમલદારો નાહના નાહના બંગલા બાંધી રેહેલા છે. પણ તેની આજુ બાજુએ ઝાડ પાનથી શણગારેલું મેદાનછે, તેથી શોભાય માન દીસેછે. એજ રસ્તે થોડી વેગળાઈએ ગયાથી પશ્ચિમ દિશાનાં સમુદ્રની ઠંડી હવાની ટેકરી ઉપર શ્રીમંત અંગ્રેજોએ ખુબ સુરત સોભાયમાન રસ્તો બાંધી તેની આજુ બાજુએ કેટલાક ઝાડપાનની રોપણી કરીને, બાગ બંગીચા અને ખુબ સુરત દેખાવના બંગલા બાંધેલા છે. ત્યાંથી પાછા આવી શેહરની વસ્તી તરફ તે રસ્તે જઇએતો, એક બીજો રસ્તો ડાબા હાથે વળવાનો આવેછે. એ રસ્તે ચાલીએ તો વેપારીઓની તરેહ તરેહના શણગારેલા સામાનની દુકાનો, બેંકો, વેપારીઓની અને સરકારી

૨૮

આરીસો, પેહેડીઓ ખુબ સુરત દીસેછે. એ રસ્તેથી પાછા વળી આગલે રસ્તે વસ્તી તરફ જઇએ તો ગામનાં રેહવાસીઓના નીચી બાંધણીનાં ઘરોછે, કે જે રીતે અત્રે અસલી વખતની બાંધણીનાં નીચા ઘરો અને ચાલીઓ એક મજલાની હતી, તેવીજ રીતના નજરે પડેછે. એ ઘરો અને ચાલીઓ મુકીને આગળ ગયા એટલે શાક ભાજીનું બજાર અનેઅનાજ વેચનારાઓની દુકાનોછે. ત્યાંથી થોડેક દુર મોટી વસ્તીનો ભાગ આવેલોછે, તેમાં કેટલાક હિંદુના દેહેરાં, મુસલમીનોની મસજીદ, અને ક્રિસ્ચીયન લોકોના દેવળ જોવામાં આવેછે. એ ગામના સઘળા રસ્તા ઘણા મોટાછે, તે ઉપર ઇશ્વરી કૃપાથી બારે દાહડા થોડો ઘણો વરસાદ વરસ્યા કરેછે તેથી સફાઇદાર અને ઠંડા રેહેછે. એ ગામના રેહેવાસીઓના ઘરો દરીઆ કીનારાની આગે આડ આવેલા છે; તેથી સમુદ્રની ઠંડી લેહેર આવી વસ્તીને હમેસાં સુખી રાખેછે; પણ ઉત્તર દક્ષિણ, દિશાનો પવન નિકળ્યાથી કોઈ વેળાએ રોગ ઉપ્તન થાય છે. એ બંદરમાં લંગરવાર પડેલા અને આવતા જતા બારકસોથી ખુબ સુરતી ભરેલો દેખાવ રેહવાસીઓના ઘરોમાંથી જણાયછે, તેમજ બારકસોમાંથી ગામનો દેખાવ રોનકદાર ઝાડપાનની ઘટાથી ભરપુર લબઝોબાકાર દીસેછે.

---

૨૯.

એ ટાપુમાં અને એની પશ્ચિમ દિશાએ લક્ષદ્વીપ અને માળદીવના કેટલાક ટાપુઓછે, તેમાં બારેમાસ વરસાદ આવેછે તેણે કરીને ઠંડક થાયછે. એવી સુખાકારી ભરેલી બારે માસની આબો હવા આવેછે; પણ ગરમીની રતમાં સખત ગરમી થયા વગર રેહતી નથી, તેણે કરીને ત્યાના રેહવાસીઓનાં, સરીરનો રંગ શામળો અથવા કાળો હોય છે. ઠંડીનાં દીવસમાં ઉત્તર, દક્ષિણ દિશાનો પવન ફરાય છે, તે વખતે વધારે ઠંડી હ-

વા નિકળ્યાથી, ઠંડી પડેછે. એ રતની હવા સઘળાથી ખમી શકાય તેવી છે; પણ કેટલાકને ઠંડીથી "તાપનો" મરજ લાગુ પડેછે. તેનું કારણ એમ જણાયછે કે, એવી હવા નિકળ્યાથી શરીરની જાળવણીને માટે ગરમ કપડાં વાપરતા નથી, તેણે કરીને તેઓને એ હવાથી હલાકી ભોગવવી પડતી હશે. જેઓ એ મોસમની સરૂવાતથી ગરમ કપડા વાપરીને શરીર સંભાળથી ગરમ રાખે, તો સુખાકારી ભોગવે.

---

## ઝાડ પાન.

——oo——

એ ગામની જમીન ઘણી રસાળ અને ખેતી વાડી કરવા લાયેકની છે; પણ ત્યાંની ઘણીક જગ્યા ઉજડ ટેકરા ટેકરીની અને સપાટ છે. તેમાં સઘળી જાતનાં શાક ભાજી, ફળ, ફુલ, અન્નેના જેવાંજ થાય છે. નાળીઅરી, આંબા મીઠાં, અને ખાટા લીંબુ, સઘળી જાતના કેળાં, પપનસ, સીતાફળ, રામફળ, પેરૂ, અને બીજા તરેહ તરેહનાં ફળ ફુલના ઝાહડો થાય છે. ચોખા, સઘળી જાતનું અનાજ, કાપુ, અને ગરમ મશાલાની જણસો પણ થાયછે. એ દેશમાં બારે માસ વરસાદ હોવાથી સઘલાં ઝાડ પાન હરીઆળી ભરેલાં રોનકદાર દીસેછે. એ દેશની કેટલીક જમીન ખેડયા વગર પડેલીછે, તે જગ્યા ઉપર ખેડુતો ખેડીનેવાવણી કરે તો સરકારને મેહેસુલની મોટી ઉત્પતી છે, તેમાં વધારો થાય, એટલુજ નહી પણ રેહેવાસીઓને અનાજની મોટી ખપતી પડયાથી બીજા દેશાવરોની મદત લેવી પડેછે તે અડચણ મટી જાય. કોઈ વરસે બાહારના દેશાવરોથી અનાજ થોડું આવેછે, તો મોંઘવારીનાં પંજામાં ગરીબ રેહેવાસીઓ આવી પડેછે, વાસ્તે પડતર જગ્યા ઉપર ખેડુતો ધ્યાન આપેતો એ દેશના રેહેવાસીઓએ ઉપજાવેલું સઘળું અનાજ પુરૂ પડી વધારે ઉપતી થયાથી બીજા દેશાવર ખાતે પણ મોકલી શકે, એવું છે. પણ એ

ખેડુતોની ખાસીયત જોતાં એવી રીતે બનવું મુસકેલ જણાય છે, કેમકે અત્રે ઇસવી સને (૧૮૬૩) માં વેપારીઓએ રૂનો ભાવ ખાંડી એકનાં રૂ. ૮૦૦) આપ્યો રૂપીયા ઉપજાવ્યો હતો, એવા લખ લુટનો વખત આવેલો જોઈ, સઘળા દેશોના હજારો પ્રગણામાં જમીનદારોએ અનાજ ઉત્પન્ન કરવાનું કીંમતી કામ મુકીને રૂ ઉપજાવવા લાગ્યા હતા. એવો વખત આવ્યા છતાં એ દેશના ખેડુતોએ પોતાના હાથ પગ હીલાવી કીંમતી જણસનું વધારે અનાજ અથવા રૂ ઉત્પન્ન કર્યું નહી, વાસ્તે વિચાર ઉપજેછે કે એ ટાપુની ફલદ્રુપ જમીનમાં સઘળી જણસો ઉત્પન્ન થાયછે તે છતાં વધારે અનાજ અથવા રૂ જેવી કીમતી જણસ ઉપજાવી નહી. તેણે ફરી વીચાર ઉત્પન્ન થાયછે કે રૂ જેવી જણસ શુ ઉપજી સખતી નહી હશે? તેનો વીચાર કર્તાં માલમ પડેછે કે ઈયાતો ખેડુતોની અથવા જમીનની એ બેહુ માંથી એકનીજ ખામી છે

---

## જનાવરો

---

એ ટાપુમાં ગરતે રસ્તે જનાવરોમાં ગાય, ભેંશ, બળદ બકરાં, ઘેંટાં, ઘોડા, ગધેડાં, ફરતા જણાતાં નથી; પણ કોઈ ઠેકાણેજ બાંધેલા જણાતા હતાં. મરઘાં, બતકો, હાંસ, અને આકાસમાં ઉડતા પક્ષીઓ કાગડા, સમડી કબુતર, અને ચલીયા અત્રેના જેવાજ હતાં. એ ટાપુના મોટા જંગલમાં મોટા કદના જનાવરોમાં હાથીઓના મોટાં મોટાં ટોળાં ફરતાં ફરેછે, તેનો રંગ ભામરો અથવા ધેરો સફેદ હોયછે, પણ બીજા દેશાવરોના જંગલના હથીઓથી વધારે મજબુત હોવા છતાં સમજુ અને ગરીબ સ્વભાવના મળી આવેછે. ફાડીખાનાર જનાવરોમાં વાઘ, જંગલી ડુક્કર, રીંછ એવા બીહામણા જનાવરો પણ જંગલમાં ઘણા થઈ

પડયાછે. એ ટાપુમાં જવાનો ખુસકીનો રસ્તો મલબાર અને કોકણના જંગલમાંથી અસલથી ચાલુ જણાય છે, તેમાં કેટલેક ઠેકાણે વચમાં સાંકડો સમુદ્ર અને નદીઓ આવેલી છે; પણ ત્યાંના રહેવાસીઓ સઘળા ટાપુઓ સાથે આવવા જવાનો ખુસકી અને તરીને માર્ગે અસલથી વહીવટ રાખે છે. એ જંગલમાં મોટા જનાવરોની ધાસ્તી થઈ પડયાને લીધે હાલના વખતમાં આવવા જવાનો રસ્તો બંધ પડી ગયેલો દીસેછે. ત્યાના કેટલાક શીકારીઓ હંમેસાં હાથી ઉપર બેસીને ટોળે ટોળાં જંગલમાં જઈ એવા દુષ્ટ જનાવરોનો નાશ કરેછે.

---

## ભાર બોજ ઊપાડનાર.

——oo——

એ ગામમાં ભારબોજ ઉપાડવાને અત્રેની માફક બળદોનાં ખટારા જોવામાં આવતાં નથી; પણ થોડો બોજો હોય તો ટોપલીઓ અથવા કોથળામાં ભરી અત્રે જેવા ઉઘાડી ગાંડનાં હેલકરીઓ ઉપાડેછે તેવી રીતે ત્યાંના મજુરો માથા ઉપર ઉપાડેછે. એ મજુરો ઘણા ચબરાક અને ડાહાપણ ભરેલા દીસેછે. વધારે ભારી બોજો હોય તો, ગાડામાં ભરી બળદો અથવા પાડાઓને બદલે ત્રણ, ચાર, મજુરો મળી ખેંચેછે. પણ જંગલમાં ભારી બોજો ઉપાડવાને માટે મોટા મોટા શિખવેલા હાથીઓ હોય છે. તેની પાસેથી ભારી વજનનો બોજો ઉપડાવેછે એટલુંજ નહી પણ બીજા ઘણા કામ કરાવેછે, એવી રીતનુ કામ કરાવાનું મલબારમાં પણ છે, અને જંગલોમાં મોટાં મોટાં ઈમારતી લાકડાંની ઉંચી ઉંચી થોક હાથીઓ કરેછે. આપણા દેશનાં બળદ અને ટોણગાને નાકમાં નાથ પરોવીને તાબામાં રાખેછે; તો પણ ધણીનાં હુકમ પ્રમાણે કામ કરવામાં કોઈ વખતે હરકત કરેછે; પણ ત્યાંના હાથીઓ ઘણા સમજુ હોવાથી પોતાના ધણીઓના હુકમ પ્રમાણે મોટા મોટા મહુડાંણ ઉપર બા-

રૂ વજનનું લાકડું લઈ ચહડેછે અને ઉતરે છે એ કેટલી તારીફ કરવા જોગ બીનાછે. પણ કોઇ વખતે એ જનાવરનો મીજાજ હાથથી જતો રેહછે તે વખતે માણસની ખુવારી સેજમાં કરી નાખેછે. હાથીઓ સાંકડી જગોમાંથી બોજો સુંઢથી ઉપાડી જાય છે તે વારે આખી-નાળમાં સામાં કોઇને આવતા અડચણ ન પોહોચે તે માટે મોટી ચીસો પાડતા ચેતાવતા જાયછે. ભાગ જોગે કોઈ અજાણ્યો સવાર લગભગ સામો આવી પોહોચ્યો તો હાથી પોતાના સુંડમાંનું લાંબુ લાકડું નાળામાં ગોઠવી પોતે ઝાડીમાં જઈ દૂર ઉભો રેહેછે, કારણ આવતા સવારને હરકત ન થાય માટે ઝાડીમાં ભરાઈ રેહેછે. પેલો સવાર ગયો કે પાછો નિકળી પેલું લાકડું ઉપાડી ચીસો પાડતો ચાલવા માંડેછે.

---

## સંસારી રીત.

એ ટાપુનાં રેહવાસીઓમાં મોટો ભાગ બુધ ધર્મ પાળનાર શ્રીમંતો અને ગરીબ લોકોથી વસેલો છે. તેઓ સીંગાલી, અને પાલી એ નામે ઓળખાયછે. એ શેહરમાં જુદા જુદા ધર્મો ચાલે છે; પણ મોટો ભાગ બોધ ધર્મ ઉપર સુસ્ત રહેલો છે. એ સઘળા માણસોની સંસારી રીત ભાત વખાણવાં જોગ નથી. કેટલાક પોતાની જમીનની ખેતી, વાડી, કરી તેની પેદાસમાંથી સરકારનો મોટો કર આપી બાકી રહેલી ઉપજ માથી ગુજરાન ચલાવે છે. તેઓના ઘરનાં માણસો અત્રેનાં જમીન દારોની માફક પોતાના ઘરમાં સફાઈદાર ચીજો જોવા લાયકની રાખતા નથી. તેમજ બેસવાની ખુરસી, ટેબલ, કોચ, પલંગ અને બીજુ સોભાયમાન હાંડી. 'ગલાસ, ઝુમર, અને વખણાયલા માહા પુરૂષોની તસવીરો જે ઘર સણગારનો સામાન ગૃહસ્થોની હવેલીઓમાં હોવાથી રેહેઠાણની જગ્યા દીપી નીકળે છે. તેમ એ જમીનદારોના

ઘરમાં એવો શણગાર ભરેલો સામાન રાખતા નથી; તેમ રેહવાનાં ઘરને શોભા આપનારો રંગ લગાડી ચકચકીત રાખતા નથી; પણ પોતાની અસલી રીત પ્રમાણે ગરીબી અવસ્થામાં હમેસાં રહેલાછે. કેટલાકનો પેહરવેશ મદરાસીઓનાં જેવો હોયછે. તેઓ માથા ઉપર સફેદ અથવા લાલ રંગના કપડાની પાગડીનો ફેંટો બાંધેછે, અને અંગ ઉઘાડું રાખેછે અથવા ટુંકી બંડી પેહેરેછે, અને શરીરનાં નીચલા ભાગમાં લંગોટી અથવા લાલ રંગના કાપડની લુંગી બાંધેછે. કેટલાંક સ્ત્રી અને પુરૂષો આખ્ખા માથા ઉપર લાંબા લાંબા બાલ રાખી તેમાં દર રોજ ખુસબોદાર તેલ ભરી અત્રેની સ્ત્રીઓની પેઠે માથાના બાલનો અંબોડો અથવા ગાંઠ વાળેછે; તેમાં કેટલાંક શીંગડાંની, કચકડાની, સોનાની રૂપાની, કાંસકી ઓમેછે. શરીરનાં વચલા ભાગમાં ટુંકી સફેદ કાપડની બંડી પેહેરેછે તથા શરીરનાં નીચલા ભાગ ઉપર લાલ રંગના સુતરાઉ અથવા રેશમી કાપડની પગની લંબાઇ સુધી લાંબી લુંગી પેહેરેછે. એવી રીતનો સ્ત્રી અને પુરૂષનો એક સરખો પેહેરવેશ હોવાથી દશ બાર, વરસની વયના છોકરા છોકરીઓ એક સરખા દેખાવાથી વરતાઈ શકાતાં નથી; કેમકે એ બેહુનો એક સરખો પોશાક હોવાને લીધે વર્તવાને મુસ્કેલ પડેછે. એવી તરેહના પોશાક વાળા છોકરાઓ જોઈને પરદેશીઓ તો જરૂર ભુલાવો ખાય એમાં કશી નવાઈજ નથી. કેટલાક મુસલમીન છે તે ચોલીઆને નામે ઓળખાય છે તેઓ જાણે મલબારી અથવા મદરાસી જેવા સુતરાઉ રંગીન રૂ ભરેલી નાહની ટોપલી જેવી ટોપી માથા ઉપર પેહેરેછે, અને શરીરમાં ટુંકી સફેદ કપડાની બંડી અને સરીરનાં નિચલા ભાગ ઉપર સુતરાઉ લાલરંગની લુંગી બાંધેછે. એ લોકોની સ્ત્રીઓ શેહેરમાં ફરતી દેખાતી નથી; કારણ કે એ મુસલમીન લોકો સર્વે બાહારના દેશોમાંથી આવીને વેપારને અર્થે વસેલા હોય એવું જણાયછે.

---

## કીમત કરવાને.

એ ગામનાં રેહવાસીઓ મધેથી હેલકરી, દરજી, મોચી, ઘાં-
સુતાર, સોની, લુહવાર, ઈત્યાદિ; મેવાં, શાક ભાજી, કાપડ, પથ્થ-
અને આપી ઝવેરાતનાં દાગીનાં બનાવી તથા ખગ મોતી વેચનાર, અને વે-
પારીઓ પોતાની જણસ વેચતી વખતે પ્રદેશી પાસે કીમત હાંકવાને વિ-
ચાર કરતા નથી. હરેક જણસ એક રૂપીઆની કીમતની હોય, તે કો-
ઈ પરદેશીને પસંદ પડી તો તેની કીમત એક, પોંડ હાંકેછે, અને સમ-
જવેછે કે ખરીદ કરનાર ગૃહસ્થ કોઈ પણ રીતે ઠગાય અને એવી હીકમત-
થી અને આજીજીથી માલ ધણી બોલે છે "સાબ ચાર ચીજ ઈ-
સમેંકા લાયાથા ઉસમેસે એક કલ તુમારા ભાઈકુ બેચા, આજ તુમકુ
બેચેગા, દુસરા રેહેનાસો હમારે પાસ દુસરા સાબ મગતા હે ઉસકું દેયુગા,"
એની એવી રીતથી ઉલટ પાલટ સમજાવીને પરદેસી પાસેથી પોતાની જ-
ણસની માગણી કરવે છે, પછી પોતાની ગરીબીની વાતો કરેછે, કે 'હ-
મેરે ઘરમે ખરચ કે બાસ્તે પૈસા નહી હે ઉસકે ખાતર તુમકુ બેચનેકુ
આયા હું, તુમ બરાબર કીમતસે મગલો, હમારા ખરીદકા પૈસા હોયગા
વાહાતક તુમકુ બેચુગા." એવી રીતે ખરીદ કરનાર ગૃહસ્થોને હરાવી સ-
રમાવી કાલાવાલાથી પ્રદેસીઓના મનમાં દયા ઉત્પન્ન થાય છે. કોઇ બખીલ
હોય તો પણ કંટાળીને થોડી કીમત વધારી માગણી કરેછે. વખતે
ઘણી ઓછી માગણી કરી હોય તો ખરીદ કરનારની હસતા હસતા મશ-
કરી કરવાને પણ ચુકતા નથી. એ લોકો ચોકસ જાણેછે કે પ્રદેશી અ-
જાણ્યાં છે તેથી કોઇ રીતે ઠગાવતા હોય એવી રીતનો દેખાવ કરેછે
ત્યાર પછી થોડા કદમ આગળ ચાલી પાછો આવી કેટલાક હેરા ફેરા ખા-
ઇને આખરે પ્રદેશીને તે જણસ વેચી જાયછે. નહી તો થોડુ આવે જઈ
પાછો આવી સારી જણસને બદલે હલકી કીમતની જણસનું તેવુ જ પડીકુ
અગાઉથી બાંધી રાખેલું હોય, તે ઉચી કીમતની જણસના પૈસા આગળથી

કહાડાવીને ભારી જણસને બદલે હલકી આપી નિકળી જાયછે. એવી રીતે હમેસાં કેટલા એક ઠગાઇ આરાઓ પ્રદેશી સાથે ઠગાઈ કરવાને પછાત રેહેતા નથી; એટલુંજ નહી પણ તેમજ મજુરો, ધોબી, હજામ અને કેટલાક ધંધા વાળાઓ એવી ઠગાઈ ભરેલી કીમત કરેછે; તેથી હરેક જણસ લેવી હોય તેની કીમત અગાઉથી ઠરાવીને હરેક ચીજ ચોકાસીથી લેવી અથવા વાપરવી; કારણ તે જણસની પદણ કરયા વગર ઉપયોગ કરયો હોય, તો તે લોકો એક રૂપીઆની કીંમતની જણસના દશ રૂપીઆ લેવાની ઉમેદ રાખેછે, તેથી પ્રદેશીઓને ઓછે વધતે માલ ઘણી સાથે સમજુતી કરવાની ફરજ આવી પડેછે. હમો એ સઘળા રેહેવાસીઓને ઊણતા નથી તેમ સઘળા ધંધા દારી એક સરખા દગલ બાજ હસે નહી; પણ હરેક કામ કરવામાં હરી ફાઇ કેટલાક બતાવે છે, તેથી ચેતવણી દાખલ, આ બીના લખી છે કે, જેથી પ્રદેશીઓ સાવચેત રેહવાને વાજબી ધારશે. લખનારે એક હજામ પાસે વગર ઠરાવ કરેલે હજામત સ્ટીમર ઉપર આવેલા પાસે કરાવી હતી, તે હજામ, હજામત કરી રહયા પછી તેની મજુરી લખનારે પુછી ત્યારે હજામે પાંચ શીલીંગ માગી, તેણે કરીને હું અજાએબ થયો જે અત્રે આપણા દેશી હજામો હજામતના એક, બે, આના રાજી ખુશીથી લેછે અને આ દેશનો હજામ પાંચ શીલીંગ માગેછે! એ મને અજાએબ જેવું લાગ્યું કેમકે એ પાંચ શીલીંગ તો આપણા દેશી ચલણનાં અઢી રૂપીઆ થયા; પણ મેં તેને અઢી રૂપીઆને બદલે મુંબઇ ચલણની રૂપીઆની એક પાવલી આપી; પણ તે હજામે કબુલ રાખી નહી, અને કેહવા લાગ્યો કે "હંમ છે પેન્સ કમી નહી લેનેકા" એટલામાં સ્ટીમરનો મોટો માલમ આવ્યો અને મારી પાસે ઉભો તેણે મને પુછયું શું છે? મેં માલમને કહ્યું કે એ હજામ પાસેથી મેં હજામત કરાવીછે તેની મજુરીનાં ચાર આના આપુ છઉં તે એ હજામ લેતો નથી; પણ પાંચ શીલીંગ માગે છે. ત્યારે માલમે મને કહયું કે આઠ આના આપો; મેં મુંબઈ ચલણી અરધો રૂપીઓ હજામને

આપવા માડ્યો પણ હજામે કબુલ નહી રાખ્યો, તેથી માલમને ગુસ્સો આવ્યાથી હજામને તુરત સ્ટીમર ઉપરથી ઉતારી મુક્યો, અને અગાઉ રૂપીઆ માલમે પોતાની પાસે રાખ્યા. ત્યાર પછી કેટલીક ઘડી સુધી માલમની હજામે ખુશામત કીધાથી માલમે અગાઉ રૂપીઆ હજામને આપ્યા હતા. એવી રીતે વગર કરે કંઇ પણ કામ અજાણ પણામાં થઇ જવાથી પરદેશીને હલાકી ભોગવવી પડેછે એ ઉપરથી સઘળા પરદેશીઓએ ચેતવણી લેવી કે પ્રદેશના મામલામાં જે, પૈસા વધારે ખરચ થાય છે તેની કંઇ ધાસ્તી રાખવી નહી; પણ હરેક કામ કરવું તે ચોકસાઇથીજ કરવું, તેમાં કંઈ પણ હરકત આવી પડે નહી. એ દેશમાં કેટલાક પ્રદેશી સાથે લુચ્ચાઈ ભરેલા વાંધા કાહડીને સતાવે છે તેનુ મુખ્ય કારણ એટલુંજ કે પ્રદેશી અજાણ્યા હોવાને લીધે તેઓની પાસેથી વધારે પૈસા કહડાવાને માટે વાંધા કરેછે, પણ કોઈજ વખત તેઓ તેમાં ફાવી જાયછે.

---

## કાપડનો વેપાર

એ શેહરમાં વિલાયતી કોરૂ, ધોયલુ, રંગીન, છાપેલું કાપડ તેમાં લાનકલાથ, માદરપાટ, સરટીંગ, ટુવેલ, દોરીઆ, જાગદાની, રંગીન છાપેલી લુંગી, રૂમાલ, અને બીજી જાતનાં કાપડનો ખપ થાયછે. તેમાં મોટો ભાગ મદરાસી અને મલબારી વણાટનું રંગીન કાપડનો ખપ અતિ ઘણોછે. એ સઘળો વેપાર મલબારના અને મદરાસના આવેલા મુસલમીન લોકોનાજ હાથમાં હોવાને લીધે પોતાના દેશની જણસો લાવી એ શેહેરમાં વેચેછે અને એ દેશમાથી સઘળી જાતની જણસો ખરીદ કરીને પોતાના દેશમાં મોકલી વેચેછે. એવી રીતે એ વેપારીઓ એ આરસ પરસ દેશાવરનો વેપાર ચાલુ રાખેલાછે.

---

## વિલાયતી કોળસાનો વેપાર

——oo——

એ શેહેરમાં વિલાયતી કોળસાનો વેપાર ઘણો ચાલતો નથી કારણ ફકત આવતી જતી સ્ટીમરોને ખપમાં આવેછે; પણ પી, અને ઓ, કું-પનીની સ્ટીમરને વાસ્તે કોળસા એજ કુંપની વાળાઓએ ઇંગલંડમાં ખ-રીદ કરેલા બારકશોમાં ભરી મોકલ્યાથી વખારો ભરી રાખેછે. અને જ્યારે એ કુંપની ની સ્ટીમર ગામના બંદરમાં આવેછે, જાયછે, તે વેળાએ એઓની વખારમાંથી કોળસા ભરી લઈ જાય છે; પણ બીજા વેપારીઓની જતી આવતી, સ્ટીમરોને એનો ખપ પડેછે, વાસ્તે એ શેહેરનાં એક, બે, અંગ્રેજ વેપારીઓ એ કોળસાનો વેપાર પોતાનાં હાથમાં રાખેલોછે, તેઓ જેટલા કોળસાનાં વાહણો ભરીને વિલાયતથી આવેછે, તે ખરીદ કરી વખારો ભરી રાખેછે; તેમાંથી આગબોટોને વેચાતો આપેછે, જેઓને મોટો નફો કેટલીક વખતે થાયછે; એટલુંજ નહી પણ વખતે મુંબઈ, કલકતા, મ-દરાસ અને બીજા નજીકના દેશાવરોમાં એની ખપતી વધારે નિકળી ભાવમાં એકદમ વધારો થવાના સમાચાર સાભળ્યા તો તુરત બારકસો ભરીને તે તરફ રવાના કરેછે.

---

## પરચુટણ માલનો વેપાર.

---

એ દેશમાં કાયાનાં દોરડાં ઘણા સારાં વળદાર થાયછે; તેથી આ-વતાં જતાં બારકસો ભરી કલકતા, મદરાસ. રંગુન, શીંગાપોર, ચીન, અને બીજા દેશો ખાતે મોકલેછે. ગલબારમાં એવાં દોરડાં ઘણા થાય છે; પણ શેહાનના દોરડાં જેવાં મજબુત હોવાને લીધે પરદેશનાં વેપારી-ઓ વધારે પસંદ કરેછે. હાથીદાંત, તજ, કાથી, અબનુસનું કાળું લાકડું, ઇમારતી લાકડું, સીલાં સુકા નાળીએર, અને બીજી જણસોના

મોહોટો વેપાર ચાલેછે; તેમાં કેટલીક જણસો મુંબાઇ, કલકતે, મદરાસ, રંગુન, મલબાર, ઇંગલંડ અને બીજા દેશો ખાતે રવાના થાયછે; તેમજ ખરા મોતીની ઉત્પત્તી એ ટાપુની આસપાસનાં સમુદ્રમાં થાયછે. ગામનાં ખપમાં આવે તેટલાં રાખી, બાકીનાં રહેછે તે બાહારનાં દેશો ખાતે મોકલેછે. એ સમુદ્રમાં મોટી કીમતના મોતી કોઈજ વેળાએ હાથ આવે છે; પણ હંમેસાં ડુબકી મારોને હલકી કીમતના મોતીની છીપો હાથ આવેછે.

---

## અનાજનો વેપાર.

---

એ દેશમાં સઘળી જાતના અનાજમાં મુખ્ય અનાજ ચોખાછે. એ જણસનો ખપ અતિ ઘણોછે, તેથી કલકતા, મદરાસ રંગુન, અને બીજા દેશાવરોથી, ઝુમ બંધ આવેછે. તે શીવાય બીજી જાતનું અનાજ પણ આવે છે. એ વેપાર બાહારનાં વેપારીઓ આવી વસેલા છે, તેઓના હાથમાં છે. એ દેશની જમીનમાં અનાજની ઉત્પત્તી થાયછે; પણ ત્યાંના રેહેવાશીઓને પુરૂ પડી શકતુ નથી, તેથી બીજા દેશાવરોથી આવેતોજ એટાપુનીવસ્તીને પુરૂં પડેછે, એ ટાપુમાં પડત જમીન ઘણી છતાં એટલો ખેડણી કરી અનાજ વાવતા હોય, તો તેઓને બાહારના દેશો સાથે એ બાબેનો મામલો થોડો રહે; પણ તેમ કરતા નથી. તેથી કોઇ વખતે બાહારના દેશાવરથી થોડો અનાજ આવ્યાથી ભાવમાં વધારો થઇ અનાજની તાણ પડી જાય છે, તેણે કરીને એ દેશના રેહેવાશીઓને મોંઘવારીની આફત ખમવી પડેછે, એવી હરકત ટાળવાનો જે ઉપાય એઓના હાથમાં છે તે નથી કરતા વાસ્તે આવી મુસીબતે પોહોચે છે એમાં કશી નવાઈ જેવું નથી.

---

## અબનુસનું લાકડું.



એ દેશના જંગલમાંથી કાંઉ લાકડું ઘણું આવેછે તે ઉપર નકશીદાર અંગ્રેજ લોકો વાપરે છે તેથી રીતની લખવાની, સીવવાની પેટીઓ, ટેબલો, ખુરસીઓ, ડોસ્ક, તરેહ તરેહની લાકડીયો તે શીવાય બીજી જાતનો ઘર શણગારનો સામાન ખુબ સુરત સોભાયમાન બનાવેછે. તેનજ બીજી જાતના લાકડાની, સુખડની. અને હાથીદાતની ઉપર હાથની કારીગરીની બણુસો ખુબસુરત બનવા માટે તેમાં કલઈ પુરીને રૂપાના જેવો દેખાવ કરેછે.

---

## પથરાના ખોટા હીરા.

જાંબુના રંગ જેવા માણેક, લીંબુની છાલ જેવા પીળા રંગના પુખરાજ, લીલાં કંસાર જેવા રંગના પાના, આસમાની રંગના શનિશ્વર. તારાની માફક ચળકતા રંગના ખીરીઅન જેવા બનાવેલા [illegible] હોયછે તેઓની કારીગરી વખાણવા જોગ એવી હોયછે કે બીજા દેશોમાં તેવી કારીગરી બની શકતી નથી. શીલાનમાં ગોલાની પથર જેવા રંગે ભરેલા પેદા થાય છે, તેવા પથરા બીજા દેશની જમીનમાં થઈ શકતા નથી.

ઈસ્વી સન ૧૮૫૫-૫૬ ની વચમાં આફ્રીકા ખંડના જંગબાર અને મસકતના "ઈમામ" એટલે રાજા એ પોતાની મોટી કીમતના હીરાના નંગની વીંટી, અત્રે ફરીથી નકશીદાર બાંધણીની ખુબ સુરત વીંટી બનાવવા વાસ્તે તેના આડતીઆ સ્વર્ગવાસી શેઠ કાશમભાઈ નાથાભાઈ ઉપર મોકલી હતી. એ શ્રીમંત આડતીઆ ઝવેરાતની કીમત કરવામાં અને સઘળા વેપારના કામમાં ઘણા કાબેલ હતા. તેઓએ એક ઝવેરીની મારફતે વીંટી બાંધનાર હુસીઆર માણસને બોલાવ્યો હતો. તે વીંટી બાંધનાર અત્રેની મુંબાઈની ચોકીની પાસ રહેતો હતો. વીંટી બાંધવાના કામમાં વખણાયલો હતો તે દિલાવરીના જેવી તરેહ તરેહની બાંધણીની જણસો વગેરે ચમતકારી બનાવતો. તેના વખણાયલાને એ વીંટી બાંધવાનું કામ સોંપ્યું. તેણે કર્યાને રાગ આશરે દશ ઝવેરીને જામીન આપી ખરા નંગની વીંટી બાંધનારો લઈગયો. તે વીંટી લઈગયા પછી ખરો હીરો જે ચાર પાંચ હજાર રૂપીઆની કીમતનો હતો તે કાઢી લઈને તેમાં ખોટો શીશાનો હીરો બેસાડી નવી વીંટી એવી તો ખુબ સુરત બનાવી આપી તે વીંટીની બાંધણી એવી તો ખુબ સુરત બનાવી હતી, કે તે નંગની પરખ કરવાને બદલે વીંટીની કારીગરીનું વખાણ થયું. તેથી નંગને શેઠ કાશમભાઈ તથા બીજા ઓળખી શક્યા નહીં. તેમણે આગલાજ નંગની બરાબર વીંટી થયેલી હોય તેજ રીતે જાણી. એ નવી વીંટી અરબસતાન ખાતે ઈમામ ઉપર મોકલી હતી, ત્યાં પોહોંચ્યા પછી ઈમામે તે વીંટી જોઈને ઘણો ખુશી થયો અને શેઠ કાશમભાઈને વીંટી

ખુબ સુરત થયાના વખાણ લખ્યા; પણ ખોટા હીરાને તરત પારખી શકયો નહી. બે ત્રણ વરસ ગયા પછી તે હીરાની ઝલે ઓછી થવા લાગી તે વેળાએ ઈમામે તજવીજ કરી તો વીટીમાં ખોટા હીરા બેસાડેલા છે, એવી ઇમામને ખાતરી થયાથી તે વીટી અત્રે પાછી મોકલાવી હતી. અત્રે આવ્યા પછી જે ઝવેરી વીટી બાંધનારનો જામીન થયલો હતો તેને તથા વીટીના બનાવનારની શેઠ કાસમભાઈએ શોધ કરાવી હતી, તે વેળાએ વીટીનો બાંધનાર નાહાશી ગયલો સાંભળ્યું; પણ ઝવેરી પકડાયો હતો. તેની ચોકશી કરાવવા માટે અત્રેની પોલીસ કોરટની મારફતે ઘણી તજવીજ થઇ; પણ શેઠ કાશમભાઇની સર્વે મેહનત ફોકટ ગઈ અને ઝવેરી છુટી ગયો. એવી બનાવટના હીરા એ દેશમાં થાયછે, તેથી એવા નામીચા ગૃહસ્થો પણ ભુલાવો ખાય છે.

---

## હાથની કારીગરી.

---

કાથાના દાગડાં બનાવનારા, સોના રૂપાના ઘાટ ઘડનારા સોનીઓ, લાકડ કામ કરનારા સુતારો, અને પથર ઉપર તથા સોના રૂપાના દાગીના ઉપર નકશી કોતરનારા એઓ સરવે દાગીના તઈઆર કરી વેચવા નિકળેછે, તે વખતે દુકાન દારો તથા બીજા વેપારીઓ ખરીદ કરી રાખે છે. એવી દુકાનો ઉપર હાથની કારી ગરીની સરવે જણસો જોવામાં આવે છે.

## ભાગ ત્રીજો.

### સીંગાપોર.

એ ગામનું નામ મહારાણી વિક્ટોરીઆના વડા પુત્ર "પ્રિન્સ આવ વેલસ"ના નામથી ગએલુ છે. એ ગામ મલાકાની સામુદ્ર ધુનીને કાંઠે આવેલું છે. તેની આજુ બાજુએ પચાસ કરતાં પણ વધારે નાહનાં મોટાં ગામો આવેલાં છે. એ સને ૧૮૨૦-૨૧ નાં વરસમાં અંગ્રેજ સરકારે મલાકાના સુલતાન જોહોર પાસેથી આસરે સો ચોરસ મૈલ જમીન લઈ એ શેહેર વસાવેલુ છે એ જગ્યાનાં સમુદ્રમાં ઘણે ઠેકાણે ખડકો આવેલા છે, તેની આસ પાસ મોટી વસ્તી મળાઇ લોકોની છે. ત્યાંના જંગલમાં ઘણી જાતની વનસ્પતીની, ગરમ મસાલાની અને ગેર ડાની ઉત્પતી થાય છે. ત્યાં વેપારને અર્થે ચીનાઓ તથા મલાઈઓ ઘણા આવીને રેહેવાછે, તેથી ચીનાઈ રાજના કેટલાક ગામો સાથે ખુસકી અને તરીને માર્ગે વેપાર ચાલુ રહ્યો છે. દુરદેશના ચીનાઇ રાજના વેપારીઓના બારકસોની આવ જાવ થાય છે, અને ચીન ખાતે જતી આવતી સ્ટીમરો તથા બારકસો એ બંદરમાં આવીને વિસામો લેછે એ શેહેરની શોભા ઘણી રળીઆમણી કરેલીછે, તેણે કરી જોવા લાયક છે. જે વખતે એ અંગ્રેજ સરકારનાં સ્વાધીનમાં આવ્યું તેની અગાઉ મલાકાના માછીમારો, તથા સમુદ્રનાં ચાંચીઆઓનું રેહેઠાણ હતું. પણ તે વખતે આસરે દશ હજાર માણસોની વસ્તી હતી. ત્યાર પછી એમાં હિંદુસ્તાન મધેના દેશ નિકાલ કરેલા બંધીવાનોને એ ગામમાં અંગ્રેજ સરકારે મોકલવા માંડ્યા તથા વેપારની જણસ ઉપરથી જગાત કાહડી નાખી ફ્રિ બંદર કર્યાથી, ચીન ખાતે આવતા જતા બારકસને વિસામો લેવાને સવલ પડ્યાને લીધે એ જગ્યાની રોનક વધીછે.

તેણે કરીને ચીનાઇ તથા હિંદુસ્તાનનાં વેપારનું મથક થઇ પડયું છે. એ શેહેર અતિ ઘણું દીનપર દીન ચઢતી કળામાં આવતું જાયછે, તેથી કરીને તેમાં આસરે ચાર પાંચ લાખ માણસની વસ્તી થઇ છે, અને હજુ પણ તેમાં વધારો થતો જાયછે. એ શેહેરમાં સોથી મોટો ભાગ મલાઈ અને ચીનાઓનો વસેલો છે, એટલુંજ નહી પણ હિંદુ, પારસી, યાહુદી, યુરેપીયન, ફ્રેંચો, અમેરીકનો, ઈટાલીઅનો ઇત્યાદી આવી વસેલા જણાયછે, તેમજ મુસલમીન અને બીજી કેટલીક જાતના લોકો વેપાર ધંધાને અર્થે જઈ કુટુંબ સહીત વસેલાછે. હાલમાં વેપાર એટલો તો ચીન, યુરોપ, એમરીકા, અને હિંદુસ્તાન સાથે વધી પડયોછે કે તેથી એ શેહેર વેપાર રોજગારમાં ઘણું વખણાયછે.

## આગલું બંદર.

---oo---

આગલું બંદર મોટુંછે તોપણ આવતા જતા બારકસો કીનારાથી એક અથવા બે મૈલની વેગળાઇએ મોટા બારકસોને લંગર કરવા પડેછે. એ બંદરમાં સમુદ્રનું પાણી સ્થીર છે તેથી આંચકા આવતા નથી, તેમાં કેટલાક ચીનાઈ મોટા બારકસો અને મુંબઈ, કલકતા, મદરાસ, રંગુન, સીઆમ, પીનાંગ, મોરીસીસ અને બીજા દેશાવરોના આવતા જતા બારકસો જરૂર કરીમે બેચાર દીવસ એ બંદરમાં રેહેછે, અને પોતાનાં બારકસોમાં ભરી લાવેલો માલ વેચે છે, તથા એ દેશમાંથી નવો માલ ખરીદ કરવા જેવો હોય તો ખરીદ કરીને ભરી જાય છે. એવી રીતે વેપાર સારો ચાલ્યાથી બારકસોનાં આવવા જવાથી બંદર ભરપુર થઇ રેહેછે. એ બંદર એવું તો છેકે માલ બારકસો ઉપરથી ઉતારવા ચહડાવવાની માલ ધણીઓને મેહેનત પડતી નથી તેથી કેટલાએક વેપારીઓ પોતાના બારકસોમાં માલ ભરી દેશો દેશ વેચતા કરેછે. કેટલાક વેપારીઓ એવા "ફ્રિ" બંદરમાં વેપાર કરવાને વધારે ફાયદો સમજે છે; કારણ વધારે દીવસ બારકસ ખોટી થઇ રેહેતા નથી માટે વધારે ખરચ બા-

ટેક્સ ઉપર લાગતો નથી, અને લાવેલા તથા લીધેલા માલની જકાત આપવી પડતી નથી, તે માટે વેપારીઓને ઘણો બચાવ થાયછે.

---

## શેહેરનો દેખાવ

---

એ શેહેર ચીનાઈ સમુદ્રના નાકા ઉપર આવેલું છે. એ શેહેરના બાહારથી દેખાવ રૌનકદાર અને ખુબસુરત છે. તેના કીનારા ઉપર બાંધેલો ઉંડા પાણીની પાસેથી બાંધેલો છે તેની સામે ક્રિશ્ચીયન લોકનું દેવળ રૌનકદાર શોભાયમાન આવેલું છે, ત્યાંથી જરા આગળ ચાલ્યા એટલે ભપકાદાર પોસ્ટ ઓફીસ આવેછે. ત્યાંથી થોડેક દુર મોટી ઇમારતો રૌનકદાર દેખાયછે આગળ ચાલતા કેટલીક વાડીઓ અને બંગલાઓ ખુબ સુરતી ભરેલા કીનારાની ઉપર એક સરખા નજર પડેછે, અને તરેહ તરેહની વનસ્પતીથી બાગ બગીચા શણગારેલા દીસેછે: પગથાના રસ્તા ઉપરથી પાછા આવીને બંદરની સામે રસ્તેથી ગામના જુદા તો વેપારીઓની પેઢીઓ, બેંકો, વણિગાની દુકાનો, વખારો, શોભાયમાન દેખાયછે. એ શેહેરની માંહેથી કીનારા સુધી લાંબીને લાંબી એક રૈલ લંબાઈની અને સાઠ સીતેર ફુટ પોહોળાઈની અને ઉંડાઈની એક નેહેર સમુદ્રમાથી બાંધી લાવેલાછે, તેમા હમેસા સમુદ્રનુ પાણી ભરેલું રહેછે. તેમા માલ ભરેલા મછવા અને બોટો તથા માણસો સમુદ્રમાથી ગામમા મછવા અને હોડીઓની મારફતે આવેછે; તેની ઉપરથી માણસો અને ગાડી ઘોડા જવા આવવાને આડો એક પુલ બાંધેલા છે, તે ઉપરથી આવતી જતી ઘોડા ગાડીઓ અને માણસોની ધુમ મચી રહેછે. તે પુલ ઉતરી આગળ ગયા એટલે બાગ બગીચાઓ રસ્તાની બેઉ બાજુએ ખુબસુરત દીસે છે, તેની અંદર ફળો અને ગુલ મસાલાના ઝાડોની નાના તરેહોને લીધે ખુશબોનો ધમ ધમાટ

થઇ રહેલો હોય છે. એ શેહેરની એવી રોનક પરદેશી મુસાફરો જોઈ અજાબ થઈ વિચારેછે કે જાણે નવી દુનિઆમાં ફરતા હોઈએ તેવું દીસેછે. એ શેહેરનો માંહેનો દેખાવ ખુબસુરત છે તેવીજ રીતે બાહરનો પણ છે.

## પરાયો.

એ શેહેરની પૂર્વ પશ્ચમ, દિશાએ શેહેરની હદ સુધી સમુદ્રના ઉંડા પાણીના કીનારા ઉપર મોટો સફાઈદાર રસ્તો બાંધેલો છે. તે રસ્તા ઉપર સાંહાજની વખતે કેટલા ગૃહસ્થો ફરવા નિકળે છે. તેની બાજુએ સોબીનાં ઝાડ લગાડીને લીલોતરી ભરેલો ચોક બનાવેલો છે. તે જગાએ દર રોજ સાંહજની વખતે અંગ્રેજ સરકારના લશ્કરી સીપાઇઓ વાજીંત્ર વજાડેછે. તથા કેટલીક રોનકદાર ઈમારતો એવી છે.કે એથી એ શેહેરના મોટા શણગાર તરીકે લેખવામાં આવેછે. એ ગામના મોટા મોટા રસ્તાઓ હંમેસા લાલ રંગના સફાઈદાર હોય છે તેથી વધારે ખુબ સુરત દીસેછે. તે પરાયા ઉપર ઉભા રહી જોઇએ તો સેંકડો બારકસો બંદરમાં લંગર વાર થઇને પડેલાં છે. ને ઉપર પોતાના ધણીઓની નીશાનના, રાજા ઓના, કોઈએ મેજબાનીના, કોઇએ પોતાના નામના, અને કોઈ એ સદેસાના, વાવટા ચહડાવેલા હોયછે તેણે કરીને બંદર દીપી નિકળતું જણાયછે.

## કોળશાની વખારો.

એ બંદરમાં આવતી જતી સ્ટીમરોને વાસ્તે વિલાયતી કોળશાની વખારો શેહરથી દૂર એક ટેકરી ઉપર છે. ત્યાંથી મોટા મોટા મછવા બા-

થી કેટલીક સ્ટીમર ઉપર પોહચતા કરવામાં આવેછે. સ્ટીમરોને જોઈતા કોલસા લેવા હોય તેટલા ઝડપથી લઈ શકેછે, તેણે કરીને શેહેરના રેહેવાસીઓને એ કોલસાની ઉડતી રજથી તથા તેના ધુંવાડાથી ઇજા ભોગવવી પડતી નથી અત્રેના કરનાક, તથા એલફીન્સ્ટન બંદર ઉપર કોલસાની મોટી મોટી વખારો ભરેલી છે તેથી શેહેરના રેહેવાસીઓને એ જાતની કેટલી ધાસ્તી રાખવી પડેછે; એવી ત્યાંના રેહેવાસીઓને ધાસ્તી રાખવી પડતી નથી.

---

## શેહેરની માંહે ખણેલી નેહેર.

એ શેહેરના બંદરમાંથી વેપારીઓની વખારના બારણાં સુધી એક નેહેર આસરે બે મૈલ લાંબી આવેલી છે. તેની બાજુએ વેપારીઓની વખારોછે. એ નેહેર ઉંડી ખણીને પથરની લાદીઓથી અસલી વખતથી બાંધેલી છે. એ નેહેરને રસ્તે માલ ભરવાના પડાઉ ઓ બંદરમાં પડેલા રેહેછે. તે મોટા બારકસો માંથી માલ ભરીને વેપારીઓની વખારના બારણાં આગળ લાવી ઉતારે છે, તેમજ વખારના બારણાં આગળ મછવા લાવીને માલ ભરી મોટા બારકસોમાં ખાલી કરી આવેછે, તેથી વેપારીઓને માલની ઘણી મજુરી આપવી પડતી નથી, તથા સેહેલાઈથી તરત મોટા બારકસ ઉપરથી માલ આવી શકેછે અને તેમજ મોટા બારકસોમાં માલ તરત ચડી શકેછે. એટલુજ નહી પણ વેપારીઓને મેહેલ પડવાને વાસ્તે શેહેરમાં ચડતા ઉતરતા માલની જગાત આપવી પડતી નથી તેણે કરીને માલ ઉતારી વખારમાં નાખતા તથા માલ ચડાવતાં વાર લાગતી નથી. જેમ અત્રે વેપારીઓનો થોડો અથવા ઘણો માલ ચડવતા અને ઉતારતા ત્રણ ચાર દીવસ સુધી રસ્તામાં રખડતો નાખવો પડેછે તેમ એ દેશમાં બનતું નથી.

## રસ્તા.

એ શેહેરના રસ્તા મોટા અને સફાઈદાર અને લાલ મોરાડીની પુરણી કરેલા હોય છે. તેની ઉપર પમેશ્વરની મેહેરખાનીથી વરસાદ કોઇ કોઇ દીવશે થયાથી છટકાવ થાય છે, અથવાં ધુમશ પડયાથી જમીન તર થઈ પથર સાથે મોરાડી જમી જાય છે; એટલુંજ નહી પણ તતડીને તડકો પડેછે એટલે મોરાડી મજબુત બેસી જાઇ શોભાયમાન દીસે છે. રસ્તાઓની આટલી સફાઇ એ શેહરમાં જોવામાં આવેછે, તેનું કારણ એછે કે, બંધીવાનો પાસે દરરોજ રસ્તા સાફ કરાવે છે, અને તેઓ પાસે નવા રસ્તા બંધાવે છે, અને જુના દુરસ્ત કરાવે છે. એ બંધીવાનો પાછળ સરકારને મોટો ખરચ કરવો પડેછે વાસ્તે બંધીખાનામાં કેટલાક હુનર શિખેલા પાસેથી હુનરનું કામ કરાવેછે, તે મધેના કેટલાક ભણેલાઓને લખવાના કામ ઉપર નેમેલા હોય છે અને કેટલાકને બીજા જુદા જુદા કામો ઉપર નેમેલાછે; પણ જેઓ ભણેલા નથી તેવા મસ્તાન, અથવા મુરખોની પાસે બીજી કંઇ ચીજો કરાવતાં નથી પણ તેઓની પાસે આવું સુધરાઈનું કામ કરાવેછે. અહીયાંની રૈયત ઉપર સુધરાઈને માટે મીન્યુસીપાલ ખાતાનો (શુધરાઈનો છાપો) નાખેલોછે, તેમ એ શેહેરની રૈયતને સુધરાઇ માટે કંઈરાળા ભરેલો કર કોઈ જાતનો આપવો પડતો નથી. વાસ્તે સરકાર બંધીવાનોના હાથથી સુધરાઈનુ સઘલું કામ લે છે. એ રસ્તા ઉપર હમેશાં લીલી હરીઆરી ઉગી નિકળેલી હોયછે તેથી ઘણીજ શોભા આપેછે.

---

## પાહાડ તથા પાણી.

એ શેહેર, પાહડની બાજુમાં સપાટ જમીન ઉપર આવેલું છે પણ લાલ મોરાડી ઠેકાણે ઠેકાણે નજર પડે છે. એની માહિલી ત-

રંગી રાખેલા હોય તેવી રીતે દીસે છે. તે પુલ અને તેની ઉલવેલ હંમેસાં આસમાની અળકતા રંગથી રંગીને સોભાયમાન કરેલી છે.

---

## પાછલું બંદર.

——oo——

આ ગામની આસરે બે ત્રણ મૈલની વેગળાઈએ પશ્ચિમદિશા તરફ બીજું બંદર કરેલું છે. તે જગાએ સમુદ્ર, ખડક વગરનો ઘણો ઉંડો અને સ્થીર પાણીનો છે. તેનો કીનારો ઉંડાં પાણીની બાજુએ પથરની લાદીઓથી મજબુત બાંધેલો છે. તે ઉપરાંત સમુદ્રનાં પાણીની માંહે વધારીને લાકડાંના મોટા થાંભલાં પાણીની માંહે ઉભા કરેલાં છે. તેને એક બીજા સાથે આડા અવળા લાકડાં જડી એવો તો મજબુત કરેલો છેકે તેનો એક એક છેડો પાણીમાં તળીએ મુકેલોછે પણ પાણીનાં જોરથી વાંકો ચુંકો થઈ શકે નહી, વાસ્તે મજબુત બીજા લાકડાં જડી રાખેલાંછે. તેની લંબાઈ આસરે સો ફુટ ઉપરાંત કીનારાની બાજુએ હશે તથા સમુદ્રની તરફ પચાસ સાઠ ફુટ હશે. એવા તરાપા ત્રણ ચાર જડેલા છે. તેનો એક છેડો કીનારા ઉપર પથરની લાદીઓથી જડેલોછે, તથા સમુદ્ર તરફનો બીજો છેડો થાંભલાંઓની ઉપર આડા લાંબા લાંબા જાડાં જાડાં લાકડાંના ભારવટીઆ જડી તે ઉપર જાડાં જાડાં પાટીઆં જડી લીધેલા છે તેથી બાજઠી અથવા બાંક અત્રે જમીન ઉપર ચાર તથા આઠ પાયાનો મુકીએ છીએ તેવી રીતે બાંકના જેવો તરાપો હોય છે; પણ એ તરાપો જમીનને બદલે પાણીમાં મુકેલો છે, તથા તેની નીચે હંમેસાં સમુદ્રનું પાણી ભરેલું રહે છે. ભરતીનું પાણી વધ્યાથી તરાપાનો સમુદ્ર તરફનો છેડો પાણીનાં જોરથી ઉંચકાઈને જરા ઉંચો થાય છે, અને સમુદ્રમાં ઓટ થયાથી તે છેડો જરા નીચે ઉતરીને હળતો થાય છે. એવા તરાપાથી આવતી જતી કેટલીક

સ્ટીમરોને માલ ભરવાને અથવા ખાલી કરવાને વાસ્તે સગવડ
એથી કરીને બારકસોને વધારે દીવસ ખોટી થવું ન પડે, તે
વાસ્તે બનાવેલા છે. જે બારકસને માલ ખાલી કરવો હોય અ
ભરવો હોય, તેજ બારકસ અથવા સ્ટીમર એ બંદરમાં આવીને
ના થામલાંઓ સાથે બારકસના મેહુ છેડાની પાસરો બાંધી
તેની પાસે કસ્ટંમ ટાક્સની એક આફીસ છે તે મધે જે માલ ઉતા
હોય તેની ટીપ નોંધાવે છે, તથા જે માલ ભરવાનો હોય તે
પણ ટીપ ચહડાવનાર ધણી : નોંધાવે છે, ત્યાર પછી મુકાદ
મજુરોને બોલાવી લાવેછે. તે વખતે ચીના મજુરોની મોટી સં
તગપા ઉપરથી સ્ટીમરમાં આવી ગોટીં રકંમનો માલ અને
ગીના ખાંધ ઉપર ઉપાડી લઈ જઇ કીનારાની સામે માલ રાખ
મોટી ચેહેલીના જેવી વખાર બાંધેલી છે, તેમાં નાખી આવે
એવી રીતે ઝડપમાં આખું બારકસ એક બે દીવસમાં ખાલી
કરી ચાલતા થાયછે, અને માળ ભરવો હોય તો તે પણ ઝડપથી
તે વખારમાંથી માલ ઉપાડી તરાપાને રસ્તે જઇ સ્ટીમરના
કામાં નાખીને ચાલતા થાય છે. એવી ઝડપથી અત્રેના
મજુરો કામ કરતા નથી, તેમ એવી રીતની સેહેલી ગોઠવણ આપણી
પણ સરકારે આપણા ઉપર મેહેરબાની તરીકે કરેલી દેખાતી નથી.

સ્ટીમરોને માલ ભરવાને અથવા ખાલી કરવાને વારતે સુવલ પડે અને એથી કરીને બારકસોને વધારે દીવસ ખોટી થવું ન પડે, તેટલા વારતે બનાવેલા છે. જે બારકસને માલ ખાલી કરવો હોય અથવા ભરવો હોય, તેજ બારકસ અથવા સ્ટીમર એ બંદરમાં આવીને તરાપા ના થાભલાંઓ સાથે બારકમના મેહુ છેડાની પાભરો બાંધી રાખે છે, તેની પાસે કસ્ટંમ હાઉસની એક આફીસ છે તે મધે જે માલ ઉતરવો હોય તેની ટીપ નોધાવે છે, તથા જે માલ ભરવાનો હોય તેની પણ ટીપ ચહડાવનાર ધણી : નોધાવે છ, ત્યાર પછી સુકાદમ મજુરોને બોલાવી લાવેછે. તે વખતે ચીના મજુરોની મોટી સંખ્યા તરાપા ઉપરથી સ્ટીમરમાં આવી મોટી રકંમનો માલ અને ઘણીના ખાંધ ઉપર ઉપાડી લઈ જઈ કીનારાની સામે માલ રાખવાની મોટી મેહેલીના જેવી વખાર બાંધેલી છે, તેમાં નાખી આવે છે એવી રીતે ઝડપમાં આખું બારકસ એક બે દીવસમાં ખાલી કરી ચાલતા થાયછે, અને માલ ભરવો હોય તો તે પણ ઝડપથી તે વખારમાથી માલ ઉપાડી તરાપાને રસ્તે જઈ સ્ટીમરના હોલ કામાં નાખીને ચાલતા થાય છે. એવી ઝડપથી અનેના મજુરો કામ કરતા નથી, તેમ એવી રીતની મેહલી ગોઠવણ આપણી નચાણુ સરકારે આપણા ઉપર મેહેરબાની તરીકે કરેલી દેખાવી નથી. ચીના મજુરો શરીરે ઘણા પુષ્ટ અને ઉચાઈમાં આસરે પાંચ ફુટ કદના હોય છે. તેનો ચેહરો હિંદુઓ જેવો દીશે છે. તેના નાક અણીદાર હોયછે. એવાજ નાકુ વાળા ચેહરાના ચીનમાં કેટલાક ચીનાઓ જોવામાં આવેછે, અને બીજા કેટલાકનાં નાંક ચીબા હોયછે. તેનુ મુંખ્ય કારણ એ-

* જછે કે નાહની ઉમરનાં છોકરાઓને પીઠ ઉપર એક કપડાંના કટકામાં નાખીને તે કાપડના ચારે છેડા મજબુત દોરડાની માતા અથવા બેહન જણાયડી પીઠ સાથે બાંધી લેછે. તેમાં કુમળી વયના છોકરાઓ નીચલા હાસુકી કાપડમાં બંધાઈ ગયાથી પીઠ સાથે મોહોડું દબાઈ

જાયછે તેમાં નાક જેવી કુમળી જગાને વખતે વખતે દબાણ પોહોતાથી દ-બાઈ જાયછે અને બચાને જનમ થતી વખતે સારી રીતે નાકની ચામડીને ઉપર લાવવાની મેહનત કરતા નથી, ગરીબ અવસ્થાની ચીનાઈ સ્ત્રીઓ ખેતીવાડીનું કામ અથવા હોડીઓ ચલાવાનાં કામમાં ગુંથાયછે, તો પણ નાહાની વયનાં છોકરાઓને પોતાની પીઠ ઉપરથી છોડતા નથી, તેથી બ-ચાઓને વધારે મેહનત પોહોચીને કુમળી વયેના બાળકોના શરીરને આચકો લાગ્યાથી દબાઈ જાયછે. કેટલાક દેશમાં એવી રીતે બચા-ઓને ઈજા આપતા નથી અને તેની સારી માહાવજત થયાથી ખુબસુ-રત દેખાવનાં તથા અણીઆળાં નાકના થાયછે. ચીના મજુરો નો પેહેરવેશ હિંદુઓ જેવો દીશેછે. તે લોકો મજુરી કરવાના કામ ઉ-પર આવેછે, તે વખતે માથા ઉપર શફેદ કાપડની પાગડી બાંધે છે, શરીર ઉઘાડાં હોયછે તથા નીચલા ભાગમાં શફેદ જાડા કાપડની નાહની ધોતડી અથવા નાહના ચોરણા પેહેરેછે. એ લોકો "કીંચુ અ-થવા ચીંચુ" ગામનાં રેહવાસીઓછે. તે રોજગારને અર્થે આવી વસેલા હોય એવું દીસેછે. તે લોકોની ભાષા ચીંચુના જેવીછે તેથી હરેક બોલી-માં "ચી", "ચા" અને "ચે" એવી રીતે હરેક બોલ સાથે "ચચો" વાપરેછે. મજુરી કરતા, અને ઉભા રહી એક બીજા સાથે ચી, ચા, ની વાતો કરીને ઘોઘાટ કરી ખુસીનાં અવાજો કાહડેછે. એવી રીતે મજુરી કરતાં વખતે થાકી જાયછે ત્યારે આખા સરીરે પસીને ગરકાવ થઈ એક જગ્યા એ જઈ બેસીને પસીનો લુછી નાખેછે, અને તરત "અનનાસ" ખાયછે. એ દેશમાં અનનાસ ઘણાજ સ્વાદીષ્ટ ઉપજ થા-ય છે; તેની તારીફ લખવાને પુરતા શબ્દો મળી આવતા નથી. ચીના ફેરી કરી વેચનારા આવી એ જગ્યાએ બેસી એ અનાનસમાં અડત્રાંસાજેવા વાંકા થયલા બીજ અથવા કાંટાને આડત્રાંસ કાપ મુંકીને કોતરી કાહડેછે; ત્યાર પછી તેની પાતળી પાતળી ગોળાકાર કાંગરી વાળી કાતરી ચીનાઈ શી-કાનાં એક એક રૂપાકાની કીમતની કાતરીઓ પાડીને ફેરીઆ એક છા-

બાડીમા ભરી તેઓની સાથે એક નીમખનો પીપાલો પણ ભરી ગએ છે. તેની પાશેથી વેચાતી લઈને તે મજુરો કાતરીને નીમખમા બોળી બોળીને ખાયછે એવી રીતે વારા ફરતી સઘળા મજુરો દોડતા દોડતા આવી અનનાસની એક કાતરી ઉપાડીને એક સપાકો આપી ખાઇને મોટો અવાજ કાહાડી પાછા પોતાના કામ ઉપર દોડી જાય છે. અને એક બીજા સાથે વાતોના તડાકા મારે છે. તે વખતની રમુજ જોવા લાયક થઈ રેહછે. તેઓમા એટલો સદ્ગુણ છે કે એકજ ધંધાવાળાઓ એક બીજાની અદેખાઈ કરી માગ મારી કરતા નથી, એ તારીફ લાયક જ ણાયછે પણ એ જગોએ મલાઇ લોક મજુરીના કામ કરતાં દીસ્તા નથી.

---

## પોરટ આફીસ.

---

એ આફીસનો દેખાવ ભપકાદારછે. તેનુ કામ કાજ કરનાર કારભારીઓ તથા સીપાઈઓ કેટલાક મલાઇઓ, પોરટુગીઝો, હિંદુસ્તાનના રેહવાસીઓ જણાય છે. એ આફીસનું કામ કાજ, સારા બંદોબસ્તથી ચાલેછે, તેનો કારભાર ચલાવનારા ઉપરીઓ અંગ્રેજો છે. લખવાના કામ ઉપર મુખ્ય ભાગ પોર્ટુગીઝો, મલાઇઓ, કોચીન ચાઇનાના પોરટુગીઝો અને જુજ હિંદુસ્તાનના રેહવાસીઓ, એ કામને વળગી પડેલાછે, તેથી એ જગોનો દેખાવ માણસોના જુદા જુદા પેહેરવેશ હોવાનેલીધે ઘણો શોભાયમાન ભપકા ભરેલો લાગે છે.

## કોરટ.

એ ગામના ઈનસાફને માટે અદાલતછે, તેમજ ગામનાં રહેવાસીઓનો ઈનસાફ ઇંગ્રેજ સરકારનાં ધારા પ્રમાણે ચાલે છે. પણ વકીલ અને બાારીસ્ટરની મારફતે ઇનસાફનું કામ ચલાવવું પડેછે. ત્યાં ઈનસાફની પવીત્ર જગ્યાએ અંગ્રેજી કામ કાજ ચલાવાને પોર્ટુગીઝો, મલાઇઓ, ચીનાઓ, હિંદુસ્થાનના રહેવાસીઓ અને અંગ્રેજો દીઠામાં આવે છે. એ કોરટનો ભપકો ઘણો સારો દેખાય છે. કારણ એવા દેશમાં આવી રહેલા અંગ્રેજો તથા બીજા પરદેશી ગૃહસ્થોનો સ્વભાવ અમીરી આશીઆતનો બની જાયછે, અને માન ભરેલી રીતથી ચાલવાનો અભ્યાસ રાખવાની ફરજ પડેછે, તેથી પરદેશી ગૃહસ્થો હલકી ચાલ ચલાવી પોતાની જાતને હીણું લગાડવા દેતાં નથી. પરદેશીઓ એવા દેશમાંથ મોટું માન મેળવીને પોતાને વતન જાયછે તે વખતે આબરૂ અને માન ભરેલી રીતે રવાના થવાની હંમેસાં ઇચ્છા રાખે છે.

---

## સ્કુલ.

અંગ્રેજી વિદ્યાનો અભ્યાસ કરાવવાને ઈસવી સને ૧૮૪૦ ના વરસમાં એ સ્કુલ અંગ્રેજ સરકારના આસરાથી ઉભી થઇ, ને વખ મલાઇ, ચીના, મકાઉના પોરટુગીઝો, કોચીન ચાયનાના રેહવાસીઓ, ક્રિશ્ચીયન થયલા ચીનાઓ, મલાઇઓ, અંગ્રેજોના અને બીજી વરણછોકરાઓ, વિદ્યાભ્યાસ કરવા પાછળ લાગેલા રેહેછે. વિદ્યાભ્યાસ કરવાન ઉદમેવારી સારી હોવાથી એ સ્કુલ સારા પાયા ઉપર આવીને વિદ્યારથીઓન મોટી સંખ્યા થઇ ગયલી જણાયછે. દીનપર દીન કેળવણી ખાતાનું કામ વધારે ફાયદા ભરેલી રીતે ચાલતું જણાયછે, તેથી ગરીબ મલાઈઓ, ચે

ર્તુગીઝો, ચીનાઓ, કોચીન ચાયનાનાં રહેવાસીઓ, વિદ્યાભ્યાસ કર્યાથી અંગ્રેજ સરકારની આશ્રીરોમાં સારી મોટી ચાકરીઓ મેળવેછે; એટલુંજ નહીં પણ વેપારનાં અને બીજા કામમાં અંગ્રેજી રાજ્યમાં માન પામેછે એવી રીતે મલાકાની અને ચીનની સરકારમાં પણ એવા વિદ્વાન ગૃહસ્થોને અંગ્રેજ સરકારનું ગજ હોવાથી માન મળવુ જોઇએ.

## વર્તમાન પત્રો.

એ ગામમાં અંગ્રેજી ભાષામા એક બે રોજીંદા વર્તમાન પત્રો નિકળેછે. તેમાં ગામની ખબર, વેપારસમાંચાર, ગવ્નરખાતી અને બીજી અગત્યની બાબદો જાહેર થાય છે. આવતી મેળ સ્ટીમર સાથે પખવાડીઆની ખબર વિલાયત, મુંબઇ, અને કલકતેથી આવેછે, તેમજ જતી મેળ સ્ટીમર સાથે પખવાડીઆની ખબરો સઘળા દેશાવર ખાતે જાય છે, તેમાં એ ગામનો હેવાલ, વેપાર, ગામની સુધરાઇ, રાજદરબારી હેવાલ, રૈયતની સુખાકારી કરવાના ધરતા ઉપાયની ખબર પ્રગટ થઇ બીજા દેશાવર અને ઈંગલંડ ખાતે રવાના થાયછે.

## બંદીખાના.

અગાઉ એ ગામ વસાવવાને વાસ્તે મુંબઇ, અને કલકતેથી અંગ્રેજ સરકારે દેશ નિકાલ કરેલા બંદીવાનોને એ ગામમધ્યે મોકલવામા આવતા હતા, તેઓને રાખવાને વાસ્તે એ ગામની એક બાજુની ટેકરી ઉપર સારી હવાદાર જગાએ બંદીખાનું બાહાંધેલું છે. તે બંધીખાનુ સફાઇ

દારછે એટલુંજ નહી પણ ઝાડ પાનથી શણગારેલું છે. તેવી જગોમાં સઘળા બંદીવાનો રાખેલા છે; તેમાંથી કેટલાક બંદીવાનોને હાથની કારીગરીનું કામ કરવા આપે છે, કેટલાકને ઉપરીઓનુ કામ સોંપેલુ છે. અને કેટલાક વિદ્વાનોને નામુ અને હસાબ લખવાનાં કામ ઉપર રાખેલા હોયછે; કેટલાક બંદીવાનોને પગમાં બેડી સાથે સહવારે દસ કલાકે સીપાઇઓ બાહર કાહાડી ને રસ્તા બાંધવાનું, પથરો ફોડાવી ખડી કરાવવાનુ, રસ્તા દુરસ અને સાફ કરાવવાનું કામ કરાવે છે. સાંજના ચાર પાંચ કલાકને અમલ ઠેકાણે ઠેકાણેથી બંદીવાનોને એકઠાકરી પાછા બંદીખાનામાં લઇ જાયછે. એવું એક સરખું કામ સઘળા બંદીવાનોને સોંપવામાં આવતુ નથી, કારણ કેટલાક શ્રીમંત અથવા વગવાળા કમનસીબથી બંદીવાન થયલાં હોય છે, તેવા શખસોને એ ગામના આબરૂદાર વેપારીએ, વગ ચલાવી તથા જામીન આપી એજ ગામમાં વેપાર ધંધો કરવાને સરકાર પાસેથી છુટ અપાવેછે, તેથી કેટલાક વેપાર કરે છે અને કેટલાક સરકારી ખાતામાં ચાકરી કરેછે, અને કેટલાક હાથની કારીગરીનું કામ પણ કરેછે. તેઓને દરરોજ, દર અઠવાડીએ, અને દર માસની પેહલી તારીખ બંદીખાનાના દરોગાનો જેવો હુકમ હોય તેવીરીતે તેની પાસે જઈ ઠેરવેલ વખતે હાજર થવું પડેછે. એવા સેંકડો બંદીવાનો પોતાના ધંધાને અર્થે ગામમાં છુટા ફરતાં જણાય છે. તેઓને અજાણ્યો પરદેશી ઓળખી શકતા નથી; પણ તેજ ગામના રેહવાસીઓ, ઓળખેછે, કારણ તેવા બંદીવાનોને સરકારી કપડાં અથવા બીજી કોઇ પ્રકારની નીશાની સરકાર તરફથી રાખવામાં આવતી નથી. કેટલાક બંદીવાનો મલાઈ સ્ત્રીઓ સાથે લપટ થઇ પડેલા હોયછે, તેથી તેની મુદત પુરી થયાથી પોતાના વતનમાં જવાને બદલે તેજ દેશમાં રહીને પોતાનો ઉદ્યોગ ચલાવામાં મશગુલ થઇ પડેલાછે, પણ વગર વગવાળા તથા ગરીબ, નાચારો દુખી થાય છે. કેટલાક બંધીવાનો રસ્તામાં ફરતા મજેછે, તો સીપાઇઓની ચોરી છુપીથી હાથ વગરા કાહાડેછે, અને પોતાના

વતનની ઈયાદ કરીને કળકળાટ કરેછે, અને કહેછે કે અંગ્રેજ સરકારના પવીત્ર ઈનસાફમાં હમે અજાણ્યા, દગલબાજ શાખસીઓની દગલબાજીથી ફસી પડેલા છીએ. એવા સમાચાર તે બંદીવાનોથી દુઃખ ભરેલા સાંભળીને પરદેશીઓને દયા ઉત્પન્ન થાયછે. એવી રીતે કેટલાક બેહકનાક દગલબાજોની દગલબાજીથી પણ ધારાના પંજામાં ફસી પડેલા જણાયછે.

---

## લીલોત્રીનું બજાર.

---

શાક ભાજી, ફળ અથવા મેવાનું બજાર હીલાયદી જગ્યાએ બાંધેલું નથી પણ મોટા રસ્તાની બેહુ બાજુએ દુકાનોછે, તેમાં કેટલીક લીલોત્રી વેચનારની દુકાનો જણાયછે. તેમાં સહવારથી તે દશ, બાર, વાગા સુધી તથા બપોર પછી ત્રણ વાગેથી સાંજ સુધી ભરેલું રેહછે. એજ વખતે નવાં અને તાજાં શાક ભાજી અને ફળ, મેવા તાજો તરતનો બાગ બગીચા અને ખેતરો માંથી વેચવા લાવે છે. તે વખતે બજારમાં ખરીદ કરનારને નવી અને તાજી લીલોત્રી મળી આવેછે. એ બજારમાં કેટલીક દુકાને મણું કરીને મલાઈ તથા ચીનાઓની સ્ત્રીઓ ખોલીહોયછે અને સઘળો વેપાર અને વહીવટ તેજ સ્ત્રીઓજ ચલાવેછે. અને તેના પુરશો ઘરાકોને માલ દેખાડવાને રોકાયલા હોય છે. એ બજારમાં તુરીઆં, કાકડી, કારેલાં, દુધી, ભીંડાં, મુળા, કોબી, ઓલકોબ, પટેટા, અને બીજી કેટલીક જાતનાં શાક ભાજી અને કંદમુળ અજાએબ જેવા દેખાવના અને ઘણા સરસ સ્વાદનાં વેચાયછે. ભાજી અને મેવા સર્વે જાતની મળી આવેછે. એ લીલોત્રી વેચનારાઓની દુકાનો હારે હાર આવેલી છે, તેમાં એ જણસ શીવાય બીજી જણસ વેચાતા નથી.

---

## ફળ અથવા મેવો વેચનાર.

મેવો વેચનારની દુકાને ઘણું કરીને સ્ત્રીઓજ બેસીને વેપાર ચલાવે છે. તેના પુરૂષો વેપારનાં કામને મદત કરવાને રોકાયલા હોય છે. એ દેશમાં મેવો અથવા ફળ ઘણી પ્રકારના સ્વાદીષ્ટ અને ખુશબોદાર ઉત્પન્ન થાય છે, તેમાં શફેદ છાલની શેરડી રસદાર અને સાકરના જેવી મીઠી અને ઘણી જાતના કેળા લીલી, પીળી, અને લાલ છાલના ઘણા સ્વાદીષ્ટ તથા નારંગી, પપનસ, આરંજ, ખાટા લીંબુ, એ સર્વે જાતનો મેવો મળી આવેછે. પણ વધારે લેહેજતદાર અને વખાણવા જોગ ખુસબોદાર મોટા મોટા "અનનાસ" ઘણા સરસ થાય છે. તથા "મંગુસ્તાન" અને "દુરીઆન" એ ફળ તારીફ કરવા લાયક ઉપજે છે. એ ગામમાં અનાનસ ઘણાજ લેજતદાર ઉત્પન્ન થાય છે તેવા આપણા દેશમાં થતા નથી અને મંગુસ્તાન તથા દુરીઆન તો અત્રે અને આખા હિનાઇ રાજ્યમાં થતાં સાંભળ્યામાં આ યા નથી. તેની લેહેજત અને ખવાસ જુદોજ માલમ પડેછે; તેથી તેને કોહોની સાથે સરખાવીને સમજા- ... ફળ મારા જોવામાં બીજું કોઈ જાતનું આવતું નથી, તેથી મારાવાને અશક્ત છઉં.

---

## પરમાટી વેચનાર.

ગોશ અથવા પરમાટી વેચનારાઓનું બજાર બીજા બજારોથી હેલાપદું છે; કારણ એ જણસની દુકાનો લખનાર મુસાફરનાં જોવામાં આવી ન હતી, તેથી એ જણસ વેચવાનું બજાર જુદે ઠેકાણે હશે. રસ્તામાં જતા આવતા પણ એ વસ્તુ જોવામાં આવતી ન હતી

તે ઉપરથી એવું ધારવામાં આવેછે કે સરકાર તરફથી એ બાબેનો ઘણો બંદો બસ્ત હશે, કારણ કે કેટલાકોને એ ચીજનો કટાળો ઉત્પન્ન થઇ આવેછે તેથી દુરની અથવા છુપી જગોએ વેચવાનું મુકરર કર્યું હશે. એ ગામમા હિંદુઓને રેહવાને ઘણી સ્વચ્છ જગ્યા મળી આવે છે. એવી જગ્યા ચીનાઈ રાજના બે ચાર ગામમાં મળી આવેછે, બીજા કોઇપણ ગામમા મળી આવશે નહી.

---

## જકાત તથા મેહેસુલ.

એ બંદરમા કેટલાક આવતા જતા માલ ઉપર જકાત લીધામા આવતી નથી, પણ અગ્રેજ સરકારની કસ્ટમ હાઉસમા આવતા જતા માલની નોધ કરવામા આવેછે. તો પણ મેહેસુલ ખાતાની તથા ભોયભાડાની ઉપજ ઘણી થાયછે એવી પેદાસ થવાથી સરકારને આવક કરતા ખરચનો અડસટો વધારે થયાથી ફાયદા જેવું નથી, કારણ એ ગામની પછવાડે લશ્કર ખાતાનો પગાર તથા બંદીખાનાનો ખરચ તથા બીજો કેટલાક ખરચ નુકસાની ભરેલા થાય છે, તેનું દરદ એ રુકારને માથે પડેછે તેણે કરીને વિલાયતની સરકાર ઉપર અથવા હિંદુસ્તાની સરકાર ઉપરની જોયતા નાણાનો ખપ પડયાથી હુંડીઓ સીંગાપોરની સરકાર વેપારીઓને અથવા બેંકોને વેચી નાણાં લેછે. એ સરકારનો સરશી વેહવાર ચાલ્યાથી હુંડીઓ ઉપર લાભ રૂપીઆ મળે છે, પણ હિંદુસ્તાનના દેશી રાજનો સરશી વહીવટ ન હોવાથી જાગીર અને ગરાસ લખી આપતા પણ સાહુકારો નાણા ધીરતા નથી. ... અગ્રેજી રાજમાં સરશી વહીવટ હોવાથી એ રાજની તારીફ કરવી ... ર છે.

---

## શિક્કા.

એ દેશનો જુનો સોનાનો શિક્કો મલાઈ લોકોનો "મુતુ" નામનોછે. તે અસલી શિક્કા ચાલે છે તથા રૂપાના મેક્સીકો ડાળરોનું ચલણ વધારે છે. મુંબઈના, કલકતાના અને મદરાસના રૂપીઆ ચાલેછે. જાવા, બતેવીઆ, સીઆમ અને બીજા સઘળા દેશના સોનાના તથા રૂપાના શિક્કા પણ ચાલી શકે છે. તે સરવેનો હીસાબ જુદી જુદી રીતે અથવા હિંદુસ્તાનની તથા વિળાયતની હુંડીઓનાં ભાવની ગણતરીથી લેવડ દેવડ થાય છે. તાબાંના સીસાના અને પીતળના શિક્કા તેમાં હિંદુસ્તાનના, મલાયાના, જાવાના, સીઆમના શિક્કાનું અને ચીનાઇ રાજના સપાકાનુ તો મોટું લેવડ દેવડ ચાલુ છે; પણ કોઈ પરદેશીઓને, ચળણ વિસે તે દેશમાં અડચણ પડતી નથી, કારણ હરેક જણસ ખરીદ કરવી હોય તો ખરીદ કરીને પોતાની પાસે જે દેશનો શિક્કો હોય તે માલ વેચનારને આપેછે, તે લેવાને કંઈ અડચણ કરતા નથી. તેના હીસાબ મુજબ જેટલા પૈસા જણસના થયા હોય તે બાદ કરીને બાકી રહેલા પૈસા પાછા આપેછે અથવા ધટ્યા તો બીજા લેછે. એવી રીતે એ દેશના શાક ભાજી વેચનારથી તે મોટા વેપારી સુધી નાના મોટા ધંધા વાળા હુશીઆરી રાખીને દેશદેશનાં ચળણને ઓળખી તે ચળણને માન આપેછે. અંત્રે કેટલાક વેપારીઓતો નહી; પણ સરાફો ખચીત કરીને એવા શિક્કાઓને પીછાનતા નથી, તેથી કેટલી દીલગીરીની વાત છે.

---

## રાજ દરબાર.

એ શેહેર ઈસવી સને ૧૮૨૦-૨૧ ના વરસમાં અંગ્રેજ સરકારના સ્વાધીનનાં આવ્યા પછી અંગ્રેજ સરકારના ધારા પ્રમાણે રાજ કારભાર ચલાવવા લાગ્યા. તેની ઉપજ તથા ખરચનો હસાબ મહારાણી વિક્ટોરીઆના વડા પુત્ર પ્રીન્સ આવ વેલસના નામે થાયછે, કારણ એ શેહેર એ શાહાજાદાનુ છે. તેની ઉપજ હાલમા થોડી થાયછે, કારણ એગામની રૈયત ઉપર ઘણી જાતના કર બેસાડેલા નથી તથા આવતા જતા કેટલાક માલની જકાત પણ લીધામા આવતી નથી, તેથી મોટી ઉપજ થઈ શકતી નથી, ફકત જમીનનુ મેહેસુલ ને ભોય ભાડુ રૈયત પાસેથી લીધામા આવેછે. એ શેહેર વસાવ્યા પછી કેટલીક ખાલી જમીનો મોટા ભોય ભાડાની સરતો કરીને રૈયતને આપેલીછે, તેની ઉપજ સારી થાયછે અને તે જમીનની મુદત પુરી થયાથી પાછી મુલ વધારીને આપતી વખતે સરકારની મરજી પ્રમાણે ભોય ભાડું લીધામા આવે છે, તો પણ તે જગ્યા લેવાને ઘણા ગૃહસ્થ નિકળી પડેછે, તેથી તે જગ્યાની સારી ઉપજ થતી હશે

---

## રેહેવાસીઓ.

એ ગામમાં મોટી વસ્તી થઈછે, તેમાં અગ્રેજો, પારસીઓ, ફ્રેંચ, જરમન, ઈટાલીયન, યાહુદીઓ, આરમાનીઓ, પોર્ટુગીઝો, કોચીન ચાયના ના રેહેવાસીઓ, મુસલમાનો, મલાઈ, અને ચાનાઓ પોતાના કુટંબ સહીત જઈ રેહેતાછે. તેમજ બંગાલી, મદરાસી, કરનાટકના ગમાન-દિ ધર્મના હિંદુઓકે જેઓ કલીંગ લોકોને નામે ઓળખાય છે તથા મુની

અને શીઆ ધર્મના વોહરા, મેમાણો, ખોજા, અરબસ્તાનના અરબો, ઇરાનના મુગલો, જાવા અને બતેવીઆના રેહવાસીઓ તથા બીજા ઘણાક મુલકના રેહવાસીઓ એ દેશમાં હજારો આવી વેપાર રોજગારને અર્થે વસેલા છે, તેણે કરી એ દેશમાં જેમ વેપારનો વધારો થાયછે. તેમ વસ્તીમાં પણ વધારો થતો જાયછે.

---

## ભાડુતી ગાડીઓ.

---

એ શેહરના આગલા, તથા પાછલા, બંદરના કીનારા ઉપર કેટલીક ભાડુતી સીગરામની ગાડીઓ ઊભેલી હોયછે. તેનાં હાંકનાર કેટલાક મદરાસી હિંદુઓ જેવા દેખાયછે. તેઓને બે, ત્રણ રૂપીઆ આપે એટલે આખો દિવશ ગાડીમાં ભાડુતને બેસાડી આખા શેહરની ગલી ગુંચીએ ફેરવી ફેરવીને સર્વે ઠેકાણા દેખડાવેછે. એ ગાડી વાળાની ભાષા મદરાસી હોયછે; પણ કેટલાક હિંદુસ્તાની ભાષા સમજેછે. તેથી ભાડુતને સીગરામ હાંકનાર રસ્તે રસ્તે ફેરવીને ત્યાંના રેહવાસીઓની ચાલ ચલણવીશે વાકેફ કરેછે. એ ગાડીનો દેખાવ અત્રેની સીગરામોથી નાહના કદની હોયછે, અને આમણ સામણ એક એક ગૃહસ્થ શીવાય વધારે બેસી શકતા નથી. તેમાં નાનો અને દુબળો ઘોડો જોડેલો હોયછે, તેની નબળી ચાલ હોવાથી ઘડીએ ઘડીએ ચાપકા ઠોકેછે, ત્યારે થોડીવાર જોરથી દોડીને પાછો નરમ પડી ઠુંક ઠુંક ચાલથી ચાલેછે. એ ગાડીમાં બેસી શેહેરમાં ફરતી વખતે એક નવીજ રીતની ગમત ગાડી હાંકનારની જણાયછે. તે જાણે સઘળી પ્રકારે હુસીઆર અને માહીતગાર હોય અને આપણે અજાણ્યા પરદેશી છઇએ તેથી અજાણ્યાને માહીતગાર સમજાવેછે, તેવી રીતે આબરૂ ઇજતથી આપણને શેહેરનાં રેહવાસીઓ વિશે સમજાવીને ખુશી કરેછે. એવી રીતે ફરતાં ફરતાં સાંજનો વખત થાય એટલે

આપણે જે જગ્યાએ જવાને કહીયે તે જગ્યાએ પોહોચાડી જાયછે. એ દેશમાં અજાણ્યો પરદેશી ઉતર્યાથી એક બે દિવસમાં જાણીતો થાય છે; પણ અત્રે કોઇ અજાણ્યો પરદેશી આવ્યો તો તેને પોતા ખરચથી ગામમાં ફરીને માહીતગાર થવાને મુશ્કેલ પડેછે, એટલુજ નહી પણ ગાડી વાળા કેવી ચાલ તે પરદેશીઓ સાથે ચલાવશે, તેની ખાતરી આપી શકાતી નથી. કેટલાક અજાણ્યા વાહાણવટી અંગ્રેજો શીનારો અને ગામ જોવાને ઉતરી આવેછે, તે બીચારા વિશ્વાસુ અને ભોળા હોવાથી ગાડી વાળા અને બીજા પોચાગીરો લાગીયા થઇ તે બચારાઓને ગાડીમાં બેસાડી ફેરવેછે, અને દારૂઓ વેચનારની દુકાને લઈ જઈ મુફત અથવા પૈસા લઈ દારૂ પીવડાવી છાકટા બનાવી અથવા રંડીના ઘરમા લઇ જઈ તે જગ્યાએ દારૂ પાઇ છાકટા બનાવી તેના પગના જોડાથી ટોપી સુધીની તપાસ થાયછે, તેમા જે હાથ લાગ્યુ હોય તે ઠગારાઓ હજમ કરી જાય છે. એટલુજ નહી પણ જે કીમતી જણસ હોયતે ઉતારી લઈ પોચાગીરો તેવા અંગ્રેજની બગલમાં હાથ ભરાવી મોરા રસ્તા ઉપર રખડતા મુકી ચાલતા થાય છે, પછી પેલા લુટાયલા સાહેબ લથડીઆ ખાતા અને ડોળાં ખાતાં એક રસ્તાને બદલે બીજે રસ્તે નિકળી ભટકતા ફરેછે. કેટલાક પરદેશીઓ જે દારૂ પીતા નથી તે પરદેશીઓ જોડે લુચ્ચા પોચાગીરોનુ ચાલી શકતું નથી ફકત દારૂનાજ પીનારાઓને હરકત થાય છે, અને વગર દારૂ પીનારને ગાડી વાળાઓ પોતાના ભાડાના પૈસા બમણા ચોગણા લેવાને વાસ્તે બરજોરી બતાવતા કેટલાક જણાય છે.

## વેપાર.

એ ગામમાં મોટા વેપાર મલાકા, અને ચીનાઈ રાજાના પરગણામાં ઉત્પન્ન થયલી જણસો તથા હિંદુસ્તાનનું આવતું અફીણ અને બીજી જણસો તથા વિલાયતથી આવતું કાપડ અને બીજી જણસોનો ચાલેછે. તેથી દીન પર દીન વેપાર રોજગારમાં વધારો થતો જાય છે, કારણ એ ગામ ખાતે વેપારને વાસ્તે સર્વે પ્રકારની છુટ સરકારે મુકેલી છે, તેથી એ ગામમાં આવતા જતા બારકસો એ વેપારનુ અને રસ્તાના વીશામાં દાખલ મથક કરેલું છે; તેણે કરીને એમાં વેપારનો વધારો થયો છે. જો સરકાર તરફથી રૈયત ઉપર સર્વે પ્રકારની માફી વેપારનાં કામમાં રેહેશે તો હજુ પણ વધારો થશે. એ માફી વાળા શેહેરમાં વેપારીઓને રેહેવાનું દીલ થાય છે તેથી વેપારનો વધારો થવાને વીલંબ લાગતો નથી.

---

## સરાફી પેહડીઓ.

——oo——

એ ગામમાં બેંકો એટલે સરાફી વહીવટ ચલાવાની પેહડીઓ ચાર પાંચ તે વખતે હતી. તે લોકોનો મોટો વહીવટ હુંડી પત્રીનોજ હતો. એ પેહડી વાળાઓ બાહારના દેશાવર ખાતેથી વેપારીઓના ચહડેલા માલ ઉપરની લખેલી હુંડીઓ તે દેશમાં ખરીદ કરેછે, અને પોતાની આબરૂ એટલે બેંકની સાખની હુંડીઓ વેચી તેના નાણા વસુલ કરેછે. તેમજ એ દેશમાંથી બેંકની હુંડીના ખરીદ દારોને બાહારના દેશાવરની હુંડી એજ બેંક ઉપર અથવા આડતીઆ ઉપર લખી આપેછે, તથા બીજા દેશાવરોથી વેપારીઓ ઉપર પોતાની બેંકની અથવા આડતીઆઓની આવેલી હુંડી-

ઓનાં નાણાં વસુલ કરેછે. તથા એ દેશના વેપારીઓને નાણાંની ગરજ પડયાથી હુંડીઓ ઉપર તથા માલ મીલકત ઉપર તથા બીજી રીતે જમીન ગીરીનાં ઓચરીઆં માર્ટગેજ રાખી નાણાં ધીરેછે. એવી રીતે કેટલાક દેશાવરમાં બેંકો હોયાથી મોટો વેપાર કરવાને વેપારીઓથી બની આવે છે; કારણ વેપારમાં રોકાવવું નાણું તુરત ઉછીનું અથવા માગું કરી વળેછે. તેથી વેપારનો વધારો થતો જાય છે.

---

## યુરોપ ખંડના વેપારીઓ.

એ દેશમાં યુરોપ ખંડનાં વેપારીઓ આવી વસેલાછે. તેઓ સુતર, કાપડ, અંગ્રેજી દારૂકામ, લોખંડ, તાંબાનાંપતરાં અને લાદા, દારૂની જણસો, તેશીવાયે બીજી પ્રસુટણ કેટલીક જણસો પોતાના દેશમાંથી મંગાવીને વેચે છે. અને તેને બદલે કલઈ, ગરમ મસાલાની જણસમાં તજ, જાયફલ, જાવત્રી, લવિંગ, મરી અને કપુર, બગરા કપુર, રેશમ, સાચે, ખાંડ, શાકર, નેતર, અને બીજી ઘણીક જણસો પોતાના દેશમાં મોકલે છે. તેથીમોટી રકમનો વેપાર ચાલેછે.

---

## પારસી વેપારીઓ.

એ દેશમાં કેટલાક પારસી વેપારીઓ મુંબઇ તથા કલકતાના આવતા જતા માલની ખરીદ કરવાની અને વેચવાની આડતનું કામ કરેછે. તેઓ મુંબઈ અને કલકતેથી માલ એ દેશમાં વેચવા મોકલેછે, તેઓનો માલ વેચી આડત લેછે. તેમજ એ દેશમાંથી મુંબઇ અને કલકતાનાં વેપારીઓ માલ ખરીદ કરાવે છે, તેઓને હસાબે માલ ખરીદ કરીને

ફરમાવેલા દેશાવર ખાતે મોકલે છે. તે ઉપર પણ આડત અથવા કમીસન લેછે, તથા થોડા ઘણે પોતાનો પણ વેપાર ચાલુ રાખેછે. તેમાં મુખ્ય આવતી જણુસમાં બંગાળી અફીણની મોટી સંખ્યા છે, તે સાથે ચોખા, રૂ, લવેંગ, ખજુર, કાપડ, સુતર, અને જતા માળમાં જાયફળ, જાવંત્રી, તજ, કલઈ, લોબાન, એલચી, કપુર. બરાસકપુર, રેશમ, ચાએ, ખાંડ, શાકર, કાચ્ચાકુટીનું તેલ, તજનુ તેલ, સાગુચોખા સોનુ, રૂપું, અને જસત મોકળવામાં આવેછે. તેવી જણુસની આડત અથવા હક્કસાઈનું કામ કરેછે અને પોતાને હસાબે વેપાર પણ કરેછે. કેટલાક પારસીઓ અંગ્રેજી બરના સામાનની તથા અંગ્રેજોની ખોરાકી, પોસાકી, દારૂ કામ, પરફીમરી, ઈશ્ટેશનેરી, કટલરીની મોટી મોટી ભપકદાર દુકાનો કાહાડેલી છે. તેમજ વોહરા, મેમાણ, અને બીજી જાતના મુસલમીનો એવો ધંધો કરેછે.

---

## હિંદુ વેપારીઓ.

—oo—

એ દેશમાં કેટલાક હિંદુ વેપારીઓ મદરાસથી અથવા કરનાટકના રામાનંદી ધર્મ પાળનારા જઇ વસેલાછે. તે લોકો શફેદ અને રંગીન કાપડ તથા સુતરનો વેપાર કરેછે, અને વળી પોતાના દેશમાંથી મલાઇ લોકોનાં ખરનું કાપડ ચીતરામણવાળું છાપેલું મગાવી વેચેછે, તેથી કરીને કાપડનો મોટો વેપાર તે લોકોનાં હાથમાં છે. કેટલાક માલ ભરવાની હોડીઓ ભાડે ફેરવવાને આપે છે અને એ દેશમાંથી કેટલીક જણુસો ખરીદ કરીને પોતાનાં દેશ ખાતે મોકલે છે, તથા એ દેશમાંનાં કેટલાક વેપારીઓને વીઆજે નાણાં પણ ધીરે છે તથી મોટી દોલત એ લોકોએ એકઠી કરેલી સંભળાય છે. એ લોકો કલીંગના નામથી ઓળખાય છે. એ લોકો એટલી દોલત મેળવ્યાછતાં ગરીબી અને કંગાળ

હાલતમાં રહીને જુજ અરચથી ગુજરાન ચલાવે છે. એ લોકોના કપાળ ઉપર સફેદ ગોપી ચંદનની ઉભી બે રેખા કાહાડેલી હોય છે, તેની વચમાં એક, કંકુની લાલ અથવા પીળા રંગની રેખા, ઉભી કરે છે. માથા ઉપર સફેદ કાપડની પાગડી અથવા ખુલે માથે ફરે છે, તેમ શરીર ઉપર એક પછેડી અથવા ધોતીયું હોડેલું હોય છે; પણ કેટલાક ઉઘાડે શરીરે ફરતા ફરેછે તથા શરીરના નીચલા ભાગમાં બારીક મલમલ અથવા જગંનાથીનુ ધોતીયું તો જરૂર પેહેરેલું ગણેછે, પણ પગતો સઘળાનાં ઉઘાડાજ હોયછે તે લોકો શરીરે શામળા હોવાથી આફ્રીકાનાં શીદીઓથી તો ઉજળા દીસે છે. એવો પેહેરવેશ ગરીબ અને શ્રીમંતોનો કોઇ પરદેશીઓ, એ હિંદુ રેહેવાસીઓને કંગાળ અથવા ગરીબ જનોઈ પેહેરેલા બ્રાહ્મણો સમજેછે; પણ શોધ કાહાડતા એ બ્રાહ્મણો અંદરખાનેથી શ્રીમંત વેપારીઓ થઇ પડેલાછે.

---

## ચીના વેપારીઓ.

—oo—

એ દેશમાં ચીનાઓ મલાકાની બાજુના કેટલાક ચીનાઈ ગામોમાંથી આવી વસેલા છે તેમાંના કેટલાક બંગાલી અફીણની પેટીઓ ખરીદ કરીને તેમાંથી અફીણની ગોટી બાહાર કાહાડી બબે ચારચાર એક સાદડીના કટકામાં બાંધી થોડું થોડું ખુસકી અને તરીને માર્ગે મોકલે છે. એવી રીત મોટી રકમનુ અફીણ ખરીદ કરીને ચીનાઈ રાજમાં પોતે લઇ જાય અથવા બીજા પાસે મોકલાવેછે. તેમજ ચીનાઇ ધર્મમાં ફરમાવેલા નકસીદાર બનાવેલાં રંગીન કાગળો, રૂ, લવેંગ, કાપડ, સુતર, અને બીજી ઘણીક જાતનો ચીનાઈ રાજનાં રેહેવાસીનાં બરનો માલ ચાનાઇ બારકસોમાં ભરીને હેનાન, અમાઈ, સ્વાટાઉ, ફુચાઉ, શંગાઈ, નીંગપુ અને બીજા કેટલાક ગામોમાં રવાના થાય અથવા મોકલાવે છે.

તેવીજ રીતે એ દેશથી સેંકડો બારકસો માલનાં ભરીને ચીનાઈ રાજની ઉપજ થયલી જણસો વેચવા લાવેછે, તથા પગ રસ્તે ઘણીક જાતનો માલ મલાકાની બાજુએ ચીનાઈ રાજની હદથી તે પોર્તુગીઝ સરકારના મકાઉ ગામની નજીક સુધી પગ વાટે રવાના થાય છે. એ લતામાં ઉપજેલો થયલો માલ પણ તેવીજ રીતે વેચવાને એ ગામમાં આવેછે. આના વેપારીઓ પોતાનો વેપાર કરે છે, તેમ હકસાઈનું કામ પણ કરેછે. સઘળા વેપારીઓમાં મોટા વેપારી ચીનાઓજ ગણાયછે, કારણ પૂર્વે અને ઉત્તર દિશાએ જતા આવતા સેંકડો ગામોથી બારે માસ ચીનાઈ બારકસોની આવજાવ હોવાથી મોટી ધામ ધુમથી ચીના વેપારીઓની વખારોમાં માલની ઉઠલ પાટલ થાય છે. તેનું મુખ્ય કારણ એ છે કે આવતા જતા માલ ઉપર જકાત લીધામાં આવતી નથી; પણ ચીનાઈ રાજમાં કેટલાક માલની જકાત આવતા અને જતા, માલ ધણી પાસેથી લેછે, તેનો બંચાવ કરવાની ગોઠવણ કરયાથી નજીકનાં બીજા વેપારનાં મથક મુકીને એ દેશ સાથે બોહોળો વેપાર ચલાવે છે, પણ સઘળી પ્રકારે હંમેસાં ફાવતા હોય તેવું દીસતું નથી. માલ ધણી દસ વીશ વખત જકાત ચોરીનો સરકાર સાથે એવો વહીવટ રાખે અને કોઈ વખતે પકડાય તો સઘલી ચોરીનો બદલો વળી જાય છે. એટલુંજ નહી પણ એ દેશમાં વેપારની પીઠ બરાબર ન રેહેવાથી વેપારીને મોટું નુકસાન ખમવું પડે છે. એવા હીમતવાલા વેપારીઓ થોડાજ છે, કેમકે એકજ જાતનો માલ વધારે આવ્યો તો તેનોભાવ એકદમ બેસી જાય છે.

---

## મલાઈ વેપારીઓ.

એ શેહેરમાં મલાઈ વેપારીઓ, મલાકાદેશના પરગણામાંથી આવી વસેલાછે. તેઓ મલાકાના પરગણામાંહેથી ઉત્પન્ન થતી જણસે, ખરીદ કરી એ શેહેરમા લાવી પરદેશી વેપારીઓને વેચેછે, તેના નાણાં ઉપજાવીને એ શેહેરમાંથી મલાકાનાં ખરનું રંગીન છાપેલું કાપડ, લુગીઓ, સફેદ કાપડ, સુતર, રંગીન રૂમાલો, અને એ સીવાય તેઓના ખરનો બીજો કેટલીક જાતનો માલ ખરીદ કરી મલાકાના સઘળા પ્રગણામાં મોકલેછે, પણ એ વેપારીઓનો વેપાર પરદેશનાં શેહેરો સાથે વધારે ન હોવાથી, મલાઇ વેપારીઓ વેપારનાં કામમાં પ્રખ્યાત થયેલા નથી, તેમજ મોટો ભાગ વેપારીઓની અને સરકારી ચાકરીમાં રહી અથવા ખેતીવાડીનુ કામ કરીનેજ પોતાનુ ગુજરાન ચલાવે છે.

---

## માળવા અફીણનો વેપાર.

-એ શેહેર ખાતે માળવા અફીણ મુંબઈથી જુજવી પેટીઓ રવાનાં થાય છે, કારણ એ શેહરમા એ જાતનુ અફીણ હલકી કીમતે ખપેછે. એ માલની આસરે વરસમાં પચાસ, સો, પેટીનો ભાગે ખપ થતો હશે, એ ગામની નજીકનાં ચીનાઈ રાજના રેહવાસીઓનો એવો સ્વભાવ પડી ગયલાછે કે ગરમ ખાસીઅતનું માળવા અફીણ પસંદ પડતું નથી, તેથી એ જણસનો ઉપયોગ થોડોજ કરેછે. તેણે કરીવધારે ખપ થઈ શકતો નથી.

## બંગાળી અફીણનો વેપાર.



બ ગાળી અફીણ, પટણા અને બનારસને નામે ઓળખાયછે. તે
હીને ત્રણ; ચાર, હજાર પેટીઓ કલકતામાં અંગ્રેજ સરકાર જાહેર
ઉ કરીને વેચેછે. તે પેટીઓ પ્રથમ એ શેહેરમાં ખરીદ કર-
ના આડતીઆ ઉપર સ્ટીમરોમાં ભરીને મોકલે છે. તેમાંથી
ીક વખતે અરધા ભાગની પેટીઓથી વધારે અથવા ઓછી
ૅ શેહેરનાં બંદરમાં ઉતરે છે, કેમકે એ જણસની મોટી ખપત
એ ગામમાંથી ચીનાઇ રાજનાં ગામોમાં લઇ જવાને ભા-
ાં અને જકાતની કસર કરવાનું સવલ પડે છે. એ લતાનાં
ો ગરમ ખાસીઅતના હોવાથી માળવા અફીણથી બંગાળી
ફીણ ઠંડી ખાસીઅતનું હોયાથી વધારે પસંદ કરે છે; એટલુંજ
ી પણ એ શેહેરમાં એ જણસનો સટો ચાલતો નથી, તેથી ફીફાઅતે
ખરીદ કરનારને બની આવેછે. એવી રીતે એ દેશમાંથી બંગાળો અ-
ીણની ખરીદી વધારે થાય છે, અને કેટલીક વખતે ખપમાં અને
ભાવમાં ઘટારો થયો હોય, તોપણ કેટલાક વેપારીઓ એ જણસ
જરૂર કરીને એજ શેહેરમાં ઉતારી રાખેછે; કારણ ચીનાઈ દેશમાં વેપારનું
મોટું મથક હાલના વખતમાં થયલું છે. બંગાળી અફીણનો ઉઠાવ હાંગ-
કાંગ અને મકાઉ એ બે શેહેરમાં અતી ઘણો છે. તેમાં ઘણો સટો પણ
વધેલોછે, તેથી ભાવમાં ઉછાળો ઘણી વખતે થાયછે, તે વેળાના આકરા ભા-
વના સમાચાર સીંગાપોર ખાતે આવ્યાથી કોઇ પણ ચીન તરફ સ્ટીમર
જતી હોય તેમાં સીંગાપોરથી પેટીઓ ચહડાવી મોકલી દેછે. એટલુંજ
નહી પણ દાનાવ વેપારીઓની મોટી રકમની પેટીઓ હોવાથી સઘળી
પેટીઓ ચીન તરફ એકેદમ મોકલતા નથી પણ થોડી થોડી દરએક સ્ટી-
મર સાથે મોકલેછે. બાકીની પેટીઓ એજ શેહેરમાં ગખી મુકે છે, ત્યાર

પછી હાંગકાંગ અને મકાઉ ગામનાં સટાવાળાઓએ તેજી બજાર ચલેલું હોય, તેમાં થોડી થોડી પેટીઓ આકલી સારો ભાવ ઉપજાવી વેચેછે, તેથી કેટલીક વખતે લાભ થાયછે. કોઇ વેળા સટા વાળાની રૂખ મંદી હોય તો સીંગાપોરમાંજ વેચવી પડેછે. એવી રીતની વેપારીઓ ચતુરાઈ કરેછે તોપણ કોઇ વખતે લાભને બદલે હાણી ભોગવેછે. એ દેશમાં અથવા ચીનાઈ રાજમાં બંગાળી અફીણ વેચવું મુસકેલ પડતું નથી. જેવી રીતે સોના, રૂપાના, ચલણી સિક્કા હાલનાં વખતનાં વેચતા મેહનત પડતી નથી તેવી રીતે બંગાળી અફીણની મોટી રકમની પેટીઓ વેચ્યાથી નાણા એક ઘડીમાં ઉત્પન્ન થઈ જાય છે માળવા અફીણ વેચવું, એટલું મુસકેલ પડે છે, કે આ કેહેવાત પરમાણે બનેછે, જાણે નદીના અથવા સમુદ્રના કીનારા ઉપર રાબ એટલે કાંજી જેવો ઢીલો ચીખલ હોય, તેમાં એક બાઇને ધુસ્કો આવ્યાથી નાણા ફેકીદે, અને બીજો બાઇ તે પૈસા ઉચકી લેવાની મેહેનત કરે છે, તેવીજ રીતે તેજી અથવા મદીના વખતે માળવા અફીણનો સારો માલ નહીહોવાથી વેચવાની ઘણીજ મેહનત પડેછે.

---

## રૂનો વેપાર.

---

એ જણસ મુંબઈ, કલકતા, મદરાશથી આસરે પચાશ હજાર ગાંસડી એ દેશખાતે અગાઉના વખતમાં દર વરસે જતી હતી; પણ અમેરીકામાં લડાઈ ઉઠ્યાથી અત્રે, કલકતા, મદરાશમાં રૂઉનો ભાવ અતી ઘણો વધી પડ્યાથી ચહડત ઓછી થઇ હતી. એ દેશમાં આકરા ભાવ થયાથી ચીનાઈ રાજનાં ગામડાંમાંથી એ જણસની ખરીદી આવતી બંધ થઈ ગઇતેથી તેનો ઉઠાવ પણ બંધ પડીગયો. આકરા ભાવ થઇ ગયાથી ખરીદી કરવાનું બંધ કરીને ચીનાઈ રાજનાં કેટલાક ગામમાં મોટી ફી-

મતની જણુસ ઉત્પન્ન કરવા લાગ્યા; એટલુંજ નહી પણ તેની મોટી કીમત ઊપજાવીને દ્રવ્યવાન થઇ બેઠા, અને રૂનો ભાવ આતી ઘણો વધી પડ્યાથી એ જણુસને બદલે બીજી જાતની જણુસોનો રૂની જગોએ ઉપયોગ કરવા લાગ્યા તેણે કરીને એ ગામમાં રૂનો વેપાર તદન બંધ પડી ગયો હતો. ચીના વેપારીઓની તારીફ આ જગ્યાએ કરવા લાયક છે. હરેક જણુસની કીમત વધી પડ્યાથી તેની ખપતી તાબડતોબ બંધ પાડીને તે જણુસની જગ્યા એ બીજી જાતની જણુસો વાપરી કામ ચલાવેછે; તેણે કરી એ ચીન દેશને લગતા વેપારીઓ મોટા સંકટમાં એકા એક આવી પડતા નથી. અત્રેના તથા બીજા વખણાયલા દેશનાં રેહેવાસીઓ ઘણા વીદ્વાન અને હુશીઆર છે; એટલુંજ નહી પણ વીદ્યા હુનરમાં પોહોલે દરજજે હોવા છતાં આકરી કીમતનો વેપાર એક બીજાની દેખા દેખીથી આંખો વીચીને કરે છે અથવા એક બીજા ઉપર સરસાઇ કરવાને ટુટી પડેછે, તેથી મોટો નફો તો કોઈ વખતે થાયછે; પણ ઘણી વખતે નુકસાનીમાં આવી પડેછે. સમુદ્રનાં પાણીમાં ભરતી આવ્યાથી પાણી વધી આવેછે, તેમ તરત મોટો નફો થતો દીસેછે. એ દેખાતો નફો કોઈનાજ હાથમાં આવેછે કે જેને પ્રથમથી વેપાર કીધેલો હશે તેવા ગૃહસ્થનેજ થાયછે. સમુદ્રમાં ભરતીનું પાણી પુર વધ્યા પછી પાછી ઓટ થાયછે, તે વખતે જેટલું પાણી વધીનેઆવેલું હોય છે, તે પાછુ ઘસડાઈ જાયછે, તે વખતે વચમાં લોકડું લાકડું હરેક હલકી વજનની જણુશ સપાટામાં આવી, તો, તે ઘસડાઈ જાય છે;. તેવીજ રીતે દેખા દેખીનાં વેપાર કરનારા માલની તેજીના વખતમાં તણાઈ નુકશાન ખાય છે. એવી રીતે આકરી કીમતનો વેપાર કરનાર કોઈજ ભાગ્યવાન હોય તેજ ફાવે છે. ઘણું કરીને તેવા વખતે જે વેપાર કરીને નાણામાં વધારો કરવા જાય છે, તે ગૃહસ્થ સમુદ્રનાં પાણીની ઓટમાં જેમ હલકા વજનની જણુસ ઘસડાઈ જાયછે, તેવીજ રીતે થોડી પુંજીનાં વેપારીઓ નુકસાનીમાં આવી

કોઈ વરસે ઓછો ભાવ ઉપજ્યાથી બીજે વરસે બારકસ જતું નથી અને ઘણા ખરા મુંબઇ આવે છે, તે વેળા એ એદેશમાં ભાવનો વધારો થયલો જોઇ મુબઈના વેપારીઓ એ દેશ ખાતે થોડા લવેંગ મોકલે છે, પણ મોરીશના લવેંગ ઘણા સારા, જલદ ખાશીઅતના હોય છે. એ જગો નાલવેંગ વધારે ગયાથી આફ્રિકાનાં લવેંગની કીમત હલકી ગણાય છે; પણ કોઇ વેળાયે સારી કીમત ઉપજે છે.

---

## ખજુરનો વેપાર.

——oo——

એ દેશમાં ખજુરની ઉપજ થતી નથી માટે મશ્કતથી વરસોવરસ એક, બે, બારકસ ભરીને પરભારાં જાય છે. થોડી ગયાથી સારો ભાવ ઉપજે છે, વધારે માલ પોહચ્યાથી ભાવમાં ઘટારો થાય છે. તેમ મુંબઈ ખાતે ઘણાક બારકસો ભરીને આવે છે, અને એ દેશમાં સારો ભાવ હોયતો અત્રેના વેપારીઓ સારી જાતનું ખજુર મોકલે છે, તેથી સારો ભાવ ઉપજે છે. એટલામાં આરબસ્તાનના વેપારીનું બારકસ પરભારું ખજુર ભરી આવ્યું તો, તરત ભાવમાં ઘટારો થતા વીલમ લાગતો નથી.

---

## રંગીન કાપડનો વેપાર.



એ દેશમાં રંગીન કાપડનો વેપાર વધારે ચાલે છે, તેથી મલબાર, મદરાસ, કરનાટક, અને બીજા દેશાવરથી રંગીન કાપડ ઘણું જાયછે, તેમજ અત્રેથી બે ત્રણ વાણીઆ વેપારીઓ, વોહરા, મેમાણનો મોટા જથો રંગીન કાપડનો રવાના થાયછે. તેમાં કાળા રંગનું કાપડ, લાલ

રેશમની કામખ ચીની પુંગી, અને રૂમાલ, તે સીવાય બીજો ગુમ્મી કીનખાબ, રેશમી અને જરીનો, અને બીજી જાતનું કાપડ અને જરી રવાના થાયછે. એ જનુસની આવક ઉપર આધાર રહેતો નથી, કારણ તેવી જનુસ મોકલનારા થોડાજ વેપારીઓ છે. જેઓની પોતાની પેઢીઓ સ્થાપેલી છે, એવા વેપારીઓને લાભ થાયછેજ પોતાનો માલ મંગાવી વેચેછે. પણ સઘળો ખપની ઉપર આધાર રાખવોજ પડેછે.

---

## કાપડ અને સુતરનો વેપાર.

---

એ દેશમાં કાપડ અને સુતરનો ખપ વધારે થાયછે, કારણ મલાકા દેશ મોટું છે, તેણે કરીને ચીનાઇ રાજ્યનાં કેટલાક ગામનો વેપાર એ દેશ સાથે જોડાયલો છે. સેંકડો ચીનાઈ ખારકો માલ ભરી લાવેછે, તેમજ એ દેશમાંથી માલ ખરીદ કરી લઈ પણ જાયછે. કાપડ, અને સુતરનો ખપ ઘણો થાય છે, તેથી કરીને એ માલનો મોટો વહીવટ હોવાને લીધે કોઈ વરસે આવક જરા ઓછી થયતો સારો ભાવ ઉપજેછે, અને મોટી આવક થઈ તો ઉઠાવ ઓછો થાયછે અને ભાવમાં તરત ઘટાડો પડી જાયછે. એવે વખતે વેપારીઓ હીમતથી પોતાનો માલ થોડા દીવસ વખારોમાં ભરી રાખેછે, અને ગામમાંથી ઉતાવળા વેપારીઓના માલનો ઉઠાવ થોડો થોડો થઇ ગયાથી પાછો ભાવ ઠેકાણે આવેછે. ભાગ જોગે વિલાયતી બીજા બારકસોનો કાફલો ઇંગળંડથી આવી પડયો, તો પાછી તેવીજ અવસ્તા ભોગવવી પડેછે, વાસ્તે વેપારીઓ હમેશાં આવક તપાસી વહીવટ કરેતો તેઓને મોટો ફાયદો મળેછે.

## લોબાન.

એ શેહેરમાં સારો અને ઘણો ખુસબોદાર વખાણવા જોગ લોબાન મલાકાનાં કેટલાક પરગણામાંથી જથા બંધ આવેછે. બીજા દેશાવરોમાં લોબાન થતો હશે, પણ મલાકા દેશના જેવો ખુસબોદાર હોતો નથી. એ જણસ પથરની મોટી લાદીની માફક સમચોરસ હોય છે, તેમાંથી જીજ કટકો ભાગી અગની ઉપર મુકયો તો તેનો ખુશબો ભરેલો ધુવાડો નિકળી આજુ બાજુ પચીસ પચાશ ફુટ વેગળાઇ સુધી તેની ખુશબો ભરેલી સુગંધ બેહેકી રેહેછે. એ જણસને અત્રેનાં શ્રીમંત પારસીઓ અને બીજા કેટલાક ગૃહસ્થો પોતાનાં રેહઠાણમાં હંમેસાં સવાર, સાંહાંજ ધુપ કરેછે. એટલુંજ નહી પણ એ લોબાનમાંથી અરક કાહાડીને દવાઈના કામમાં દાકટરો વાપરેછે. અને તેનું તેલ શ્રીમંત લોકોના વાપરવામાં ઘણું આવેછે.

---

## નેતર.

એ શેહેરમાં નેતરનો વેપાર વધારે ચાલેછે. એ જણસ મલાકા દેશનાં સુધળા પરગણામાં ઉત્પન્ન થાયછે. એટલુંજ નહી પણ એ શેહેરની નજીકના પીનાગ, મોરીશીસના ટાપુઓ ખાતે રકમ બંધ વેપારને માટે જાયછે. એ શેહેરમાં આવતા જતા મોટા બારકસોનું મથક હોવાથી વહીવટ વધારે ચાલેછે, તેણે કરી એ શેહેરમાં માલનો ઉઠાવ ઝડપથી થઇ શકેછે. એ જણસ એવીતો નરમ છે કે તેને જેમ વાળેછે તેમ વળે છે, કોઇ શખ્સ તેને બેવડી કરી મુકવા ચાહેય તો વગર મેહનતે સેહલથી થાયછે. તેનો ઉપયોગ કરવાને આખી દુનીઆ લાગેલીછે. એ-

ના જેવા દાગીના બનાવવા ચાહેછે તેવા બની ચુકેછે. કોઈ ખુરશી બનાવેછે તો, કોઈ કોચ બનાવે છે, કોઈ ખુરશી, કોચ, માચી, પલંગ, એપીજ ભરેછે. એટલુંજ નહી પણ તેને ચીરીને અથવા આપી ગપી નકશીદાર ઘરશણગારનો સામાન, અને તેને ભરવાની ટોપલી, બાસ્કીટ, પેટીઓ, એ સીવાય કેટલીક જાતની જોવા લાયક ચીજો રફેદ અને રંગીન તરેહ તરેહની બનાવેછે. જથા બંધ નેતર વેપારીઓ ખરીદ કરી બાહાર ગામ મોકલેછે. તેની હાથની કારીગરીની બનાવટ શોભાયમાન કરેછે. એ જણસ હિંદુસ્તાનમાં, યુરોપમાં, આફ્રિકા, એમરીકા, રૂશીઆ, અને ચીનાઈ રાજનાં ગામે ગામમાં ઘણી અગત્યની થઈ પડેલીછે, તેણેકરી મોટી રકમની એ સઘળા દેશાવરમાં ખપતી થાયછે. મલાકા દેશની સરકાર એ કીમતી જણસનો અટકાવ કરી મન ગમતી કીમત લેવાનો ઠરાવ રાખેતો એની જેટલી માગે તેટલી કીમત ખરચી બાહાર ગામોનાં વેપારીઓને ખરીદ કરવાની ફરજ પડે, કારણ એ જણસ સઘળા દેશાવરમાં એટલીતો ઉપયોગી થઇ પડી છે, કે એ જણસને બદલે બીજી જણસ વાપરવાને હજુ બની શકતું નથી.

---

## કલઈની ધાતું.

---

એ શેહેરમાં હું ગયો તે વખતે એક નામીચા પારસી વેપારીની પેહેડી ઉપર બેઠો હતો, એટલામાં કેટલાક મજુરો કલઈના લાઠા ઉપાડી જતા હતા તે જોયા. તેનો ચલકાટ રૂપાની ધાતું કરતા વધારે હતો અને દર એક મજુરે એક એક લાઠો ઉપાડેલો હતો; તે મજુર સાથે માલ ધણીનું કોઈ માણસ નજર ન આવ્યાથી લખનારને વિચાર ઉત્પન્ન થયો કે, એટલું રકમ બંધ રૂપું કયા વેપારીએ ખરીદ કરયું હશે? એ ધાતુ ઉપાડી લઇ જનાર મજુરો છે કે માલ ધણી છે? એની સાથે

કોઈ માલીક જણાતું નથી તેનું કારણ શું હશે? લખનારે, પારસી ગૃહસ્થને પુછયું કે લાહા રૂપાના છે કે હું ભુલ કંઈ છઊં?. તેનો પારસી વેપારીએ લખનારને તરત જવાપ આપ્યો કે, નહી ભાઈ એ તો મલાકાની કલઇના લાહા છે. બીજા દેશમાં કલઇ ઉપજે છે પણ આ દેશની સરસ અને સોંધિલી હોયછે, તેથી કરીને એનો ચળકાટ રૂપા જેવો જણાય છે. એ ધાતું મલાકા અને મોટો ભાગ બાંકાકની જમીનમાંથી નિકળે છે, તેનો દેખાવ ઘણો ખુબ સુરત રૂપાની ધાતું જેવો ચલકતો દીસેછે. એ જણસ સર્વે વેપારીઓ દેશાવર ખાતે મોકલે છે, ત્યાં ગયા પછી બીજી ધાતું સાથે મેળવણી કરીને તેમાં નરમાસ લાવેછે. એ શીવાય તાંબા, પીતલ, અને લોખંડની ધાતુંનાં બનાવેલા વાસણ ઉપર કલઈ લગાડેછે, તેથી સફેદ રૂપા જેવા ઝલકદાર દેખાય છે.

---

## કપુર.

——oo——

એ દેશમાં કપુર ઉત્પન્ન થતો નથી, પણ ચીનાઇ રાજના ફારમોસાં, અને બીજા દેશોથી તથા જાપાનનાં કેટલાક ગામોમાંથી આવે છે. તે હિંદુસ્તાન, ઇંગલંડ, અમેરીકા, અને બીજા કેટલાક દેશખાતે જાયછે. એ જણસ ઘણી ગરમ ખાસીંયત ધરાવે છે. તેથી તેનો અરક કાહાડી દાક્તરો દવાઈનાં કામમાં વાપરેછે. એ જણસ હંમેસાં કેટલીક જાતનાં રોગને દુર કરેછે, એટલુંજ નહી પણ હિંદુસ્તાનમાં તો ધર્મની ક્રિયાઓમાં વાપરેછે. તેને પકાવવાની રીત એવીછે કે, પાણી સાથે તાંબાનાં વાસણમાં ભરી અગનીની ધીમી આંચે પકાવેછે. તે વખતે વાસણ ઠંડુ રાખવાને ઠંડ પાણીથી ભીંજવે છે. તે બરાબર પાકો થયોકે નહી તે જાણવાને બતી દેખાડેછે. જોતે તરત સળગી ભડકો થયો તો જાણવું કે તે પાકો થયલોછે.

---

## ખાંડ.

——oo——

એ શેહેરમાં ખાંડનો વેપાર અતિ ઘણો ચાલતો નથી, કારણ મલાકાના કેટલાક પરગણામાં શેરડીનું મોટું વનછે, પણ મોટી ઉપજ સાંબળવા મેળે થોડી ખાંડ બને છે. મોટા જથો ચીનાઇ ગજના ગામડાઓમાંથી ગજમ બંધ ઉત્પન્ન થઇ સઘળા દેશોમાં આવેછે; પણ એ શેહેરની પાસે મોરીસ અને સીઆમ નામનાં મોટા દેશછે તેમાં પુષ્કળ જથાબંધ થાય છે.

---

## સાકર, રેશમ, ચાએ.

એ શેહેરમાં સાકર, રેશમ, અને ચાએની ઉત્પત્તી થતી નથી, પણ એના થોડાક પરગણામાં ઉત્પન્ન થાયછે. એને લગતી કેટલીક ચીનાઇ હદ આવેલી છે, ત્યાંથી સાકર, રેશમ, ચાએ એ સર્વે જણસ ખુસકી અને તરીને માર્ગે આવેછે. ચીનાઇ રાજ્યમાં એ જણસ ઘણી ઉત્પન્ન થાયછે, તેણે કરી સેંકડો દાગીનાં ખરીદ કરનારને જે વખતે જોઇએ તે વખતે મળી આવેછે. એ માલ ચીના વેચનારા પોતાની ખુસી પરમાણે થોડી થોડી જણસો વેચવા લાવેછે, તેણે કરી વેપારીઓને ખરીદ કરવાને સવલ પડેછે.

---

## તજ અને ચોખા.

એ શેહેરમાં તજ અને ચોખા ઉપજી શકતા નથી, પણ એનાં થોડા પરગણામાં ઉપજેછે. તજની ઉત્પત્તી એને લગતા ચીનાઈ ગજમાં અ-

તિશય થાય છે. ત્યાંથી કેટલીક વખતે એ જમાએ પુષ્કળ આવેછે. ચોખા એ દેશનાં કેટલાક પરગણામાં થોડા ઉપજે છે, પણ સઘળી વસ્તીને પુરા પડી શકે એટલા ઉપજતા નથી, વાસ્તે બ્રહ્મદેશ, હિંદુસ્થાન અને ચીનાઈ રાજનાં કેટલાક પ્રગણામાંથી આવેછે, તેમાંથી કેટલીક વખતે એ જુદા જુદા ગામો ખાતે જાય છે; પણ ખાંડ અને થેગાનમાં ચોખાની પેદાસ ઘણી હોવાથી બીજા ઘણાક દેશો ખાતે મોકલવામાં આવેછે, તેણે કરી એ જણસનો મોટો વેપાર એ દેશો ખાતે ચાલેછે.

---

## બરાસ કપુર.

---

એ દેશમાં જલદ ખવાસનો બરાશ કપુર પેદા થાય છે, તે ઘણુ કરીને દવાઇનાં કામમાં આવેછે. એ જણસ તોલ બંધ મોંઘી કીમતે વેચાયછે; પણ તે જથાબંદ મળી આવતી નથી. કોઈ વખતે એ દેશના પરગણામાંથી જેટલો જોઇએ તેટલો આવેલો હોય તે પુષ્કલ મળી આવેછે, અને કોઈ વખતે મળી પણ આવતો નથી. એ વિશે એવું સંભળાય છે કે મલાકાના જંગલમાંથી બાંબુ લાવનારાઓને બાંબુમાંથી મળે છે, એ વાત ચોકસ માન્યામાં આવતી નથી. કેટલાક એને બાંશ કપુર કેહેછે, તેનું કારણ એટલું જણાય છે કે બાંબુમાંથી નિકળે છે તે ઉપરથી કેહેતા હશે. એ વિશે વિચાર કરીયે તો હિંદુસ્થાનનાં કેટલાક જંગલોમાં બાંબુ ઘણા થાય છે, પણ ચીનાઈ રાજનાં સઘળા જંગલમાં બાંબુની એટલી તો ઉત્પતી છે કે વિદ્વાન ચીનાવોએ એ વિશે રસીક કવિતા જોડીને તેની મોટી વખાણ કરીછે. જો એ જણસ બાંબુમાથી ઉત્પન્ન થતી હોય, તો હિંદુસ્તાનનાં અને ચીનાઈ જંગલના બાંબુમાંથી પણ મળી આવે.

---

## કાઆકુટીનું તેલ.

—oo—

એ શેહેરમાં કાઆકુટી નામનું ઘણું જલદ બવાસનું તેલ બાટલીઓમાં ભરેલું મળેછે. તેની કીમત અરધો ડાલર અથવા એક ડાલર હોય છે. એ જણસ ઘણું કરીને દવાઇનાં કામમાં આવેછે. તેની બાસીયત ગરમ હોવાને લીધે વાનામરજ વાલાને અને સંધીવા વાળાઓને ઘણું માફકનુ છે. ગમે એવો એ મરજ થયો હોય, તો એ તેલથી દફે થાય છે. તેમજ બીજા દરદ ઉપર પણ એ તેલ વાપરવા માં આવેછે. એ તેલ મલાકાના પરગણામાં ઉત્પન્ન થતી વનસપતીમાથી કાહાડેછે અને તેનો રગ લીલો કનજાર જેવો દીસેછે. તેની ખુશબો ઘણી જલદ હોયછે, તેથી તેનો વાસ માણસોથી ઘણીવાર સુધી લઈ શકાતો નથી. એ જણસ શરદીનાં મુલકમા ઘણું કામ આવેછે.

---

## સફેદ મરી.

---

એ શેહેરમાં સફેદ મરી ઝકમ બંધ મલાકાનાં પરગણામાં અને મલાકાને લગતા ચીનાઈ રાજનાં કેટલાક ગામોમાંથી પુષ્કળ ઉત્પન્ન થાયછે તેનો બનાવ મલબારનાં કાળા મરીથી વધારે વીઓ છે. તેનો દેખાવ કાળા મરીના કરતાં જુદોજ છે, કાલા મરી ઉપરની ચામડી ચીમળાયલી અને ખડબચીતે; પણ એ મરીની ચામડી-સાફ લીસી અને સફેદ છે. એ જણસ મુંબઈ, કલકતા, મદરાસ, ઇંગલંડ, એમરીકા, ફ્રાન્સ, અને ચીનાઈ રાજનાં ગામેગામ રકમ બંધ જાય છે. એની બાસીયત ઘણી ગરમ હોયાથી ઠડીના દેશમાં કાલા મરીને બદલે સફેદ મરીની ખપની અતિશય થાયછે.

---

## સાગુદાણા.

એ દેશમાં સાગુદાણા એટલે સાબુચોખા જ્યાખંધ મળી આવે છે. એ જણસ ઘણી આવ્યાથી સસ્તી કીમતે મળે છે, અને થોડી આવ્યાથી આકરી કીમત બેસેછે. એના વૃક્ષ તાડ માંહેલી એક જાતછે. આફ્રિકા ખંડમાં તથા મલાક્કા દ્વીપ કલ્પમાં એ ઝાડ ઘણાં થાય છે. અને ભરત ખંડમાં કોઇ કોઈ ઠેકાણે છે, પણ એની જાતનાં ઝાડો મલાયા બેટમાંજ થાય છે. આ ઝાડ પંદર વિશ.હાથ ઉચું થાય છે. એમાંથી સાગોચોખા કરવાની કૃતિ એવી છે કે, જ્યારે આ ઝાડ પુખ્ત ઉમરમાં આવે છે, ત્યારે તેને કાપી નાખી તેના થડના બબે હાથ લાંબા કટકા કરેછે, અને તેમાંથી ગાભો કાહાડી લઇ તેને બારીક છુંદીને સાફ પાણીમાં ધુવેછે. અને તેનેસુકવી ચાલણીથી ચાળેછે; પછી પેટીમાં તથા પીપમાં, અથવા કોથળા ભરી બિજા દેશોમાં વેચવા મોકલે છે. આ પદાર્થ વડે દર વર્ષે હજારો રૂપિયાની ઉત્પતી કરે છે. જ્યારે સાગોચોખા બાહાર દેશાવરખાતે મોકલવા હોય ત્યારે તેની બારીક ગોળીઓ કરી મોકલેછે. અથવા ભુકોજ ભરી રાખે છે. એ વૃક્ષ કાપ્યું તોપણ નાશ પામતું નથી. એના મુળીયાં જીવતા રહ્યાથી તેના થડ ઉપર અંકુર ફુટી એક બે વર્ષમાં લાગલુંજ તેનું ઝાડ થાયછે.

## જાયફળ, જાવંત્રી.

એ દેશમાં જાયફળનાં ઝાડ ઘણા થાયછે. તે ઊપર વજનદાર મજબુત મોટા, ખુસબો ભરેલા જાયફળ ઊત્પન્ન થાયછે. એના ઝાડ ઘણા મોટા મોટા થાયછે, તે ઉપર જ્યાખંધ ફળ બંધાય છે; એની ઉપર

જાડી છોલ હોયછે, તે પાકટ થયાથી માલેકો ફુલને તોડી સુકવે છે. એ સારી રીતે સુકાયાથી તેની ઉપરની છોલ કાહાડી નાખે એટલે તેમાંથી જાયફળ નિકળે છે, એટલુંજ નહી પણ તેની ઉપર જાવંત્રી નો લપટાયલી હોયછે, તે જાયફલને જુદું પાડવું હોય તો જાવંત્રી ઉખેડી નાખ્યાથી જાયફલ અને જાવંત્રી જુદી થાયછે. એવા જાયફળ, અને જાવંત્રી તૈયાર થયા પછી મલાઇ વેપારીયો પરદેશી વેપારીઓને વેચેછે. અને પરદેશી વેપારીઓ ખરીદ કરી મુંબઇ, કલકતે, મદરાસ, ઇંગલંડ, ફરાન્સ, એમરીકા, અને બીજા દેશાવરખાતે જથાબંધ રવાના કરેછે. એ જણસ ગરમ મસાલામા ઘણુ કરીને વાપરેછે અને દવાઇના કામમાં પણ આવે છે.

## પેચક.

એ દેશમાં પેચક ઘણો મળી આવેછે. એ જણસ મલાકાના જંગલમાં થતી વનસ્પતીનો ચીકછે, તેને જમાવી લાંબી લાંબી લાકડીઓ બનાવેછે. તે એવો તો મજબુત થાયછે, કે કોઇ રીતે ભાગી જતો નથી અથવા કાપવી વખતે કપાતો પણ નથી એ જણસ, રબરની માફક જેમ વાળીએ તેમ વળી શકેછે, તેણે કરી ઘણો ઉપયોગી થઇ પડેલો છે. એ જણસ યુરોપખંડમાં જથાબંધ જાયછે તેની સાથે બીજી જણસોની મેલવણી કરી અજાએબ જેવી જણસો બનાવેછે, તેની બનેલી જણસો ભાગી શકતી નથી.

## કાકાટવા પક્ષી.

એ શેહેરમાં એ જાતના પક્ષીઓ છુટા ઉડતા દીસતા નથી; પણ મલાકાનાં કેટલાક જંગલમાથી મળી આવેછે. તેઓ કદમા મોટા અને રંગે સફેદ અને પીળા હોયછે. તેનો અવાજ મોટો અને કઠોરછે. એ પ-

ક્ષીને પીંજરા રાખી એક પગ બાંધી રાખેછે. તેનો દેખાવ શોભઈતો અને શિખવી શકાય એવો હોવાને લીધે લોક તેને પાળવાને ઘણી ખુશી રાખેછે. એવા ખુબસુરત દેખાવનાં પક્ષીઓને અગંતો પોતાનાં મેહેલ-માં ઘણી ખુશીથી રાખે છે. ત્યાં કોઈ અજાણ્યું માણસ આવ્યું તો તેને જોઈ શિખવ્યા પ્રમાણે સવાલ જવાબ કરે છે. શ્રીમંતોની હવેલીમાં સીપાઈ ગિરી કરનારા માણસો ગેર હાજર હોયતો એ પક્ષી તેની ગરજ સારે છે. એટલુંજ નહી પણ એ પક્ષી શોભાયમાન હોવાથી પારકા દેશોના લોકો એને પાળવાને ચાહેછે.

---

## હિરામલ પક્ષી.

---

એ શહેરમાં ઉડતા તુંરી અને હિરામલ પક્ષીઓ વસતા નથી; પણ મલાકાના જંગલમાંથી એ પક્ષીઓ મળી આવેછે. જંગલોમાંથી શીકારીઓ એવા પક્ષીઓને પકડી લાવી મોટા મોટા શેહેરમાં વેચેછે. પીનાંગ અને વેપારનાં બીજા મથકનાં શેહેરો એ દેશની આજુ બાજુએ આવેલાં હોયછે, તેમાં પણ મળી આવેછે. એ પક્ષી ખુબસુરત દેખાવનાં લાલ, લીલા, રંગનાં જોવામાં આવેછે, તેઓને શીકારીઓ પીંજરામાં રાખેછે. એનો અવાજ સુસ્વર હોવાથી એ પક્ષીઓને મોટી કીમતે શ્રીમંતો ઘણા ખુશીથી લેછે. એનું કદ મોટું અને દેખાવમાં ઘણા ખુબસુરત હોય છે. દુનીઆનાં મોટા ભાગમાં એ પક્ષીઓ પ્રખ્યાત થયલા છે. એટલુંજ નહી પણ હિંદુસ્થાનના દેશો દેશમાં શ્રીમંતોનાં બાગ બગીચામાં બીરાજે છે. તેની પુરી સંભાળ ન થવાથી અથવા અહીંની હવા એ પ્રાણીઓને માફક ન આવ્યાથી લાંબા દીવશ [illegible]-જતાં નથી.

---

# ભાગ ચોથો.

——oo——

## વિક્ટોરિયા હાંગકાગ.



એ ટાપુ ચીનાઈ સમુદ્રમાં એશીઆ ખંડની પૂર્વ દિશા તરફ આવેલોછે. એનું ચીનાઈ નામ હિયેન્ગ કિયેન્ગછે. એ બેટ સમુદ્રની સપાટીથી આસરે દોઢેક મૈલનું મહડાણ છે; પણ તેની ખરી ઉચાઇ (૧૮૨૫) ફુટની છે. એ ટાપુની લંબાઈ (૯) મૈલ અને પોહોળાઈ આઠ મૈલની છે. એ ટાપુની ચારે બાજુએ ખુબ સુરત રસ્તો બાંધેલો છે. તેની લંબાઇ (૨૬) મૈલની છે. એની ઉપર ઉદયોગી વસ્તીનો મોટો ભાગ વસેલો છે એ ટાપુની ઉત્તરદિશાની એક બાજુએ જે વસ્તી અને બાગ બગીચાઓ આવ્યા છે તેની શોભાનું વર્ણન કરવાને એક પણ શબ્દ મળી આવતો નથી. એવી મહા બારત રચના જેવું છે. દક્ષિણ દિશાની બીજી બાજુએ વસ્તી તો થોડી છે; પણ વસેલી વસ્તીના ફાયદા માટે ઉપયોગી બાગ બગીચા, કારખાના, મીઠા પાણીના ઝરાનું તળાવ, સગતનો રસ્તો, જારડીન માથ્યુસનની વખારો, આફીસો અને બીજા કારખાનાછે. એ સર્વે પૂર્વ અને પશ્ચિમ દિશાના છેડા સુધી આવેલાછે, તેણે કરી એ ટાપુનું પ્રમથ વર્ણન કરવાને પશ્ચિમ દિશાથી સારૂ કરીએ છીએ,

એ ટાપુની પશ્ચિમ દિશાએ ખુલી હવા વાળી જગા આવેલીછે, અને એક ટેકરીમાંથી સાગ સોભતા મોટા મોટા પથર નિકળે છે. એની પાસે કસાઈ વાડો અથવા સલાટર હાઉસ છે, ત્યાથી આગળ જતાં આબરદીન કંતરી નામની જગામાં બાગ બગીચા અને ગરીબ ચીનાઓની વસ્તી વસેલી છે. આગળ જતાં ખેતરો, ટેકરા, ટેકરીઓ

મુકી દક્ષિણ દિશા તરફ જતાં પેનીનસુલા અને ઓરીએનટલ સ્ટીમર નેવીગેશન કંપનીની અને બાજી કુંપનીઓની મોટી મોટી ગોદીઓ અને કારખાનાછે. તેમાં મોટા મોટા બારકસોની મરામત થાયછે. તે મુકી આગળ જઇયે તો એજ ટાપુની ટોકની આસપાસથી કેટલાક જુદા જુદા આવતા ઝરાનું નીતરૂં પાણી એક મોટા તળાવમાં દાખલ કીધું છે. એ પાણી ગામના સઘળા રેહેવાસીઓને પોહોચતું કરવા જમીનમાં મોટા મોટા નળ ગોઠવેલાંછે. ત્યાંથી આગળ જતાં ઝાડપાનથી ભરેલી અને સપાટ જમીન તથા ટેકરીઓ આવેલીછે. થોડેક દુર જતાં "રેસકોરસ" એટલે ઘોડાની સરતનો સોભીતો રસ્તો છે. એ જગ્યાએ હર વર્ષે ઘોડા દોડાવવાની સરત થાયછે. તેની પાસે પારશી અનજુમને પોતાના જાત ભાઈને વાસ્તે સોભાયમાન બગીચો બનાવેલો છે, તેમાં હક થયેલા રૂવાનોને દાટવાની ખુબસુરત જગ્યા કરેલી છે. થોડેક આગળ ગયા તો વખાણાયલા જારદીન માથુસન વેપારીની કુંપનીએ મોટી જમીન વસાવેલી દીસેછે. હવે પૂર્વ દિશા તરફ આવીએ તો ગામની માંહે મોટી વસ્તીઓના પુર્વ, પશ્ચિમ દિશાના છેડા સુધી એક સરખી રીતે પાહાડની ઢળાણમાં એક બીજાથી ચહડતા પાંચ સાત તબકા કરેલા છે. એ એક એક તબકા ઉપર મોટા દ્રવ્યવાન લોકોની ખુબ સુરત હવેલીઓ અને બાગ બગીચાથી ઘણા રળીઆમણા દીસેછે. છેક ઉપરના તબકા ઉપર જઇને નીચેના તબકા જોઇએ તો એક સરખા બંગલા, હવેલીઓ એક બીજાની નીચે પાહાડની ઢળાણમાં ગરક થયલા હોય તેવા દેખાયછે. પણ રાતની વખતે રસ્તામાં ગ્યાસ લાઇટના અને દીવાના મુકેલા ફાણસ અને હવેલીઓમાં થતી રોશણીથી સ્વર્ગ જેવું રળીઆમણું દીસેછે. એ ટાપુની છેક ટોક ઉપર જઇ જોઇએતો જાણે બીજોજ દેખાવ માલમ પડેછે. તેનો દાખલો આપવાને હમો અશક્ત છીએ, ને એવો કે એની છેક ટોક ઉપર વાવટા કાઠી અને કીગો અંગ્રેજ સરકારે બાંધેલો છે, તે ઉપર આવતા જતા બારકસોના નામના વાવટા કાઠી ઉપર ચહડાવી ગામના રેહવાસીઓને જાણ કરેછે; પણ વિલાયતનો મેળ લાવનાર સ્ટીમર

રાત્રે અથવા દીવસે આવી તો એ વાવટા ગાદીના કીલા ઉપરથી તોપનો ભયંકર અવાજ કરેછે, તેણે કરી વસ્તીને વિળાયતની મેળ લઈ, સ્ટીમર આવ્યાની જાણ થાયછે ત્યાં કેટલાક લશ્કરી રંગી સીપાહીઓને તનદુરસ્તીને માટે આસ્પીટલો અને શ્રીમંતોના બંગલાઓ, મોટી હવેલીઓ સુંદર રંગથી રંગેલીઓ અને રોનકદાર બાગ બગીચાઓ પાહાડની ઢોળાણમાં આવ્યાં છે, તે જાણે એક બીજાની નીચે દટાઈ ગએલાં હોય, અથવા એક બીજાની નીચે જડી લીધેલા હોય, એવા અજબ તરેહના દીસેછે. તે એવી રીતે કે કોઈની ફક્ત અગાશી તો, કોઈની બારીઓ તો કોઈનાં બારણાંતો કોઈના વરંડા, અને કોઈના તો ફક્ત રાસ અથવા રંગીન નળીઆજ દેખાયછે. બંદર તરફ નજર કરતાં મોટા મોટા બારકસોતો જાણે નાહની હોડીઓ કે મછવા જેવા દીસેછે; પણ રાતની વખતે એ દેખાવ બદલાઈ જઈ જુદોજ દીસે છે. જાણે સેકડો આવતા જતા અને લગરવાર પડેલા નાના મોટા બારકસમાં થતી રોશની જાણે સમુદ્રમાં ચાલતી હોય અથવા તારા ચળકી રહ્યા હોય તેવી દીસેછે. એ દેખાવની તારીફ વિષે દાખલો આપવાને અત્રે એવી જગોછેજ નહીં.

---

## બાહારથી ગામનો દેખાવ.

---

એ ગામનો બાહારથી દેખાવ જોવા લાયકછે. તે જોવાને બંદર કીનારેથી હોડીમાં બેસી થોડેક સુધી સમુદ્રમા જઈને જોઈએ તો પાહાડનો દેખાવ ખુબસુરત જણાય છે. તે પુર્વ પશ્ચિમદિશાના બેહુ છેડાની વચમાં રોનકદાર સુંદર રંગી બેરંગી હવેલીઓ અને બાગ બગીચા વાળા બંગલાઓ એક બીજા ના માથા ઉપર ઉપાડી લીધા હોય અથવા જડી ગયા હોય એવા જુદી જુદી તરેહના રોનક ભરેલા જોવામા આવેછે. રાતની વખતે તો સઘળી હવેલીઓ અને બાગ બગીચા રોશ

શીથી શોભાયમાન દીસે છે, એટલુંજ નહી પણ રસ્તે રસ્તે સરકારે મુકાવેલા ફાનસોમાં થયલી રોશણી જાણે અત્રે દીવાળીની ખુબસુરત રોશણીનું જેની ઢબેછે તેવીજ રીતનો આખો પાહાડ એક બીજાની ઉપર ચહડતી રોશણીથી ભરેલો દીસે છે.

---

## માહેલી તરફનો દેખાવ.

—oo—

એ પાહાડ સમુદ્ર કીનારે આવેલો છે તેનો એક ભાગ પુર્વ, પશ્ચિમ દિશા સુધી સરખી રીતે પગથીઓ એટલે કીનારેથી પાણીમાં મોટો રસ્તો બાંધેલો છે. તેની બાજુમાં વસ્તી તરફની મોટી મોટી હવેલીઓ હારે હાર આવેલી છે. પણ વચમાંથી ગામમાં જવાને કેટલાક મોગ રસ્તા બાંધેલાછે; ને કોઈ માહીતગાર હોય તેઓને એ રસ્તેથી ગામમાં જવાને સેહેલ પડેછે; પણ અજાણ્યો તો ભુલાવો ખાયછે. અજાણવાઓને એ રસ્તે જવું હોયતો માહીતગાર માણસને સાથે રાખવો પડેછે.

પશ્ચિમદિશાથી પુર્વ તરફ બંદર કીનારે જઇએ તો પ્રથમ અત્રેના નામીચા દ્વારકાદાશ વસનજી, નરસી કેશવજી, ખેરતનજી અને રોશાબાઈ કામાજીની, અને સ્વર્ગ વાસી કાશમભાઇ નાથાભાઈનાં છોકરાઓની કુંપનીની મોટી વખારો બાંધેલી છે. તેની જરા આગળ ચાલ્યા તો બળદ, કુકર, મેંઢા દુંબા, અને બીજા જનાવરો વેચનારની વખારો છે. ત્યાંથી આગળ જ્યાં અંગ્રેજ વેપારીઓના મોટા ગોડાઉનછે, તે મરો પાઈંટને નામે ઓલખાયછે. ત્યાંથી થોડેક દૂર બાજુવાના દેવદારી લાકડાની વખારો આવે છે. આગળ જ્યાં સોનીની દુકાનો અને હારસ છે, અને એજ રસ્તે જ્યાં ખાંડ, સાકર, ચોખા સાથે, અને બીજો ચીનાઈ માલ વેચનારાઓની મોટી મોટી વખારો જોવા-

માં આવેછે. તેની પાસે જાન બર્ડ નામના અંગ્રેજ વેપારીની વખા[રો] અને આફીસછે. તે મુકીને આગળ જતાં ચીનાઇ બનાવટનો અ[ને] બીજા દેશાવરનો જુનો સામાન વેચવાની દુકાનો બે ત્રણ આડી ગલી[ઓ]ઓમાં આવેલી છે, તેને ગીલગનુકાઇ અથવા ગીલમન બજાર કહી[ને] કેહેછે. ઘોડેક આગળ શાક બ[કાલ]નું બજાર ભરાયછે. તેની પડોશન પેનીનસુલા અને ઓરીયન્ટલ સ્ટીમરની આફીસ આવેલીછે અને થોડેક દુર અત્રેના પેસતનજી તથા ડોશાભાઈ ફ્રામજી કામાજીની વખારો અને પેહડીછે, તેની પડોશમા ઓરીયનટલ બેંકની વખારો અને આફીનનું પાછલું બારણું આવેલું છે, કેટલાક અંગ્રેજોની જબરદાર અને શીપ ચાનદરો, લીલામ કરનાર, અને બીજાઓની દુકાનો અને વખારોની પાછલી બાજુઓ આવેલી છે, તેથી જરા આગળ જઇએ તો અત્રેના રેનીદ સાસુનની આફીસ, વખાર અને બીજા અંગ્રેજોની શણગારેલી દુકાનો છે. તેની પડોસમાથી ગામમાં જવાનો મોટો રસ્તો બાંધેલો છે. તેની બાજુમા ઢેનર, ગ્રેહ નામના અંગ્રેજ વેપારીઓની વખારો, અને મરકનટાલ બેંકનુ પાછલું બારણું છે, તેની પડોશે દરીઆ વગી આ તાની અંગ્રેજ સરકારની આફીસ આવેલીછે. તેની બાજુમા મોટો નીચી-નચાર છે, તેમા ઠેમણે ઠેમણે પથરના મોટી લાદીના બાંક ગોઠવેલાછે. એ રોનકદાર જગ્યા દરીઆ કીનારે આવેલી છે, ત્યા હમેશ અંગ્રેજ સરકારના લશ્કરી સીપાઈ સાજની વખતે બીયાનડનું વાજીત્ર વગાડેછે તે વેલાએ વાજીત્રનો સુન્દર રાગ સાંભળવાને અને ઠંડી હવા લેવા ને કેટલાક પરદેશી વેપારીઓ અને તેના કારભારીઓ સરકારી અમલ-દારો, અને પારકા ગરજના કાઉનસલો, ગરીબ અને શ્રીમંત ચીનાઓ, તે જગાએ ખુસનુમાં થંડી હવામાં ફરવાને આવેછે, તેથી ફરીને એક મોટો મેલાવડો થઇ રહેછે. તે વખતે અતિ રળીયામણો દીસેછે. એ જગાને કીનારે નગરના પાણી ઉપર શોભી અંગ્રેજોએ એક બોટ હાઉસ બાંધેલ છે. તેમા કેટલીક પલેજર બોટો અને પ્રુલાન બોટો મહડાવી ગએલાછે

તેમાંથી કેટલીક ઉતારીને દર સહવાર, સાંજ બોટના માલેકો બંદરમાં અને બંદરની બાહાર ફરવા જાય છે. તેની પરોસમાં અંગ્રેજ સરકારનાં લસ્કરી ખાતાનાં સીપાઇઓને રેહેવાની મોટી મોટી બરાકો બાંધેલી છે. થોડેક આગળ જતાં ચીનાઓની વસ્તી વસેલીછે, તથા ઈમારતી લાકડાની વખારોછે, તેની બાજુમાં "શીસ્ટર" ચ્યારેટી હાઉસ એટલે મા બાપ વગરનાં બાળકોની માહાવજત અને સંભાળ રાખવાને ધર્મની જગ્યા બાંધેલી છે. તેથી જરા આગળ પુર્વ દિશાનાં નાકા સુધી શ્રીમંત અંગ્રેજોની મોટી મોટી કેટલીક વખારો, આપીસો, અને બીજા કારખાનાછે તેથી પરાયાનો દેખાવ એક સરખો રોનકદાર દીસે છે. તેની પાસે રંગીન ખુબ સુરત હવેલીઓથી પેહેલા તબકાનાં પરાયાની રોનક ખુબ સુરત દીસેછે, અને પાહાડની ઉંચાઈ ઉપર બેહુ છેડાએ બેથી ત્રણ તબકા ઉપર વસ્તી વસેલીછે; પણ એ પાહાડનાં વચલા ભાગમાં તો પાંચ સાત તબકા સુધી હવેલીઓ અને બાગ બગીચાઓ છે, તેણે કરી ભરગીચ વસ્તી વસેલી દીસેછે.

---

## કુઇન રોડ.

---

એ ગામના બીજા તબકા ઉપર કુઈન રોડનો રસ્તો પુર્વ પશ્ચિમ, અને ઉત્તરે દક્ષિણ દિશાએ પાહાડની ચારે બાજુએ ફરતો આવેલો છે. પણ પુર્વથી પશ્ચિમ દિશાસુધી મોટી વસ્તી, રસ્તાની બેહુ બાજુએ મોટી મોટી હારેદાર હવેલી છે. એ રસ્તેથી પૂર્વ દિશાએ જે જારદીન પાંઈટ કેહેવાય છે તે જગ્યાથી પશ્ચિમ દિશા તરફ જઈએ તો પ્રથમ થોડેક સુધી ચીનાઓની વસ્તી છે. ત્યાર પછી અંગ્રેજોની વખારો અને આપીસોના આગલા પાછલા બારણા આવેલાછે. ત્યાંથી આગળ જતાં ઇમારતી લાકડાની વખારો, કારખાના, શીસટર ચ્યારેટીના અને બીજા

બંગલાઓના આગલા પાછલાં બાગણ આવેછે. તે મુકી આગળ જતાં બરકર પોતાની સોબીના બગીચાના બાગણ અને ગ્રીન ચોકની જગા આવેછે. ત્યાંથી આગળ જતાં અગસ્ટન હર્ડની આફીસ ડાબા હાથે એક ટેકરી ઉપર અને જમણી બાજુએ દરીઆ વરથી પોતાની અંગ્રેજી આફીસછે, મરકનટાઇલ બેંક, વગેરે બેંકછે. ત્યારપછી સોબીની હવેલીઓછે ત્યાંથી ડાબે હાથે આઇસ હાઉસ, અને જમણી બાજુએ ટેનટ, રસલ, સુપ્રીમ કોરટની આફીસોછે, તેની પાસે ખુબ સુરત મોટું દેવલ, પોસ્ટ આફીસછે અને ડાબી બાજુએ હાંગકાંગ હોટલ, હાંગકાંગ ડીસપેનસરીછે. એ જગાએ આગણ સામણ બેહુ બાજુએ સોભાયમાન હવેલીમાં દુકાનો, આફીસોમાં તરેહ તરેહની ગોઠવણ કરેલી દીસેછે. ત્યાંજ ઓરીયનટેલ બેંક, આગરા બેંક કમરસીયલ બેંક, સેનટગાર્ડ, મીસીસમાર, વકીલ બારીસ્ટરોની આફીસ, એશીઆય ચીના અને અંગ્રેજ, વેપારીઓની બજકદાર આફીસો અને વખારોના આગલા પાછલા બાગણ અને ચીનાઇ, વિલાયતી તથા બીજા દેશની બનાવટના ખુબસુરતી ભરેલા સામાનની દુકાનો હારેહાર સોભાયમાન દીસે છે. પણ રાતની વખતે સઘળી દુકાનોમાં થતી રોશણીથી અજાએબ જેવો દેખાવ બનેછે; ત્યાં લીલાઉ કરનારાઓનો નવો નવો વિલાયતી, ચીનાઇ અને બીજા દેશાવરનો ફેનસી સામાન આવેલો હોય છે તેને ઉરપેલી રાત્રે લીલાઉ કરવાને પોતાની દુકાનોમાં ઘણીક રોશણી કરી શણગારે છે, એટલુંજ નહી પણ જો રાત્રે લીલાઉ કરેછે, તે વખતનો દેખાવ એવો તો બનેછે કે, જાણે તે દેખાવ લખનાર સપણામાં જોતો હોય તેવો ખુબી જણાતો હતો. એવી તરેહવાર ઘણીક કેટલીક ચીનાઓની અને અંગ્રેજોની દુકાનોમાં ઘણો સામાન બારીકી ઉપર, ગોઠવેલા હોય છે, કે સઘળા મુસાફરીઓને ખુબસુરતી ભરેલા જણાયાથી હરેક જણને ખરીદ કરવાની ઇચ્છા થાય છે. એ દુકાનો એક સરખી હારની હાર રોનકદાર છે. તેની સોભા વખાણ કરવા લાયકછે, તેથી તેનો દેખાવ ખુબી ભરેલો છે. એટલુંજ નહી પણ દર

એક દુકાનોની ઉપર લાંબા લાંબા પાટીઆમાં બાંધેલાં હોયછે, તે ઉપર સોનેરી અથવા લાલ રંગે મોટા મોટા અંગ્રેજી હરફે દુકાનના ધણીનું નામ અને તેના સામાન અને માલવેચનારની નીતિ અને આબરૂ લખેલી હોયછે તે સાથે લખેછે કે, આ દુકાને ઠગાઈ કરયા વગર નીતિથી માલ વેચવાનો છે.

---

## ઘડિયાળ.

---

એ શેહેરનાં કુઈન રોડ ઉપર મીસીયરસ દેનટની કુંપનીની આફીસ તથા પોસ્ટ આફીસની વચમાં કીનારેથી શેહેરમાં જવાનો મોટો રસ્તો બાંધેલો છે. તેના ચોકમાં મોટું ઘડિયાળ જોવા લાયક સને ૧૮૬૨ માં ગોઠવેલુંછે. તેની ઇમારત લાકડાના થામલાં અને ભારવટીઆને બદલે મોટા પથરોથી બાંધેલી છે. તેની ઉંચાઈ આસરે (૧૦૦) ફુટ અને લંબાઇ પોહોલાઈ ૧૦-૧૨ ફુટની સંમ ચોરસ છે. તે ઉપર ચારે બાજુએ પલેટ વાળું ઘડિયાળ ગોઠવેલું છે, તેથી ગામનાં અને બંદરનાં રેહેવાસીઓને ઉપયોગી થઈ પડેલુંછે.

એવા મોટા ઘડિઆળો અત્રે અને બીજા દેશાવરમાં ઠેકાણે ઠેકાણે મુકેલાં છે. પણ એ ઘડિયાળની પલેટમાંથી અંધારી રાતના ગામનાં અને બંદરનાં રેહેવાસીઓને કેટલા કલાક, કેટલી મીનીટ થયલી હોયતે સઘળું માલમ પડે છે. એવી રીતના ઘડિયાળો અત્રે દીસતા નથી. એ ઘડિયાળ વિલાયતનું બનાવેલું છે; પણ તેમાં ખુબસુરત ધાતુંના પતરાની પલેટને બદલે વિલાયતી જાડા લાલ રંગના કાચ ઉપર કાળા રંગના એકથી બાર સુધી કલાક, મીનીટ, સેકંડના આંકડા પાડેલા છે. તેની માંહેલી તરફ રાતની વખતે બતી મુકીને રોશણી કીધાથી કાચની બાહાર અજવાળાનું તેજ પડેછે, તેથી જેટલા કલાક અને

બીનીટ થયલી હોય તે જણાય છે. એવી રીતે એ પડિયાળમાં સેહેર ફેરફાર કીધાથી રાતે અને દીવસે સઘળા રેહવાશીઓને રળીઆમણો દેખાવ દીશેછે.

---

## રેશ કોરશ.

---

એ શેહેરની દક્ષિણદિશાએ રેશકોરશ ટેપીવાલી તરફ અંગ્રેજ સરકારે બાંધીલાછે, તે જગ્યાએ દર વરસે ડીસેંબર જાનેવારી અથવાફેબરવારી મહીનામાં મોટા મોટા અંગ્રેજ વેપારી અને સરકારી અમલદારો અરબી ઘોડાઓને દોડાવવાની સરત પાંચ દશ દીવસ સુધી ચાલુ રાખેછે, તે જોઈ પરદેશીઓને ઘણી ગમત પડે છે; પણ છેલી સરતને દીવસે નાહાના, નાહાના, ચીનાઇ અથવા તાતારી દશ વીશ ઘોડા ઉપર ચીનાઓને તુખાડે માથે તેઓના પેહેરવારે બેસાડીને એકજ વખતે સરત મુકાવે છે તેથી મોટા અને પોહોળા પેહેરવેશના કપડામાં અને લાંબી લાંબી ચોટલીમાં પવન ભરાયાથી ઉંચે ઉડેછે એટલુંજ નહી પણ શરીરમાં પેહેરેલા કપડામાં પવન ભરાયાથી ફુગી અજાએબ જેવી સુરતી બની જાય છે અને તેઓના દોડવાના રસ્તામાં કેટલાક બાંબુનાં આડા તરાપા બાંધી રાખેલા હોય છે, તેની ઉપરથી ઘોડા કુદાવી જવાની સરત થાય છે, તથી ગરીબ ચીનાઓના ઘોડા તરાપા ઉપરથી કુદતાં કુદતાં કેટલાક ઘોડા સાથે, કેટલાક ઘોડા ઉપરથી, ટુટી પડેછે; પણ ઘોડા ઉપરથી પડતી વખતે પોહોળા પોશાકને લીધે બેસનારનો પગ ઘોડાનાં જીન અથવા પાવડામાં અટકી પડયો તો ઘોડાની સાથે જમીન ઉપર પડતાંજ લટકીને તેની સાથે ઘસડાય છે અને વખતે માંઠાં બાયેગે તે ગરીબડા સ્વારનો જાન જોખમમાં આવી પડેછે; પણ એ દેશના ઘોડા સમજુ અથવા પાહાડી જગામાં ચાલનાર હોયછે તેણે લીધે એવો બનાવ બન્યો તો તરત તે ઘોડા

ઉભા રેહેછે, અગર મસાલાની પીઠું હોય તો. સ્વાર નુકશાનીમાં આવી પડે છે. એવી રીતે ઘોડાની છેલી સરતમાં કેટલાક તો પાછળ રહી જાય છે, તેમાંથી એક સ્વાર એ સરત જીતે છે તેને સારૂ ઇનામ અંગ્રેજો આપે છે. એ વખતની રમુજ જોવાને શામનાં સઘળા તો નહી પણ રેહેવાસી ઓનો મોટો ભાગ પછાત રેહેતો નથી.

એ શેહેરમાં અત્રેના દેશી વેપારીની આબરૂ અંગ્રેજોના જેવી એક સરખી ગણાયછે. તેથી સરવે ઠેકાણે અથવા મોટા મેળામાં અત્રેનાં દેશીઓને અંગ્રેજો પોતાની બરોબરીઆ જાણી હંમેસાં સઘળે ઠેકાણે માન અને આબરૂથી સામેલ કરેછે. એવી રીતનું અંગ્રેજો માન આપ્યાથી ચીનાઓ પણ અંગ્રેજોની બરાબર અત્રેનાં દેશીઓને આબરૂ આપેછે.

---

## પારસીઓના રૂવાન રાખવાની જગ્યા.

પારસીઓના રૂવાન રાખવાની જગ્યા હેપીવાળી તરફ રેશ કોરશની સામે બગીચામાં છે. એ બાગમાં નાનો બંગલો બાંધેલોછે, તેમાં સઘળા પારસીઓને બંદગી કરવાની જગ્યા કરેલી છે. એની પાસે રેનકદાર સુરીઆની પથરેથી સ્વર્ગ વાસી થયેલા પારસીઓની કબરો બાંધેલીછે; તે ઉપર તેઓની કીર્તિ સાથે નામોની રળીઆમણી કોતરેલી તકતીઓ જડી લીધેલી હોય છે, તેણે કરીને રળીઆમણી દીપી નિકળે છે. એ સઘળો બગીચો ખુસબોદાર વનસપતીથી ભરેલો છે, તેથી જીવતા માણસોને પણ સેહેલ કરવાને બની આવેછે. એ બાગમાં મીઠા પાણીનો કુવો બાંધેલોછે, તેનું પાણી પીવાથી અગરૂત સરખુ લાગે છે, એ દખમાંની હંમેસાં સંભાળ લેવા અને રૂવાનનોની ક્રીયા કરાવવાને એક દાનાવ મોબેદ હાંગકાંગની "અંજુમન"નાં શેઠીઆઓએ રાખેલા છે.

તેનો પગાર પારસીઓના ફંડમાંથી આપેછે. એ મોબેદ દરરોજ તે જગાએ જઈ હંમેસાં બંદગી કરેછે; તે દેખાવ પરદેશીઓની નજરે પડવાથી ખુશી ઉત્પન્ન થાય છે.

---

## મીઠા પાણીના ઝગ.

——oo——

એ પાહાડની ચારે બાજુની ઉંચાણની કદણોમાંથી અમરત સરખા મીઠા પાણીના બારેમાશ ઝગ વેહે છે. એ પાણી સરવે વસ્તીના લોકોને વાપરવાને બની આવેછે, એ ઝગની નીચે મોટી મોટી ટાંકીઓ બાંધેલીછે, તેમાં પાણી આવી એકઠું થાયછે, તેના મોહોડા ઉપર એક એક કળ અથવા ચાવી ગએલીછે તે ચાવી દાબી જેટલું પાણી જોઇએ તેટલું ભરી લે છે. પરદેશીઓને ઝગનું પાણી ઘણું ગુણકારીછે તેથી હંમેશાં પીયછે; એટલુ નહી પણ ખોરાકી હજમ થાયછે. ત્યાંના પરદેશી રેહેવાશીઓને એ પાણીથી કોઈ જાતનો અગાબ રોગ ઉત્પન્ન થતો નથી. કેટલીક હવેલીઓમાં અને બાગ, બગીચામાં પાણીનાં કુવા હોય છે, તેનું પાણી ભાજુ હોયછે, તેણે કરી કેટલાક પીવાને ઠેકાણે એ કુવાનું પાણી વાપરતા નથી.

---

## જારદીન પાઇંટ.

——oo——

વિકટોરીઆ હાંગકાગનો ટાપુ અંગ્રેજ સરકારે સ્વાધીનમાં લીધા તે વખતે પુર્વ દિશામાં એક મોટી જગા જારદીન વાળાએ પોતાને અસ્તક કરી લીધીછે; તેમાં સેંકડો ચીના રેહવાસીઓએ છાપરાં અને હવેલીઓ બાંધેલીછે, તે જોઇએ તો તેનો દેખાવ ગામડા જેવો રોનક બનેલો દેખાય છે, તેમાં ચીનાઈ સામાન વેચનારની દુકાનો, શાક ભાજી

ફળ, ફુલ, અજાયબ જેવા કંદમૂળ, અનાજ, પરમાટી અને ઓરાકી પોશાકી વેચનારની દુકાનો, વખારો, અને ગોડાઉનો છે. કેટલીક બોટ બાંધનારના અને બીજા કારખાના જોઇ ચીનાઈ રાજનાં ગામડા જેવું રોનકદાર દેખાય છે. એ ટાપુના એક છેડાપરની જગ્યા જે એકાંત સમુદ્રકીનારે આવેલી છે, તેમાં નાંમીચા વેપારીએ મોટી ભપકદાર હવેલી, વખાર, આફીસ, ગુમાસ્તા અને ભાગીદારોને રેહેવા લાયકનાં બાગ બગીચા કરેલાછે. તેણે કરી આજુ બાજુએ આવેલો ચીનાઈ છાપરા દીપી નિકળે છે.

એ જગ્યા એ જુના નામીચા વેપારીની કુંપની રહી સઘળો વેપાર પોતાની આફિસમાંથી ચલાવેછે, એ ટાપુના બીજા મોટા મોટા ચીના અને પરદેશી વેપારીઓની આફીસોથી જારદીનની એકજ આફીસ બે, ત્રણ મેલ દુર છે. એવી રીતે એકાંત જગ્યાએ રાખી સેંકડો કારભારી અને ભાગીયાની મદદથી મોટો વહીવટ ચીનના મોટા ભાગમાં ચલાવેછે એટલુંજ નહી પણ વિલાયત સાથે પણ મોહોળો વેપાર ચાલું છે. એ ધણીની અને બીજા એક બે મોટા વેપારીની કેટલીક સ્ટીમરો છે, તે ઉત્તર તરફના કોસ્તામાં ફરેછે, અને એ બંદરમાં પણ આવ જાવ કરેછે. કેટલીક વખતે ઉત્તર તરફનાં કોસ્તામાં લઈજવાને વાસ્તે અફીણ અને બીજો માલ એ કુંપનીનો અને વેપારીઓનો ભરી દર્શાદર્શ પોહોચતો કરેછે, તે વેળાએ કોસ્તા તરફ જતી સ્ટીમર મુંબઈ, વિલાયતના આવેલા નવા સમાચાર અગાઉથી પોહોચાડવાને ઘણી ઝડપથી ચલાવેછે. તે તરફ પોહોંતાપછી પોતાના ધણીના કાગળો તજવીજે અગાઉથી પોહોચાડેછે; તેણે કરી બારકસમાં વેપારીઓનું ગરીણુ વધારે અથવા ઓછું હોવાથી બીજા વેપારીઓથી અગાઉ અથવા પાછળ વેચવાને બની શકે છે, તથા બીજો માલ ખરીદ કરવાને ફાયદા ભરેલું દીસે તો અગાઉથી સમાચાર સ્ટીમરો સાથે પોહોંતાથી સઘળું કામ લાભ ભરેલું કામ કરે છે. ઉત્તર તરફનાં ગામોમાંથી માલ ભરી હાંગકાંગ આવેછે, તે વેળાએ સ્ટીમર

આવવાની વકી થયાથી હરેક માલની લેવાળી અથવા વેચવાળી નોરથી નિકળે છે. સઘળા વેપારીઓને તે વખતે ઉત્તર તરફનાં ચીનાઈ રાજ્યમાંથી માલનાં ભાવની વધઘટ થયાની હંમેસાં ઉમેદ રાખવામાં આવે છે. એવા વેપારીઓનાં બારકસ હાંગકાંગનાં બંદરમાં આવ્યાની અગાઉ સઘળા વેપારીઓ તરેહ તરેહની અફવા ચલાવે છે, અને કેટલાક કેહે છે કે જારદીનની સ્ટીમર કોસ્તેથી અફીણના અને બીજા માલનાં સારા સમાચાર લઈ આવેલીછે, તે હાંગકાંગનાં ટાપુની નજીકના પાહાડોની પછવાડે છુપી રીતે પડેલી છે, અને કેટલાક એવી અફવા ચલાવે છે, કે બીજા વેપારીઓની સ્ટીમરો કોસ્તાનાં સમાચાર લઈ બંદરની બાહાર ગુપ્તરીતે લંગર કરીને રહેલીછે. તે એવી રીતે આવી રેહેછે કે, સરકારી વાવટા કાઠીનાં માણસોને પણ તે આવતી જણાતી નથી. એ પરમાણે સ્ટીમરો ગુપચુપ છુપી ઠેકાણે લંગર કરી રેહેછે, તે માથી સરવે કાગળો પારસલો, નાહાની બોટની મારફતે પોતાના ધણીઓને અથવા આડતીઆઓને પોહોચતા કરેછે. તેનો જવાબ લઈ તે બોટ પાછી આવેછે તેમાં જેટલા કલાક અથવા દિવસ તે ખુણામાં સ્ટીમરને લંગર કરી રાખવાનો હુકમ પોતાનાં ધણીઓનો અથવા આડતીઆઓનો કપતાનને થાય તેટલા દિવસ સુધી બારકસને તે જગ્યાએ છુપી રીતે રાખવું પડે છે. તેટલા વખતમાં જે માલ ખરીદ કરવો હોય તે સ્ટીમરના માલેકો તરફથી ખરીદ કરેછે અને જે માલ વેચવો હોય તે આડતીઆની મારફતે વેચે છે. એવીરીતે ખરીદ કરનાર અને વેચનારાઓ કેટલાક આડતીઆઓની મારફતે સઘળો વહીવટ કરે છે. તેમાં મુખ્ય કરીને શેરકડ અથવા વાયદાનો વેપાર અફીણનો છે. એ ગામમાં હંમેસાં વેપારીઓની સ્ટીમરો આવવાની વકીની તરેહ તરેહવાર ગપો ચાલેછે. કોઈ કેહે છે કે ઉત્તરનાં ભાવ વધી આવ્યા છે, અને કોઈ કેહેછે કે ઘટીને આવ્યા છે, તેમાં લેવડ દેવડ થયાથી કેટલાક નફો અને કેટલાકને તો ખોટ થાય છે, એવી રીતે ઉથલ પાથલ જુજ દિવસ થયાથી સ્ટીમરોનાં ધણીઓ કેટલીક વખતે રકમ બંધ નાણા મેળવે છે.

એવા વેપારીઓની ઘણીક ચીનાઈ રાજનાં જુદાં જુદાં ગામમાં પેહેડીઓ સ્થાપેલીઓ છે, તે સઘળી જુદા જુદા નામથી આડતીઆઓની મારફતે ચાલે છે. કેટલાક અંગ્રેજ વેપારીઓની એવી રીતછે કે લાંબા દિવસ ઇમાનદારીથી કોઇ માણસ ચાકરી કરે, તેઓને ભાગીદાર દાખલ તે કુંપનીમાં રાખે છે. તેવા ભાગીદાર પાસેથી મજબુત સરતોનું એક લખત કરાવી લેછે, તેમાં એક કલમ એવી લખાવી લે છે, કે જે સખસ ભાગીદાર દાખલ જેટલા વર્ષ સુધી એ કુંપનીમાં રેહે તેટલા વરસ સુધી કોઇ પણ સ્ત્રી સાથે લગન કરે નહી, એટલુંજ નહી પણ જે પુરૂષના લગન થયલાં હોય તેવા પુરૂષને ભાગીદાર કરતા નથી. એવી રીત એક બે મોટા વેપારીની પેહેડીમાં છે; એટલુંજ નહી પણ કેટલાક ચાકરો પણ સ્ત્રી વગરના હોય તેને રાખેછે, અને એવા ચાકરો ભાગીદાર થવાના લાભથી કોઇ સ્ત્રી સાથે લગન કરતા નથી.

એવી કુંપનીનો વેપાર વિલાયતથી સુતર, કાપડ, તાંબુ, લોખંડ, કોળશા, એ શીવાય બીજો માલ મંગાવેછે તેનો કરે છે. એ શેહેરમાંથી અફીણ ખરીદ કરી ઉત્તરના ચીનાઈ રાજમાં સ્ટીમરની મારફતે મોકલે છે, અને તે દેશોથી ચાઓ, રેશમ, રૂ, અને બીજી કેટલીક જાતનો માલ ખરીદ કરી હાંગકાંગ અથવા વિલાત ખાતે મોકલે છે, તેણે કરી લાભ ઘણી વખતે તેઓને થાયછે, એટલુંજ નહી પણ આબરૂદાર વેપારીની સારી સાખ ચાલ્યાથી હાંગકાંગ, અને બીજા વેપારનાં ગામોમાંથી લાખો રૂપીઆની હુંડીઓ વિલાયતની પોતાની પેહેડી અથવા આડતીઆ ઉપર છ માસની મુદતની લખી તેના નાણાથી અફીણ ખરીદ કરેછે. એ ખરીદ કરેલું અફીણ ચીનાઈ રાજમાં મોકલીને તેને બદલે ચીનાઈ માલ ખરીદ કરી વિલાયતં મોકલે છે. અને હુંડીનાં નાણા આપવાની અગાઉ ચીનથી મોકલેલો માલ ત્યાં પોહોચેછે એટલે તે વેચી તેની હુંડીઓ સીકારી આપેછે. તેણેકરી સારી આબરૂના વેપારીઓ નાણાની રોકાણ કીધા વગર મોટો વેપાર કરેછે.

હાંગકાંગની પશ્ચિમ ઉત્તરમાં આસરે ૯૦ મૈલ દુર ચીનની દક્ષીણમાં કેંતાન નામનું મોટું શેહેર છે, ત્યાં પાંચસો મૈલ દુરથી પાંચ નદીનો સંગમ થઈને તે નદી તીસ મૈલ વામપુવા ગામની હદ સુધી આવેલીછે. એ નદીના પાણીની તાણ ઘણી જોગવર છે; પણ હાંગકાંગના બંદરમાં તેથી કંઈ હરકત થઇ શકતી નથી. એ બંદરનું પાણી હમેસાં સ્થીર રેહેછે અને એ બંદર સેંકડો મોટા નાહાના બારકસો રહી શકે એવું મોટું છે. એમાં કેટલીક સ્ટીમરો અને નાહાના મોટા બારકસો દરરોજ કેંતાન, મકાઉ, અને ઉત્તર તરફના દેશોમાંથી આવે છે, અને જાય છે. દર અઠવાડીએ અથવા પખવાડીએ મુંબઇ, કલકતા, વિલાયત અને ફ્રાન્સથી સ્ટીમરો આવેછે અને જાયછ. તેમ બિજા દેશાવરો ખાતે મોટા બારકસોની આવ જાવ બારેમાંસ ચાલુ છે. ચીનાઈ બારકસોનો મોટો કાફલો માલ ભરી બારેમાસ આવે છે અને જાયછે. તેની ગણતરી રાખવાને અંગ્રેજ સરકારે આફીસ રખેલી છે, તેમાં આવતાં જતાં મોટા બારકસોની નોંધ રખે છે.

એ બંદરમાં બે ચાર મોટા બારકસો માલ ભરવાની વખાર દાખલ પડેલાં રેહે છે, તેમાં એક મોટું બારકસ પેનીનસુલા એંડ ઓરીયંટલ સ્ટીમનેવીગેશન કુંપનીનુંછે, તેમાં સઘળા દેશાંવરોથી એ કુંપનીની સ્ટીમરો માલ ભરી લાવેછે, તેમાંનો કેટલોક માલ ઉતારવા લાયકનો હોય છે તે પોતાની વખાર દાખલ રાખેલા બારકસમાં ખાલી કરી, એ શેહેરમાંથી જેટલો માલ બીજા દેશાવર ખાતે પોહોચતો કરવાને ભરવો હોય તે ભરી તાકીદ સ્ટીમર હંકારી જાય છે. એ બંદરને વાસ્તે લાવેલો માલ વખાર દાખલ પડેલા બારકસમાં ખાલી કરયા પછી જે વેપારીનો માળ આવેલો હોય તે વેપારીની મોટો એ બારકસની બાંજુએ આવી માલ ઉતારી લઈ જાય છે. એ માલ થોડા દિવસ વખારમાં પડી રહ્યાથી તેનું ભાડું માલ ધણી પાસેથી લી-

ધામાં આવતું નથી. બે ત્રણ વખાર દાખલ બીજા પડેલા બારકસોછે તેમાં વેપારીઓનો માલ ભાડે રાખે છે, તેનું ભાડું માલ ધણીઓ પાસેથી એ બારકસના ધણીઓ ધારા પરમાણે વસુલ કરે છે.

---

## પેનીનસુલા એંડ ઓરયંટલ સ્ટીમ નેવિગેશન કુંપની.

એ કુંપની વિલાયતમાં સ્થાપેલી છે, તેની એક શાખા એ શેહેરમાં છે. એ કુંપનીની ઘણીક સ્ટીમરો ફરતી છે તેણે કરી સરકારી અને વેપારીઓના દેશાવરના કાગળ પતરો ઠરાવ મુજબ વખતસર પોહોચાડવાનું કંટરાકટ સરકાર પાસેથી લીધું છે. એ કુંપનીની સ્ટીમરો દર-પખવાડીએ એક બે આવે છે અને જાય છે. મુંબઇથી ચીન ખાતે જનારી સ્ટીમર જુદા જુદા દેશાવર ખાતે પોહોચાડવાનો માલ અને ઉતારૂઓને લઇ હંકારે છે. તે મુખ્ય કરી શીલોનનાં બંદરમાં જઇ લંગર કરે છે, તે વખતે મદરાસ, કલકતા અને રંગુન ખાતે પોહોચાડવાનો માલ, ઉતારૂઓ, કાગળો, પારસલો, નગદી અને બીજો સામાન વિલાયતથી કલકતે જતી સ્ટીમર એ બંદરમાં આવેછે, તેને સોંપી અને તેમાંનો ચીન ખાતે લઇ જવાનો માલ, ઉતારૂઓ, કાગળો, પારસલો, નગદી અને બીજો સામાન લઈને ચીન તરફ હંકારે છે. વિલા-યત તરફની આવેલી સ્ટીમર કલકતા ખાતે હંકારી જાય છે; એટલુંજ નહી પણ ચીનથી મુંબઇ ખાતે આવતી સ્ટીમરમાં જાપાન સંઘઇ, નીમપુ, ફુચાઉ, સ્વટાઉ, અમાઇ, કંતાન, મકાઉ, હાંગકાંગ, શીંગાપોર, મોરીસ અને પીનાગથી સ્ટીમર સાથે રંગુન, કલકતા, મદરાસ, ઇંગલંડ, અને યુરોપખંડના કાગળો, પારસલો, ઉતારૂઓ, નગદી, માલ અને બીજો સામાન લઈ શીલોનનાં બંદરમાં આવી લંગર કરેછે, તે વેળાએ

કલકતેથી યુરોપ ખાતે જતી સ્ટીમર સાથે ચીનથી આવેલા યુરોપના મ-જગો, પારસલો, ઉતારૂઓ, નગદી અને બીજો માલ સવાધીન કરે છે. એટલે કલકતેથી આવેલી સ્ટીમર યુરોપ ખાતે હંકારી જાય છે. અને ચીનથી આવેલી સ્ટીમર મુંબઈ ખાતે હંકારી આવે છે.

એ બંદરમાં એવી રીતે સ્ટીમરોનો મેલાપ કરવાને બે ચાર દીવસ આવતાં જતાં ઘણી વખતે ખોટી રેહેવું પડે છે, કારણ રસ્તામાં આવતાં જતાં સ્ટીમરને એક બે દિવસ વધારે લાગવાના સબબથી એવું બ-નેછે. હાંગકાંગનાં બંદરમાં મેલ સ્ટીમરમાં મુંબઇ અને બીજા દેશખાતેનો માલ અને ઉતારૂઓ આવ્યા હોય, તે એ બંદરથી ચીનના અમાઇ, સ્વ-ટાઉ, અને ફુચાઉ એ બંદરો ખાતે મોકલવાને નાની સ્ટીમરોમાં ચહડાવી મોકલેછે. બીજી સ્ટીમર સાથે સેંઘાઈ, નીમપુ, અને ચીનનાં બીજા બંદરો ખાતે કાગળો, પારસલો, માલ, નગદી અને ઉતારૂઓ રવાનાં થાયછે. મે-લની સ્ટીમર હાંગકાંગનાં બંદરમાં આવતી હોય તે વેળાએ એ શેહેરના પાહાડની વાવટા કાઠી ઉપરના કીલામાંથી તોપનો ભયંકર અવાજ કરવામાં આવે છે. તેણે કરી ગામનાં સઘળા રેહેવાસીઓને યુ-રોપનો અને મુંબઇનો મેલ લઇ સ્ટીમર આવ્યાની જાણ થાયછે. એ સ્ટીમર સાથે આવેલા ઉતારૂ તરત ઉતરી કીનારે આવેછે. અને તેમાનાં કાગળો રાતના અથવા દીસના ભાગમાં સ્ટીમર આવ્યા પછી ચાર, છ કલાકે મળેછે. એવી રીતે દરપખવાડીએ સ્ટીમર આવેછે, તે વેળાએ કેટલાક વેપારીઓ બંદર કીનારે જઇ ઉભા રેહેછે. તેણે કરી એક ભ-પકાદાર મેળો ભરાયલો હોય તેવો દેખાવ દીસેછે. એ મેલ સ્ટીમર હંકારતી વખતે સીંગાપોર, પીનાંગ, મોરીસ, શીલોન યુરોપ. મુંબઇ અને બીજા દેશાવરોના કાગળો, પારસલો, નગદી, રેશમ, ખાંડ, સાકર, ચાએ અને બીજો માલ, ઉતારૂઓ લઇને હંકારે છે, તે દિવસે એ શેહેરનાં બંદર કીનારે આવેલી એ કુંપનીની ઓફીસની બાજુમાં એક વાવટા કાઠી ઉભી કરેલી છે તે ઉપર પોતાનો વાવટો ચહડાવી રેહેતાસી-ઓને મેલ સ્ટીમર હંકારવાને જાણ કરે છે.

કલકતેથી યુરોપ ખાતે જતી સ્ટીમર સાથે ચીનથી આવેલા યુરોપના ગાંગણો, પારસલો, ઉતારૂઓ, નગદી અને બીજો માલ રવાના કરે છે. એટલે કલકતેથી આવેલી સ્ટીમર યુરોપ ખાતે હંકારી જાય છે. અને ચીનથી આવેલી સ્ટીમર મુંબઈ ખાતે હંકારી આવે છે

એ કુંપનીના મેનેજર મીસ્તર "પીશર" કરીને અંગ્રેજ જર્મીક અવસ્તાનોછે; પણ સ્વભાવે ઘણો મયાળું અને ભલો છે. તે એ શેહેરની અહડાણ ઉપર એક ખુસનુમાં બાગમાં બંગલો બાંધી રહેલો છે, અને ત્યાં એક વાવટા કાઠી ઉભી કરેલી છે. એ માનેજર પોતાનાં બંગલામાં હાજર હોય તે વખતે એક વાવટો અહડાવેછે. એ બગીચામાં વાવટાકાઠી ઉભી કરેલીછે. તેનો વાવટો ઓલખવાને એવી તજવીજ કરેલીછે કે સફેદ વાવટામાં લાલ રંગના કાપડની એક મોટી માછલીનો આકાર બનાવેલો છે. એ વાવટા કાઠી ઉપર અહડાવેલા વાવટાથી ગામના અને સમુદ્રમાંના બારકસોનાં રેહેવાસીઓને માલમ પડેછે, કે એ નામીચો અમલદાર પોતાના બગીચામાં બીરાજે છે, એવી ધારણાથી જે ગૃહસ્થને પોતાના કામને અર્થે મળવા જવું હોયતો તેવેળા એ કાઠી ઉપર ચડેલો વાવટો જોઇને જાય છે તો માનેજરનો મેલાપ થઇ શકે છે; પણ એ માનેજર પોતાના બંગલામાંથી કામને અર્થે બાહાર ગયો હોય તો પોતાનો વાવટો કાઠી ઉપરથી તરત ઉતારી નાખેછે. એ ઉપરથી સઘળા રેહેવાસીઓને ચોકસ માલમ પડતું હતું કે એ માનેજર પોતાના સ્થાનકે હોવાથી દુરથી જાણ થવાને વાવટો રાખેલો છે, એટલુંજ નહી પણ પોતે કામને અરથે બાહાર જવાનો હોય તો એક બે કલાક અગાઉથી વાવટો ઉતારી નખાવતો હતો, તેણે કરી મળવા આવનાર ગૃહસ્થોને નકામો ફેરો પડતો ન હતો. એ શેહેરનાં મોટા ભાગને જમીન પરથી તો શું પણ બંદરમાં પડેલા બારકસોને પણ એ કુંપનીના માનેજરનો વાવટો જણાય છે.

---

## ચીના માછીમારોનાં બારકસો.

---

ચીનાઈ સમુદ્રમાં ચીના માછીમારો પોતાના કુટુંબ કબીલા સહીત પોતાનાં બારકસોમાં રહેછે. તેઓ ત્રણસો, ચારસો મેલ સુધી સમુદ્રમાં ફરી

મોટી મોટી માછલીઓ પકડીને પોતાના બારકસમાં મુકવી ચીનાઈ રાજના દેશોદેશ બારકસોની માર્ફતે વેચે છે. તેઓને આગળની જગ્યાઓ જે ગામમાંથી સસ્તી કીમતે મળી આવે તે ગામમાંથી ખરીદ કરી પાછા મોટા સમુદ્ર તરફ નિકળી જાય છે. એ બારકસનો દેખાવ અરબસ્તાનનાં નાહાના બારકસો જેને ગંજ કરી કેહેછે, તેવા અથવા કચ્છનાં મોટા કોટીઆ જેવાં હોય છે. એ બારકસોના બે ડોળ ઉપર સાદડીના જુદા જુદા સઢ ચહડાવેલા હોય છે, એ બારકસમાં પુરૂષો બચ્ચાં છોકરાં અને સ્ત્રીઓ આણંદથી અને એક સંપથી રહી શરીરે પુષ્ટ થયેલા હોય છે. એ બારકસનું કામ કરવામાં બચ્ચાં વગરની સ્ત્રીઓ, અને બચ્ચાંવાળી સ્ત્રીઓ પોતાના નાહાના બાળકોને પોતાની પીઠ ઉપર બાંધી હિંમતથી બારકસ ખેડે છે, એટલુંજ નહી પણ છોકરા છોકરીઓ પણ એવું હિંમત ભરેલું કામ કરવાને પછાત પડતા નથી. કોઈ વખતે સમુદ્રમાં સ્ત્રીઓને ઉતરવું પડેછે તો પોતાના બાળક સહીત એકાએક હિંમતથી ઉતરી પડે છે. ભાગ જોગે વા, વરસાદ નિકળી આવ્યાથી એવી બોટોને સમુદ્રના મોજાથી આચકા ઘણા લાગેછે, તેણે કરી એકાએક ગફલતમાં રેહેનારાઓ સમુદ્રમાં પડી જાય છે, અથવા કામને અર્થે કુદી પડે તો તરત પાણીમાં તરીને બારકસ ઉપર ચહડી આવે છે. એવી સ્ત્રીઓ પોતાનો અને નાજુક બાળકનો કિમતી જાન બાહાદુરીથી બચાવે છે. કોઇ વખતે માઠાં ભાયગે મોટું તોફાન નિકળ્યાથી બારકસ હાથમાં નહી આવ્યું તો પોતાનો અને બાળકનો જાન બરબાદ થાય છે. એવા સેંકડો બારકસો સમુદ્રમાં ફરતા જણાય છે, તેમાં એક એક બારકસોમાં એવી સ્ત્રીઓ, પાંચ, દશ, હોય છે. એ ઉપરથી સવાલ ઉઠેછે કે એક બારકસમાં એટલી સ્ત્રીઓ ક્યાંથી આવે છે? તેનો ખુલાસો આ જગ્યાએ અગાઉથી કરવો જરૂરનોછે, કેમકે એ બારકસમાં એક કુટંબનાં બેચાર પુરૂષો હોય છે, અને ચીનાઓમાં એવી રીત છે કે, પુરૂષો પોતાની મરજી પરમાણે ચાર, પાંચ,

સ્ત્રીઓ પરણે છે. ચીનાઓ મોટી ઉમરની સ્ત્રીઓ સાથે પરણ્યા પછી તેની ઉમરમાં દશ, વીશ બાળકોનો જન્મતો સેહેલાઈએ થાય છે. ઘણું કરી એવી સ્ત્રીઓ એક વર્ષ થયાની અગાઉ બીજા બાળકનો જન્મ આપી શકે છે. કોઈજ સ્ત્રી એવી જણાયછે કે તેઓને બે, ચાર બાળકો નો જન્મ આપ્યો હશે; પણ સેંકડો સ્ત્રીની આગળ પાછળ ફરતાં નાહાના મોટાં પાંચ, દશ, બાળકો હોય છે; એટલુંજ નહી પણ વીશ-પચીશ બાળકનો જનમ પોતાની આખી ઉમરમાં આપી શકે છે. એ દે-શમાં વગર બાળકની સ્ત્રી ભાગ જોગે કોઈજ ગૃહસ્થનાં કુટુંબમાં હશે. તેવી સ્ત્રીઓના લક્ષણ ઉપર વધારે શક ઉત્પન થાય છે, કે એ ગૃહસ્થની સ્ત્રી થઈ બાળકનો જન્મ આપતી નથી તેનું કારણ શું હશે? ચીનાઓનો મોટો વિસ્તાર થવાનું એટલું માલમ પડે છે કે ઇશ્વર કૃત્યથી એ દેશનાં રેહવાસીઓને બાળકની વૃધી વધારે થાય છે, અને એક એક પુરૂષને ચાર ચાર, પાંચ પાંચ સ્ત્રીઓ હોવાથી એક કુટુંબનો થોડા વર્ષમાં મોટો વિસ્તાર થઈ પડે છે. સાધારણ પુરૂષને લગન કરવામાં વધારે મોટો ખરચ થતો નથી, એટલુંજ નહી પણ એક પુરૂષને બે, ચાર સ્ત્રી સાથે લગન કીધાથી તે સ્ત્રીઓના સંપમાં ઘટાડો થયાને બદલે વધારો થાય છે. ચીનાનાં કુટુંબ સંપીલા થઈ સઘળો સંસાર ખુબીથી ચલાવે છે, એટલુજ નહી પણ પોતાના કુટુંબના વડા એટલે માતા, પીતા હોય તેને કુટુંબના સઘળા માણસો આધીન થઈ સંતોષથી દિવસ ગુજારે છે. એ ઉપરથી આપણો દેશ કેટલો અસંતોષી છે તેનો દાખલો આપતાં મોટું પુસ્તક થાય, પણ તે-ટલી લખનારની કલમ શકિત ધરાવતી નથી, તેણે કરી થોડા દા-ખલા અત્રે આપવા જરૂરના જાણી લખ્યા છે. પેહેલું તો સ્ત્રી સાથે લગન કરતાં મોટો ખરચ થાય છે, અને તે સ્ત્રીને સોના રૂપાના દાગીના આપવા જોઈએ તે ઉપર મોટો ખરચ કરવો પડે છે. એટલુંજ નહી પણ નાહાની વયના છોકરા, છોકરીનાં લગન કરવાની રીત અસલથી

હોવાને લીધે મોટી ઉમરની સ્ત્રી, પુરૂષને લગન કરવાને મળી આવતી નથી. બીજુ એક સ્ત્રી સાથે લગન કીધા તો તેનો મોટો ખરચ થયાથી બીજી સ્ત્રી સાથે લગન કરવાને બની શક્તુ નથી. તેમ થયાથી સઘળાના સંપમા બગાડો થાય. વળી અનેની સ્ત્રીઓ ઉદ્યોગી નહી હોવાથી પેદાસ કરતા વધારે ખરચ થયાથી ગરીબી અવસ્થામા આવી પડે છે. ચીનદેશની રીત પરમાણે હલકા વર્ગના સ્ત્રી પુરૂષો ખેતી વાડી, અથવા બાગકસોનુ કામ કરે છે, અને ચહડતે દરજ્જેના સ્ત્રી પુરૂષ હુનર અથવા કારીગરીનુ કામ કરેછે, તેણે કરી તેઓના કુટુંબ કબી-લાના ભરણ પોષણને વાસ્તે સ્ત્રીઓથી મોટી મદત મળેછે. એવી રીત અને ન હોવાથી પુરૂષ ઉપર વધારે બોજો આવી પડેછે. તીજુ અ નેની સ્ત્રીઓને બાળકોનો વધારો ન હોવાથી વિસ્તાર વધી શક્તો નથી અને કોઇ ભાગ્યવાન સ્ત્રીને બાળકો વધારે થયાથી તેના ભરથારને સારો ઉદ્યોગ નહી હોય તો વધારે સકટ ભોગવવું પડે છે. અનેના સઘળા લોકો વેપારે અને ચાકરીએ લાગેના છે, તેઓની સ્ત્રીઓ પોતાના બચા છોકરાની અને ઘર સભાળવાની ખટપટમા રહ્યાથી કોઈ તરેહથી પુરૂષને વેપાર અને ચાકરીમા મદદ કરી શકિત નથી, એટલુ જ નહી પણ તેઓ ભણેલી ગણેલી ન હોવાથી આડા ટેડા ખરચ વધારીને કરકસર કરે છે અને કુટુંબ કબીલામા કજીઆ કંકાશના બીજાવાથી નુકસાની કરે છે. તે દેશમા માતંન રહેવાની કેટલીએક જગ્યા મળેછે, તે જગ્યાની આજુ બાજુએ મીઠા પાણીની નેહેરો હોય છે, તેની પાસે કુટુંબના થો ડા માણસો ખેતી વાડીનું કામ કરીનાથી આગરી મેળવીને વધારે ઉપજ કરી શકેછે, અને કેટલાક હુનરના બળથી કુટુંબને વધારે મદત કરી શ કે છે. એવી જગ્યા અનેને નહી હોવાથી અનેના રેહેવાસીઓને રેહેવા લાયકની જગ્યા મળી આવતી નથી, તેણે કરી મોટા શેહેરોમા જઈ ભા ડેની જગ્યા લઈ રહે છે, ત્યા ગયા પછી કોઈ ચાકરી, તો કોઈ હુનર અને કોઈ વેપારના કામમા લાગુ પડી જાય છે. એવી રીતે બનાવ બન્યાથી એક, બ જણ કુટુંબમા પેદા કરનાર હોયતે ઉપર સઘળા

ખરચનો આધાર રાખવો પડે છે, અને તેઓને પોતાનાં કુટુંબના કબીલાની બીજી પોશાકીની તજવીજ એબજાને રાખવી પડે છે. એવી રીતે ચીન દેશમાં દીઠું નથી. વૃદ્ધ અવસ્થામાં કુટુંબના વડા થાય તેઓને સઘળા સંસારી કામ કાજમાંથી નીકળા કરી બાકીના સઘળા ઉદ્યોગ પાછળ લાગીને પોતાના આખા કુટુંબને સુખી કરે છે. કેટલાક ભલા અને લાયકી ભરેલા માછીમારનાં બારકસો ચીનાઈ સમુદ્રમાં ફરતા રહેછે તેણે કરી પરદેશી આવતા અને જતા બારકસોમાંથી કોઈ આફતમાં આવી પડયું હોય તો તે વેળાએ એ માછીમારના બારકસો ઘણા ઉપયોગી થઇ પડે છે. એ સમુદ્રમાં હિંદુસ્થાન અને યુરોપખંડનાં સેંકડો મોટા મોટા બારકસોની આવ જાવ બારેમાસ થાય છે, તેમાં કોઈ બારકસ માઠાં ભાગ્યે સમુદ્રમાં તોફાનમાં સપડાયું હોય તો તે વેળા એ ભલા માછીમારો પોતાના બારકસો ઝડપથી લઇ આવી નુકસાની પામેલા બારકસોના માણસો અને ઉતારૂઓ અને તેઓના કીમતી માલને પોતાનાં બારકસમાં બાહાદુરીથી લઇ લેછે. એવી રીતે ઘણી વેળા બન્યું છે. એક વખતે મુંબઇને વાસ્તે મેલ લઈ સ્ટીમર રોગ હાંગકાંગથી ૧૮૫૪-૫૫ ના સાલમાં નિકળી ચીનાઇ સમુદ્રમાં ચાર પાંચ દિવસ ચાલી એટલામાં એ મોટા બારકસને નુકસાન થયું. તેણે કરી એ બારકસના માણસો અને ઉતારૂઓના જાન માલને કેટલાક દિવસ સુધી મોટા તોફાનમાં રહેવું પડયું; પછી આખરે જાલી બોટો ઉતારી થોડા થોડા માણસો અને ઉતારૂઓને ઉતારી મુકયા હતા. પણ તેઓના સારા ભાગ્યે ભલા માછીમારોનાં બારકસો એ લતામાં મળવાથી તાત્કાળ તે બોટોમાંથી માણસો અને ઉતારૂઓને પોતાનાં બારકસમાં ઉતારી લઇને સારી માવજતથી હાંગકાંગનાં બંદરમાં પોહોચાડયા હતા; વાસ્તે તે ભલા માછીમારોને સરકારે સારૂં ઇનામ આપ્યું, એટલુંજ નહી પણ સ્ટીમરનાં માણસોએ અને ઉતારૂઓએ પણ પોતાની શક્તિ પ્રમાણે એ માછીમારોને ઇનામ આપ્યું હતું.

---

## ચીનાઇ જંક.



માલ ભરી ચીનાઈ ગજના દેશો દેશની નદીઓમાં અને સમુદ્રમાં બારેમાંસ ફરે છે, તે બારકસને "જંક" કેહે છે. તેનો દેખાવ અજાએબ જેવો જણાયછે. એ બારકસનો પાછલો ભાગ ઘણો ઉંચો હોય છે, ત્યાં બારકસનાં સ્ત્રી અને પુરૂષોને બચ્ચાં છોકરા સાથે રેહેવાને તેના ઉપલા ભાગમાં ઓરડા કરેલા હોય છે, અને નીચે તો સઘળો માલ ભરવાનો મોટોએક ઓરડો ગણેછે. એ બારકસનો દેખાવ આરબી મોટા બારકસ એટલે બગલાના જેવો હોયછે. એવા ચીનાઈ જંકને કોઇજ એનો શ્રીમંત અથવા સોખીલા ધણી હોય તોજ પોતાનાં બારકસને રંગી અને નકશીદાર બનાવી ખુબસુરત કરેછે; પણ ઘણું કરીને તો ચીનાઈ બારકો સાદા દેખાવનાજ હોય છે. આગલો ભાગ નીચો થાય છે પણ તે તરફ લાલ રંગથી રંગીને માણસોની આંખો જેમ ચેહેરા ઉપર હોય છે, તેવી રીતે મોટી મોટી આંખો ખુબસુરત રંગથી રંગીને બારકસનાં મુખડા ઉપર કરે છે, તેથી વિચીત્ર દેખાય છે. એવા બારકસ ડુકી ચાલના થાય છે, કારણ તેના તળીઆં સંગીન અને મજબુત કરેલાં હોય છે; એટલુંજ નહી પણ ધીમી ચાલના મોટા બારકો બનાવેછે, કેમકે તોફાની સમુદ્રમાં એવા મજબુત બારકો મોટા મોટા આચકા ખમીને લાંબા દીવસ ટકી શકેછે; પણ મોટી મોટી નદીઓમાં એવી રીતના સંગીન બારકો પાણીની તાણથી એકાએક પસડાઈ જતાં નથી. તેને ચલાવવાને સેંકડો માણસો હંમેસાં કુટુંબ કબીલા સહીત રેહેલાં હોય છે. સઘળા કુટુંબ કબીલાનું રેહેઠાણ અને વતન એજ બારકસ છે. એ બારકસના રેહેવાસીઓના બચ્ચાંઓના જનમ એમાંજ થાય છે, અને મરણ પણ એમાંજ થાય છે, તેથી કરીને એ લોકોનું હંમેસાનું રેહેઠાણ બારકસ હોય એવું જણાય છે. કેટલાક બારકસવાળાઓને વધારે મા-

ણુસોની અગત્ય પડવાથી દેશો દેશ ફરતાં કોઈ ગામને કીનારેથી બારકસ ચલાવવાની માહેતી વાળા માણસોને ચાકરીએ રાખે છે, તે માણસોને ખોરાકી આપીને પગાર પણ આપવો પડે છે. એવા બારકસોને બે, ત્રણ મોટા નાહાના ડોળ હોય છે. એના દરેક ડોળ ઉપર ચાર પાંચ સાદડીના સડ ચહડાવે છે. એ સડોમાં જોરથી પવન ભરાયો તો બારકસો સારી રીતે ચાલે છે; પણ પવન નહી હોય તો મોટી હલાકી બારકસનાં માણસોને ખમવી પડે છે. તે વેળાએ એક બાજુએથી પચાસ સાઠ સ્ત્રીઓ અને પુરૂષો ભેગા થઇ હલેસાં મારે છે, તોપણ ભારી વજનના બારકસો એટલા હલેસાં મારયાં છતાં જોરથી ચાલતું હોય તેમ દીસતું નથી. એ બારકસો ચાર, પાંચ હજાર પીકલ કરતાં પણ વધારે વજન ઉપાડી શકે હેવા મોટા હોય છે. એ બારકસો ચીનના સઘળા મુલખે મુલખ ફરે છે એટલુંજ નહી પણ સઘળી નદીઓને રસ્તે ચીનાઈ રાજનાં પાદશાહી પાય તખત પીકીન શેહેર સુધી જાય છે, અને જાપાનનાં સઘળા દેશો દેશમાં પણ ફરે છે.

કેટલાક બારકસોનાં ધણીઓ પોતે વેપારી હોવાથી વેપારનાં ફાયદા ભરેલો માલ પોતાના બારકસમાં ભરીને ચીનાઈ રાજનાં સઘળા દેશો દેશ ફરી એક દેશનો માલ ખરીદ કરી બીજા દેશમાં સારો ભાવ ઉપજાવી વેચેછે, અને બીજા દેશથી ચીનાઈ માલ ખરીદ કરી તીજે દેશ વેચે છે. એવી રીતે પોતાનો વહીવટ સુખ ત્યારીથી બારકસોમાં મુસાફરી કરી ચલાવેછે. એ વેપારીનાં બારકસમાં સઘળાં ગરીબ ખલાસીઓને નફાનો થોડો ભાગ અને ખોરાકી આપી રાખેછે અને કેટલાક તો જુજ પગાર અને ખોરાકીજ આપે છે. કેટલાક શ્રીમંત વેપારીઓના બારકસોમાં એક મુખ્ય ચીનાને કપતાનની જગ્યાએ બારકસનો ભાગીઓ ઠરાવી રાખેછે. તેઓ નોરથી માલ બારકસમાં ભરીને એક દેશથી બીજે દેશ પોહોચાડેછે, તેમજ થોડો ઘણો ફાયદો મેળવવાને પોતે વેપાર કરવાને માલ પણ ખરીદ કરેછે, તે માલ બીજા દેશાન્તરમાં ગયાથી વેચેછે. એવી રીતે બા-

તરફ ગયો હતો. તે વેળાએ એ ચીનાઈ જંકમાં છસો ખલાસી અને ચારશો સીપાહીઓ એ બારકસની સંભાળને વાસ્તે બારકસનાં ધણીએ રાખ્યા હતા. એ બારકસની આજુ બાજુએ કેટલાક કુંડાં મુકેલાં હતાં, તેનાં લીલોતરી ઉપજાવી ખોરાકનાં કામમાં લાવતા, તેણે કરી તાજી લીલોતરીનો ખોરાક મળી આવતો હતો. એ ઉપરથી એટલું તો ચોકસ માલમ પડેછે કે ઉપર લખેલો મુસાફર ચીન તરફ ગયો તેની સેંકડો વરસ આગાઉથી ચીન સાથે હિંદુસ્તાનનો વહીવટ હતો; પણ તે વેળાએ એ બારકસની સંભાળને વાસ્તે સીપાહીઓ રાખેલા હતા તેથી એટલું સાબીત થાયછે કે એ બારકસોને તે વેળાએ વધારે ધાસ્તીમાં રેહેવું પડતું હતું તેણે કરીને હિંદુસ્તાનની સાથેનો વહીવટ એવા બારકસોનો દીન પરદીન બંધ પડયો હતો, અને હાલનો મલાકાના દેશ સુધી વેપારને અર્થે આવજાવ કરેછે.

---

## કારગો બોટ.

---

એ બાગનાં બંદરમાં બારે ફેરવવા સારૂ સેંકડો કારગો બોટ છે. તે બોટો માલ ભરવા લાયકની હોય છે, તે મોટા બારકસો ઉપરથી માલ ભરી કીનારે લાવેછે, અને કીનારેથી માલ ભરી મોટા બારકસ ઉપર પોહોચાડી આવેછે. મુંબાઈની પચીસ, તીસ ખાંડી જેટલા બોજનો માલ ભરી શકાય એવી મોટી બોટ હોયછે. એ બોટોની પોહોળાઈ દશ, પંદર ફુટની અને લંબાઈ ચાલીસ, પચાસ ફુટની અને તે ઘણી સરસ ચાલની હોયછે. તેના એક, બે ડોલ ઉપર બે, ચાર સાદડીનાં સઢ ચહડાવે છે, અને તે સઢ ચહડાવવાની ગોઠવણ એવી તો સેહેલી કરેલી છે કે, એક માણસ તે કરી શકે છે. સુકાન પાસે પુરૂષ કે સ્ત્રી બેમાંથી એક માણસ બેઠું હોવે, તે મરજી પરમાણે ડોળ ઉપર સઢ ચહડાવવો હોય અથવા ચહડાવેલા સઢમાં ફેર ફાર કરી ઉતારવો હોય અથવા બાંનો

શઢ ચઢાવ્યો હોય તો તે પોતાની જગ્યાએ બેઠાં બેઠાં એક હાથે સુકાનનું લાકડું પકડી બીજે હાથે એક દોરડું ખેંચે એટલે તેની મરજી પ્રમાણે ડોળ ઉપર શઢ ચઢી જાય છે અથવા ઉતરી પડે છે અને આ પાછો થઈ શકે છે. એવી ગોઠવણ કરવાને આડા અવળા દોરડાં બાંધી સઘળો આધાર એક દોરડા ઉપર લાવી ગએછે જ્યારે પવન જોરથી ફુંકતો હોય ત્યારે એ સઢોથી બોટો ઘણી ઝડપથી જાય છે, અને જ્યારે પવનસ્થીર હોય ત્યારે માલ ભરેલી બોટને બે જણ હલેસાં મારી જોરથી ચલાવી શકેછે એ બોટો એવી તો સરસ ચાલની બાંધેલી હોય છે કે સડથી અને હલેસાથી ચલાવવાને કંઈ મુશકેલ પડતું નથી. એવી બોટોનાં તળીઆના પાટીઆ વાંકા લાકડા સાથે કળાસી બંધ જડેલા હોય છે, તેની માહેલી તરફથી મજબુત કળાસી બંધ બીજા પાટીઆં જડે છે, એ પ્રમાણે બેવડા પાટીઆથી આખી બોટ તૈયાર કરેછે, તેણે કરી એવી બોટોના તળીઆમાંથી સમુદ્રનુ પાણી બીલકુલ આવતું નથી. એવી બોટ એક કુટુંબના માણસો વેચાતી લઈ અથવા નવી બોટ કરાવી તે મધે કુટુંબ સહીત રેહેવાને બોટની એક બાજુએ ઓરડો કરેલો હોય છે, તે મધે રસોઈ કરવાની જુદી જગ્યા કરેલી હોય છે, તેણે કરી બેઠેલા ઉતારૂઓને અથવા ભરેના માલને એ રસોડા મધેનો ધુમાડો લાગતો નથી. એવી ઘણી સરસ ગોઠવણ બોટોમા કરેલી હોય છે. તેમા સઘળા માણસો સતોષથી રહી આખો જનમારો આણુદમાં ગુજારેછે એ બોટમા માલ ભરવાને વચમા મોટો ઓરડો કરેલો હોય છે, તેની આજુ બાજુએ સઘળા પાટીઆ જડી લીધેલા હોયછે, અને તેની ઉપર મજબુત પાટીઆનુ તુતક કરેલું હોયછે, અને તેની વચમાં એક ઢાકણું હોય છે, તે વા, વરસાદ અને તાપ પડતો હોય ત્યારે બંધ કરેછે, તેણે કરી માલને હરકત થતી નથી, એટલુંજ નહીં પણ માલ ધણીને એ બોટ વાળાની ખાતરી ન હોવાથી ભરેલા માલના ઓરડાને તાળું મારી મેલે છે.

એવી માલ ભરવાની બોટોના કેટલાક ભલા માણસો હોય છે; તે પોતાની બોટમાં માલ ભરે છે, તે માલને નુકસાન થવા દેતા નથી; પણ કેટલાક લુચ્ચા માણસો પોતાની બોટોના ભંડારમાં માલ ભરીને તેનું ઢાંકણું ઢાંક્યાં છતાં પણ તે માંથી માલ ઉડાવી દેછે. એ ઉપરથી સવાલ ઉઠેછે કે માલ ધણીઓની આટલી બધી ચોકસી છતાં ભંડાર માંહેથી માલ કેમ ચોરાતો હશે? તેવા સવાલ કરનારને જુજ ખુલાસો કરી આપવો જોઈએ, એ બોટમાં માલ ભરવાનો મોટો ઓરડો રાખે છે, તેની આજુ બાજુએ પાટીઆં જડેલાં હોય છે, તેની પાસે બોટના ધણીઓને રેહેવાની જગ્યા કરેલી છે તેમાંથી છુપું એક બારણું રાખેલું હોય છે, તે બારણું ઉઘાડીને માલ ભરેલા ઓરડામાં જઇ માલના દાગીનાં ઉએડી તેમાંથી જેટલો જોઈએ તેટલો માલ કાહાડી લઈ પાછા દાગીનાં બરાબર સીવી સાંધી તૈયાર કરીને બરાબર ગોઠવી મુકેછે. એ બોટવાળાઓને એવું કરમ કરવું હોયછે તારે તે કરી શકેછે. એ બોટ મોટા બારકસો ઉપરથી માલ ઉતારી લઈને કીનારે જતાં અથવા બંદર ઉપરથી માલ ભરી મોટા બારકસ ઉપર લઇને જતાં ઝડપથી માલમાંથી ચોરી કરી લે છે. માલ ધણી બોટમાં બેઠેલો હોય તેછતાં પણતેને ખબર પડી શકતી નથી, કેમકે માલ ધણીતો ભરેલા માલના ઓરડાનું ઢાંકણું ચોકસાઇથી બંધ કરીને બેસે છે; પણ લુચ્ચા બોટવાળા એવી રીતે માલ ધણીને છેતરેછે કે, તેને જરાપણ ખખડાટ બબડાટનો સંણસારો માલમ પડતો નથી. સને ૧૮૫૭-૫૮ નાં સાલમાં હાંગકાંગના બંદરમાં સ્ટીમર કલકતેથી અફીણ ભરીને આવી હતી, તે ઉપર એક મારવાડી વેપારીનું એકજ માણસ માલ ભરવાની બોટમાં બેસી સ્ટીમરઉપર ગયો, તે સ્ટીમરમાંથી કેટલીક અફીણની પેટીઓ તે બોટમાં ઉતારીને હાંગકાંગનાં બંદરમાં આવવું જોઇએ તેને બદલે લુચ્ચા બોટોવાળા બીજા પાહાડના ખાંચામાં બરેલી બોટને લઈ ગયા, તેનું ઠર ઠેકાણું કંઇ લાગ્યું નહીં અને પેલો મારવાડી પણ પાછો આવી શક્યો નહી. એવી રીતે લુચ્ચાઓ માણસને

મારી માલ હજમ કરી જાય છે. એ મારવાડી વેપારીનું મોટી રકમનું આવીનું લુચ્ચા બોટવાળા લઈ ગયા એટલુંજ નહી પણ તેના ગરીબ મારવાડી સારનો પણ પત્તો લાગ્યો નહી, તે બચારાના જાનથી આવરતા થઈ હશે તે પણ જાણવામાં આવ્યું નથી. એવા લુચ્ચા બોટ વાળા અજાણ્યા અને ગફલતી પરદેશીઓને લૂટીને રગાગનું કામ કરવાને ચુકતા નથી, પણ બીજા કેટલાક ભલા માણસો છે તે એવું કામ કરવાથી દુર રહે છે. ભલા બોટવાળાઓ લુચ્ચા બોટ વાળાઓને પોતાથી દુર ગણે છે, કેમકે લુચ્ચા બોટવાળાઓ ઘણુ કરીને પોતાની બેટો ગીતગન બન્દર નગર આવેના બદર કીનારે રાખેછે.

અવેના બદરમાં માલ ભરવાના પડાઉની બાંધણી નખાણના ઢોગનથી કેમકે તેને વાંકા લાંબા રાથે એવડા પાટીઆ જડેછે, ટીપ કરી નળીઆમથી સમુદ્રનુ પાણી આવેછે, અને વખતે વધારે પાણી આવ્યુ તો માલની ખરાબી થાય છે, ને વળી એ પડાઉઓ ઝડપથી ચાલી શકતા નથી. એ બારસ ભાડી નજરના થાય છે, તે મોટા મોટા બારકસો ઉપરથી માલ ભરી જાતે છે. અને કીનારેથી માલ ભરી મોટા બારકસના મચકારે છે. એ પડાઉઓમા માલ ભરવાની જગ્યા ખુલી રએ કે એવી કે માર રાની વચમાથી માલ ભરવાને બે ભાગ કરેલા હોય છે તે ઉપર તુતક અથવા જુદા જુદા ઓરડા રાખવામા આવતા નથી, એટલુંજ નહી પણ માલ ભરીને ઢાંકણુ દેવાને રાખતા નથી માલ ધણીને પોતાનો માલ ભરી તાળુ મારવું હોય તો તે બની શકતુ નથી. એ બારકસમા માલ ધણીઓને અથવા ખલાસીઓને બેસવાની ઓરડી રાખતાનથી, પણ પાછલા ભાગ ઉપર થોડીક પાટીઆ જડી ફક્ત કરેલી હોય છે, તે ઉપર બેસે છે, પણ તા. વરસાદ, તડકો હોવાથી એવા બારકસમા ઉતારૂ, દાખલ અથવા માલ ધણીને સમુદ્રમા કામને અર્થે જવુ હોય તો હલાક થાય છે. એ બારકસને એક રાળ હોય છે તે ઉપર એક મોટો સઢ ચઢાવે છે, તેમાં જોરથી પવન ભરાયો તો બારકસ ઝડપથી

ચાલે છે, અને પવન નં હોય તો હલેસાં મારીને ચલાવે છે તો પણ બારકસ ઝડપથી ચાલી શકતું નથી; પણ એક દિશાએથી બીજી દિશાએ ફેરીયાં કરી દિવસ ગુજારે છે.

---

## ભાડાની પુલીન બોટ.

ઉતારૂઓને મોટા બારકસ ઉપર ચહડવાને અને બારકસ ઉપરથી ઉતરી આવવાને અને સોખીલાઓને સમુદ્રમાં ફરવાને એ બંદરમાં સેંકડો પુલીન બોટો ભાડેની મળી આવે છે. તેની લંબાઇ તીસ, ચાલીસ ફુટ અને પોહોળાઈ ત્રણ, ચાર ફુટ હોયછે. એવી બોટો સારા સોભીતા રંગથી રંગેલી હોય છે, તેનાં તળીયામાં વાંકાં લાકડાની અથવા લોખંડની પટીઓ કરીને બેવડાં પાટીઆં જડેછે; તેણે કરી સમુદ્રનું પાણી તળીએથી આવતું નથી. એ બોટના ઉપલા ભાગ ઉપર પાટીઆં જડીને તુતક બનાવેછે, તેના ઉપર સફેદ, લીલોરંગ લગાડી ચકચકીત કરેછે, તેના પાછલા ભાગમાં નાજુક સુકાન રાખેલું હોયછે, તેના પાટીઆંના છેડા ઉપર બીજું રંગીન પાટીયું અથવા પીતળના દાંડા કરેલા હોયછે, તેને બેહુ છેડે સોભીતી રેશમી બે દોરીઓ બાંધેલી હોયછે. એ બોટનાં સુકાન તરફ ઉતારૂઓને બેસવાની સોભયમાન બેઠક કરેલી હોયછે. એ બેઠક ઉપર ત્રણ બાજુએ નરમ ગાદીઓ બીછાવેલી હોય છે, એટલુંજ નહી પણ તે ઉપર કાપડની ગેહેગપદાર છતરી બાંધેછે. એ પાછલી બાજુની બીછાવેલી ગાદી ઉપર ઉતારૂને બેસાડી તેના હાથમાં સુકાન ફેરવવાની બે દોરીઓ એ બોટ વાળા આપેછે, તેણે કરી ઉતારૂને જે દિશાએ બોટ ચલાવવી હોય તે તરફની એક દોરી ખેંચેછે એટલે તે તરફ વળેછે, અને બોટ વાળા રોજ ઉપર સઢ ચહડાવે છે અથવા હાથમાં હલેસાં પકડી હલેસાં મારેછે એટલે બોટ ચાલુ થાય છે. એ બોટો એવી તારીફ

કરવા લાયેકની બાંધેલી હોયછે કે બે, ત્રણ માણસો હલેસાં મારેછે, અથવા કોળ ઉપર નાહાના નાહાના કાપડના સડ ચહડાવેછે તેણે કરી ઘણી ઝડપથી ચાલેછે.

એ બોટના માણસો, એક કુટુંબના, એક પુરૂષ અને તેની બે, ત્રણ સ્ત્રીઓ મળી વેચાતી લઈ અથવા નવી કરાવી ભાડે ફેરવેછે, તેની ઉપજ માંથી પોતાનું ગુજરાન ચલાવી સંતોષથી બોટમાંજ રેહેછે. એ બોટમાં દશ, પંદર ઉતારૂઓ સારી સુખાકારીથી બેસી શકે હેવી સઘળી ગોઠવણ કરેલી હોયછે. કેટલાક શોખીલા પારસીઓ પાંચ દશ મિત્રો એકઠા થઈ એવી સુંદરી બોટોમાં બેસી ઓરાકીની જણસો સાથે લઈ બંદરમાં અથવા બંદરની બાહાર મોજ મહજા કરવાને જાયછે, તે વેળાએ ખાનાર પીનાર શોખીલાને ચમન ગુજારવાને બની આવે છે. બારકસમાં મોજીલા સોખીલાઓને વાસ્તે સઘળી પરકારની લાયેક ગોઠવણ કરેલી હોયછે.

---

## ખાનગી પુલીન બોટ.

એ બંદર કીનારે શ્રીમંત અંગ્રેજોએ ખાનગી પુલીન બોટો રાખેલી હોયછે, પણ નાહાની પુલીન બોટોને વાસ્તે કીનારે બોટહાઉસ બાંધેલું છે, તેમાં બોટો ચહડાવી રાખે છે. મોટી પુલીન બોટોના જેવી તો અત્રેનાં બંદરમાં આવતાં જાતાં મોટા બારકસોની બોટો ઘણી ફરતી નજરે પડેછે તેવી હોયછે; પણ નાહાની પુલીન બોટોનો દાખલો આપવાને બની આવતું નથી. એ બોટમાં એક, બે માણસો બેસી શકે એવી કેટલીક તૈયાર બોટો, હાઉસમાં ચહડાવી રાખેલી હોયછે, તેમાથી તેના માલેકો સહવાર સાંજ તેમા બેસી ફરવા જાયછે તારે તેને હાઉસમાથી એક માણસ પાસે ઉચકાવી સમુદ્રમાં મુકાવે છે, એવી હલકી હોય છે. તેની લંબાઈ પચીસ તીસ ફુટ અને પોહોળાઈ દોડ કે બે ફુટની હોય છે.

તેનો નીચલા ભાગમાં વાંકી લાકડી અથવા પીતળની પટીનાં વાંક કરી તેને બાહારથી પાતળાં પાટીઆં કળાસી બંધ તાંબાની બારીક મેઆથી જડી લે છે, અને એ વાંકની માહેલી તરફથી બીજા પાતળાં પાટીઆં ચુકોથી જોડેછે, અને એવીજ રીતે તુતક ને પણ એવડા પાટીઆંથી ગોળાકાર કળાસી બંધ કરે છે, કેમકે એ બોટનો સઘળો ભાગ પાણીમાં દબાયલો રેહે છે, માત્ર ત્રણ ચાર ઇંચ પાણીની ઉપર બોટ ખુલી દીસે છે. એક માણસને બેસવા લાયકની બોટ હોય તો તેના વચલા ભાગમાં એકજ માણસ માંહેલી તરફ પગ લાંબા કરીને બેસી શકે એટલી જગ્યા ખુલી રાખે છે, અને બે માણસોને બેશવા લાયકની હોય તો આમણ સામણ બેસી શકે એટલી જગ્યા રાખે છે. એ બોટનાં માલિક બેસી પોતાને હાથે હલેસાં મારે છે, અને પોતાની ખુસી પરમાણે બંદરમાં અને બંદરની બાહાર ફરવા જાય છે. એવી બોટમાં બેસી ઠંડીનાં દીવસમાં કેટલાક શ્રીમંત અંગ્રેજો બંદરમાં સહવાર, સાંજ સેંકડો ફરતા જણાય છે. એવી ખુબસુરત બોટો અત્રેનાં બંદરમાં ફરતી દીસ્તી નથી.

---

## બોટોની સરત.

---

એ બંદરમાં શ્રીમંત અંગ્રેજોની ખાનગી પુલીન બોટો રાખેલી હોય છે, તે મધેથી કેટલીક સરસ ચાલની બોટોની દરવરસે ઠંડીની રૂતુમાં એટલે ફેબરવારી, અને માર્ચ મહીનામાં સરત મુકાવે છે. તે વેળાએ બંદરની ફરાગત જગ્યાએ સરકારી બે ફ્રીગેટો પોતાના નામના અને સરકારી વાવટા ચહડાવીને બંદરમાં એકાંત જગ્યાએ જઈ એક બીજાથી અરધાં મૈલની વેગળાઈએ આમણ સામણ ઉભી રાખે છે, તે મધે સરકારી અમલદારો, શ્રીમંત અંગ્રેજો પોત પોતાની બોટોની મારફતે

આવીને સરત મુકાવનાર ફ્રીગેટ ઉપર ભેગા થાયછે. તે ફ્રીગેટ ઉપર સરકારી વાજીત્ર આવેલું હોયછે તે વાગવા માંડેછે તેનો સુસ્વર અવાજ સાંભળી સઘળા શ્રીમંત અંગ્રેજો અને અમલદારો બોટોમાં બેસીને આવે છે અને પાછળથી ગવરનર સાહેબ પોતાની બોટમાં બેસી રીસાલા સહીત આવી પુગે છે, એટલે સરત મુકાવવાની તૈયારી થાય છે તે બોટોની સરત એવી હોય છે કે, બીજી સરકારી ફ્રીગેટ આઘી લંગર કરી પડેલી હોય છે, તેની બાહારથી એ સરતની બોટો ફરીને પાછી સરત મુકાવનાર ફ્રીગેટ પાસે આવે તે વેળાયે જે બોટ પ્રથમ આવી પોહોંચે તે બોટ સરત જીતેછે. એ સરત મુકાવનાર ફ્રીગેટની પાસે સેંકડો અંગ્રેજોની અને ચીનાઈ મોટી નાહાની બોટોમાં ગામના રેહેનારાઓનો મોટો ભાગ આવેછે, તેણે કરી જોવા લાયકનો દેખાવ થઈ રહેછે તે વેળાએ કીનારા ઉપર માણસોની આવ જાવ થયા કરેછે, અને સમુદ્રમાં બોટોની મોટી ઠઠ મચી રહેછે તે બોટોમાં સેંકડો માણસો ભરપુર ભરેલા હોવાથી જોવા લાયક મેળો દીસેછે, પણ હાંગકાંગના પાહાડ ઉપર જઈ જોઈએ તો એક અજાએબ જેવો દેખાવ દીસેછે એ બોટો સરત મુકાવવાને લાવેછે તેમાં એક માણસ ચલાવી શકે એવી બોટની સરત જુદીજ થાયછે, તેવી બોટોને એક બાજુએ જુદીજ રાખેછે. બીજી એવીજ બોટો હોયછે, પણ તેને ચલાવવાને બે માણસો હોય, તેની બોટની સરત જુદીજ થાય છે સરત મુકતી વખતે એક એક માણસોની બોટોની સરત મુકવી હોય તે સઘળી બોટો સરતમાં એક એક માણસનીજ સરત મુકવાને એક સરખી ઉભી રાખેછે, અને બબે માણસોની બોટોની સરત મુકવી હોય તો સઘળી બોટોમાં બબે માણસો તરેહ તરેહનો પોષાક પેહેરીને બેસેછે, એવી સઘળી બોટોની એક સરખી હાર ઉભી રાખે છે. એ બોટોમાં શ્રીમંત અંગ્રેજો બેસી હાથેથી હલેસા મારેછે. એ સઘળી બોટોને સરકારી ફ્રીગેટ જે વાવટા ચહડાવેલી હોયછે તે ઉપરથી સરત મુકેછે તે બોટોને હલેસા મારી બીજી વાવટા ચહડાવેલી ફ્રીગેટ દુર ઉભી રાખેછે તેની બાહાર જઈ

તેનો ચકરાવો લઈ પાછી સરત મુકાવનાર ફ્રીગેટ પાંસે ને બોટ અગાઉથી આવે છે, તેજ બોટ સરત જીતેછે. એ બોટાની સરત હંમેસાં મુકતી વખતે તેની પાછળ સરકારી નાહાની સ્ટીમર ચાલુ રાખેછે, કારણ સઘળી બોટો એક બીજાથી ઝડપ ચાલ ચલાવવાને જોરથી હલેસાં મારેછે. તેણે કરી વખતે મોટા આચકો આવે તો ભાગ ચોઘડીએ કોઈ બોટ ઉંધી વળી જાય તો તેમાં બેઠેલા ગૃહસ્થને તરત સ્ટીમરના માણસો ઉપાડી લેછે. એવી રીતે એક એક માણસની બોટાની કેટલીક સરતો થાય છે અને કેટલીક સરતો બબે માણસ વાળી બોટાની મુકેછે. તે વેળાયે જોવા આવેલા ગામના રેહેવાસીઓને ઘણી ખુશી ઉત્પન્ન થાય છે.

---

## ચાંચીઆ ચીના.



ચીનાઈ સમુદ્રમાં ચાંચીઆ એટલે દરીઆઇ લુટારાઓના ઘણાક બારકસો ફરે છે. એ બારકસોનો દેખાવ માછીમારોનાં બારકસો જેવા હોય છે. એ બારકસો હંમેસાં ચીનાઈ સમુદ્રમાં ટોળે ટોળાં અજાણ્યા થઇ ફરેછે. પરદેશીના આવતા જતાં બારકસોવાળા જાણે કે ગરીબ માછીમારોનાં બારકસો હશે, પણ તેવા બારકસો તો ચોરીઆના હોયછે, તેમાં સેંકડો ચીના પુરષો હથીઆર બંધ છુપી રીતે બેસી રેહેછે. સમુદ્રમાં પરદેશીનાં આવતાં જતાં બારકસોની શોધ ગખતા ફરેછે, તેવામાં કોઇ બારકસ નગદી અને માલ ભરેલું દુરથી આવતું જતું જોઈ તેની આગળ પાછળ પોતાનાં બારકસો હંકારી એકાંત જગ્યાએ જઇને પડેછે. પરદેશી બારકસ નજીક આવ્યું એટલે તે વખતે ગરીબ માછીમારોની રીતે અજાણ્યા થઈ પોતાનાં બારકસો ધીમી ચાલે ચલાવે છે, તે વેળાયે પરદેશી બારકસનો ઉપરી સાવચેત અને પોતાની પાસે મજબુત લડાઈ કરવાનો સઘળો સામાન હોય તો તેની સામે લડવાની તૈયારી

રાખે ને વળી પોતાના હાથ નીચેના માણસો જો લડાયક હોય તો તે લુટારાઓનું કંઇ વળતું નથી, એટલું જ નહી પણ બારકસ ઝડપ ચાલતું અને તેનો ઉપરી લુટ કરવાના વાવટાની નીશાનીઓ જાણતો હોય તો પોતાના બારકસનો બચાવ કરવાને તેનાથી બની આવેછે; પણ અજાણ્યો કપતાન હોય તો તે લુટારા ચાંચીઆઓનો શીકાર થઈ પડેછે. ચાંચીઆઓના બારકસોનો કાફલો આવેલો જોઈ પરદેશી બારકસનો ઉપરી હુશીઆર હોય તો ચોરીઆના વાવટાની નીશાનીઓ ઓળખી પોતાનો બચાવ કરવાને સારૂ પોતાના બારકસ ઉપરથી દારૂગોળો ભરી તોપો છોડે છે, તે ઉપરથી ચાંચીઆઓની ખાતરી થાય છે કે આપણે પરદેશી બારકસ ઉપર ફાવી શકવાના નથી, વાસ્તે પોતાના બારકસો માછી મારોના બારકસોની માફક પ્રમાણે સામાસામી જાળ પકડી બારકસો વીખરાઇ જાય છે. પરદેશી બારકસ ઝડપ ચાલતું ન હોય અને તેનો ઉપરી સાવચેત ન હોય તો ચોરીઆના બારકસો આસતે આસતે પરદેશી બારકસની આસ પાસ ચાલતાં ચાલતાં નજીક આવી તુરત તેને પેરી તે ઉપર હથીઆર બંધ લુટારા માણસો ચહડી જાય છે તેવાજ પેહેલવેહેલા પરદેશી બારકસ માંહેલા સઘળા માણસોને સોધી સોધીને કતલ કરતા છુટે છે, પછી પરદેશી બારકસ માલ સુધાં ચાંચીઆઓ ચલાવી પોતાનાં ગામનાં કોઈ પાહાડના ખુણામાં લઈ જઇ માલ અને નગદી ખાલી કરી બારકસ ભાગી નાખેછે અથવા સળગાવી દે છે.

---

## લખનાર મુસાફર ઊપર ગુજરેલી આફત.

---

હોંગકોંગનું બંદર વેપારનું મોટું મથક હાલમાં થયેલું છે; પણ એ બંદરેથી આપણો માલ સારેભાવે વેચવાને અને ચીનાઈ માલ કીફાયતે

ખરીદ કરવાને અને બીજા વેપારના કામસાર કંતાન અને મકાઉમાંહર વખત જવું પડેછે, વાસ્તે એ બંદરો ખાતે દરરોજ ઝડપથી ચાલનારી સ્ટીમરને જવાનું થાયછે. એ સ્ટીમર એક કલાકમાં પંદર કે વીશ મૈલ જાય એવી હોય છે. એવી નાહાની સ્ટીમરો અમેરીકાથી બનીને આવે છે, તેમાં પરદેશીઓને બેસવાની સારી ગોઠવણ કરેલી હોય છે; પણ તેમાં ચીનાઓને વાસ્તે એક બંધીઆર ઓરડો રાખે છે, કારણકે લુચા ચીનાઓએ અગાઉ એવી સ્ટીમરો ઉપર ઘણી વખત દગલબાજી કરેલીછે, માટે બંધીઆર ઓરડો રાખવો પડેછે. એ સ્ટીમર દરરોજ આવ જાવ કરે છે; પણ કોઈ વખતે બારકસને અથવા સાંચાને હરકત થાય છે, તેથી તેની મરામત કરવી પડે છે, તે વેલાયે વેપારનાં અગત્યનાં કામને વાસ્તે એકા એક જવું હોય તો એવી નેમેલી સ્ટીમરો મળી આવતી નથી. બીજી નાહાની નાહાની સ્ટીમરો બે ત્રણ હાંગકાંગથી માલ ભરી કંતાન અને મકાઉ જાય છે, અને ત્યાંથી પાછી આવે છે ત્યારે કંતાન અને મકાઉથી માલ ભરી હાંગકાંગમાં લાવે છે. એ સ્ટીમરો નાહાની અને ટુંકી ચાલની હોય છે, તેથી પરદેશીઓ ઉતારૂ દાખલ તેમાં જતા આવતા નથી. પણ અગત્યનાં કામને વાસ્તે કોઈ વેળાયે પરદેશીઓને ઉપલા બંદરો ખાતે જવું પડે તો પોતાનો જાન જોખમમાં નાખવો એવું ધારે છે. એ ટુંકી ચાલની સ્ટીમરમાં એક સ્ટીમરનું નામ "યારનપ્રીન્સ", હતું. એ સ્ટીમર ઈસવી સન ૧૮૬૨ ના મે મહીનાની છઠી તારીખે હાંગકાંગનાં બંદરમાંથી મકાઉ જવાને નિકળી, તે વખતે તેમાં કેટલાક વેપારીઓએ આસરે અફીણની એંશી પેટી, ૨, અને બીજો પરચુરણ માલ અને નગડીના બાક્સો એવી રીતનો માલ ચડાવ્યો હતો. તે દિવસે દૈવયોગે લખનારને પોતાના ઉપરીનો હુકમ મકાઉ જવાને દશ કલાકને અમલ થયો, કે તમોએ સ્ટીમર "યારનપ્રીન્સમાં" જવું. એ હુકમ લખનારે તુરત માન્ય કરી મુકામ ઉપર આવી થોડોક ઓશીકી પોશાકીનો સામાન પોતાના ચીના ચાકર સાથે સ્ટીમર ઉપર મોકલાવ્યો. તે તુરત પાછો આવી કહેવા લાગ્યો કે આજે મકાઉ તમારે જવું લાયક નથી. લખનારે તે

બાગ ચાકરને પૂછ્યું કે કેમ એ સ્ટીમરમાં જવાને શું હરકતછે? તેનો જવાબ તે ચીના ચાકરે ખાતરી ભરેલો આપ્યો નહી. ચીનાઓના નીતિના ગ્રંથોમાં એવું લખેલું છે કે આપણા જાત ભાઈઓનો બચાવ જેટલો થાય તેટલો કરવો; પણ પરદેશીઓનો કરવો નહી, એવી રીત હોવાથી તેનો ખુલાસો ચીના ચાકરે કીધો નહી, તેનું કારણ એ છે કે તેના ગ્રંથોમાં એવી વાતો લખેલી છે તે સબબથી કીધો નહી; પણ સ્ટીમરમાં ચહડેલા ચોરીઆઓને જોઈ ખાતરી કીધી હતી તેણે કરી એ જાન બચાવનાર ચાકરે લખનારને નહી જવાની ચેતવણી આપી હતી; પણ સઘળો ખુલાસાનો જવાબ દીધો નહી, તેથી મેં ચીના ચાકરને એવો જવાબ આપ્યો કે માહારા ઉપરીના હુકમ પરમાણે મારે આ વેળાયે જવું જોઇએ. લખનાર આસરે અગ્યાર કલાકને અમલે સ્ટીમર ઉપર ગયો. તે વેળાએ સ્ટીમર હંકારવાનો વખત થયલો હતો. કેબીનમાં જઇને જોયું તો એક યાહુદી હાઈમ નામનો વેપારી, અંગ્રેજ સ્ત્રી, ફ્રાન્સ સરકારનો લસકરી સરજન અને લખનાર મુસાફર એટલા જણા પેહેલા વર્ગની પાસેજ આપી ચહડેલા હતા. એ ત્રણ પરદેશી વેપારીના રસોઈ કરનાર ચાકરઅને કેટલાક ચીના ઉતારૂઓ પણ ત્રીજા વર્ગમાં ચહડેલા હતા, તે મધે કેટલાક ચાંચીઆ ચીનાઓ હથીઆરો સંતાડી બેઠા હતા, તેની કોઈને ખબર હતી નહીં. ચાંચીઆઓનો અને ચીનાઓનો પેહેરવેશ એક સરખો હોય છે, જેથી તેઓ ઓળખાતા નથી, માટે સ્ટીમરનાં અમલદારે ઝાઝી ચોકસી કરી નહી કેમકે ચાંચીઆઓ ત્રણ ચાર દિવસ સુધી લાગ લગટ સ્ટીમર ઉપર આવ જાવ કરતા હતા, તેણે કરી બારકમનાં અમલદારોનો વધારે વિસવાસ એ ઉતારૂઓ ઉપર બેઠો હતો અને વરી એ સ્ટીમરમાં ચીનાઓને વાસ્તે બંધીઆર ઓરડો પણ નહી તેથી બીજા ઉતારૂઓની માફક છુટથી બેઠા. ચાંચીઆઓએ સ્ટીમરમાં ત્રણ ચાર દિવસ અગાઉથી શું શું માલ અને નગદી કેટલી ચહડેલી છે તે તપાસને માટે આવતા હતા. એટલો માલ અને નગદી એવી સ્ટીમરોમાં કોઇપણ વખતે ચહડતી ન હતી પણ એજ વખતે બે ત્રણ લાખ રૂપીઆનો માલ અને નગદી ચહડેલી હતી.

એ બારકસ ધીમી ચાલનું હોવાથી પરદેશીઓ ઘણાં ઉતારૂ દાખલ એ બારકસમાં જતા આવતા ન હતા, પણ અગત્યનાં કામને અર્થે થોડા ઉતારૂઓને જવા આવવાની ફરજ પડતી. એ સ્ટીમર તે દિવસે દીસના અગીઆર કલાકને અમલે હાંગકાંગનાં બંદરમાંથી નિકળિને પાહડોની વચમાં ચાલવા લાગી તે બાર કે એકનો અમલ થયો હતો તેવામાં ચીનાઓએ જાણ્યું કે કપતાન અને બીજા માણસો બપોરનું ખાનું ખાવા બેસશે, તે વેળાએ આપણું કામ બજાવશું; પણ કપતાનના એક મંબુજી ચીના ચાકરે કપતાનને ચેતવણી આપી, વાસ્તે કપતાન બપોરનું ખાનું ખાવા બેઠો નહીં, અને બારકસ જોરથી ચલાવવાની તજવીજ કરવા લાગ્યો, તેણે કરી ભઠીમાં આગનીનું જોર વધારે થયાથી તેની બાજુનાં પાટીઆં સળગી ઉઠ્યાં, તેની તરત ખબર પડ્યાથી બુજાવી નાખ્યાં, તેવારે બે વાગેલા હતા. એ ચાંચીઆઓને માલ ભરવાનાં મોટા ઓરડાગાં બેસાડી બંદોબસ્ત રાખ્યો ન હતો તેથી પેલા દરીઆઈ લુટારાઓ ચીના ઉતારૂઓમાંથી જુદા પડી હાથમાં ઉઘાડા હથીઆરો લઈ એકાએક અજાણ પણે ચુપચુપ પચીસ, તીસ જણ નિકળી પડ્યા હતા. તે વેળાયે પ્રથમ બારકસની નાળ તરફ કેટલાક દોડી ગયા ત્યાં ત્રણ ચાર મલાઇ ખલાસીઓને તથા મકાઉનો રેહેવાસી પોર્તુગીઝ એ બારકસમાં માલમ હતો તેને તુરત કાપી નાખ્યા. અને બીજા કેટલાક ચાંચીઆ સુકાન તરફ દોડી જઈ તેઓએ કેટલાક સ્ટીમરનાં માણસોને ઘાવેલ કીધા હતા. તે વખતે લખનાર મુસાફર સુકાન આગળ તુતક ઉપર અજાણ પણે ફરતો હતો એટલામાં એક બાજુએથી એક બે ચીના હાથમાં તરવારના ટોપતા લઇને આવી લખનારના માથા ઉપર ઘા કર્યો. તે વખતે લખનારે દૈવયોગથી ડાબો હાથ આડો કીધો, તેણે કરી એ હાથનો એક અંગુઠો કપાઈ ગયો. મારનાર દુષ્ટ ચીનાએ લખનારનું માથુ કાપવાનો વીચાર કીધો હતો પણ દયાળુ "પરમેશ્વર" લખનારનો બચાવ કરનાર હતો, તેથી એક ડાબો હાથનો અંગુઠો ગયો.

એ ગા લાગતાજ લખનાર સ્ટીમરના તુતકના પાટીઆ ઉપર પડયો ને ટનામા ગેરી અવાજ થયો કે ઉઠ અને નાટામ, આના એકાએક આ વી પડેલા સંકટમાથી બચવાનો એક પણ ઉપાય હતો નહી, પણ ધી- રજ ગણી કેબીન ભણી દોડી ગયો અને તેમા બગઇ બેસુ કે બચાવ થાય. એટલામા લુંગારાઓ ચીનાતવર એટલે પાસતોલમા ગોળી ભરી સ્ટીમરના માણસો અને ઉતારૂઓને મારવા મંડયા તેમાની એક ગોળી માહરા ઉપર તાકીને મારી પણ ઇશ્વર કૃપાથી તે ગોળી છરકીને માહા રી બાજુ આગળથી પસાર થઇને તે કેબીનના પાટીઆને લાગી તે ટલે લખનાર પણ કેબીન તરફ જઇ પેહોચ્યો, અને જોઉ છુ તો કેબીનના બારણા બંધ હતા. એ કેબીનમા કપતાન, માહુદી વેપારી, ફ્રેંચ લશ્કરનો સરજન, દેનીશ ગામની રેહેનારી લેડી, એ સઘળા કેબીનની અંદર બેસી બંદુકોમા દારૂ ગોળી ભરતા હતા લખનારને કેબીન ઉપર ગયાથી પણ બચાવ કરવાની જગ્યા મળી નહી અને કેબીનના બારણા પણ કોઇએ ઉઘાડયા નહી. લખનારની પાછળ હથીઆરબંધ લુંગારાઓ પીસ્તોલના બાર કરતા દોડતા હતા, તે વાગા કેબીનના બારણા આગળ લખનારને પીઠનો એક જખમ જમણી બાજુના ખભા ઉપર થયો હતો, પણ તે દિવસે ઠંડીની મોસમના સાર પાચ નડા જાડા કપડા પેહરયા હતા, તેણે કરીને શરીરને જુજ જખમ લાગો એ જખમ લાગ્યાથી લખનાર ઘણો ગભરાટમા પડયો અને કોઇ રીતે પોતાનો બચાવ થાય એવો ઉપાય ન રહ્યાથી તુતક ઉ પરથી ઇંજીનના ઓરડામા કુદી પડયો અને જોઉ છુ તો એક બાજુએ બાયલરમા પાણીની બાફ થવાને મોટી ભઠી સળગેલી અને બીજી બા- જુએ સ્ટીમર ચલાવવાના આડા અવળા ચકરા અને લાટ જોરથી ફર- તી હતી, તેમાથી લખનારને ઇશ્વરે બચાવ્યો હતો. જ્યારે ઉપરથી ઉ ચો કુદી પડયો, તે વખતે કોઇએ ઝીલી લીધો હોય એવુ માલમ પડયુ એ ઠેકાણેથી એક બે ફુટ આગળ પાછળ જઇ પડતે તો એક તરફ સળગેલી

ભઠીમાં પડી બળીજાત અને બીજી તરફ પડતે તો ફરતો ચકરોમાં કચડાઈ જાત; પણ જેને સર્વ શક્તિમાન દયાળુ ઈશ્વર બચાવનાર છે તો તે મહા સંકટમાંથી પણ બચે છે. અસલના વખતમાં મહા પુરૂષોએ પદ જોડેલું છે તે આ વેળાએ યાદ આવે છે કે "જેને રામ રાખે તેને કોણ મારી શકે." કેટલાએક લુટારાઓએ લખનારને મારવાની ઘણી તજવીજ કરી; પણ દયાળુ ઈશ્વર બચાવ કરનાર હતો તેથી બચાવ થયો. એવી રીતનાં પદ જોડનારને ધન્ય છે.

લુટારાઓએ સ્ટીમરના કેટલાક માણસોને ઘાયલ કરયા અને કેટલાકને કાપી નાખ્યા. સુકાનીને મારી નાખી સુકાન પોતે પકડી બેઠા હતા. લુટારાઓની સાથે લઢી તેઓના હાથમાંથી સુકાન મુકાવી દેતા હતા; પણ ચાંચીઆઓનું જોર વધારે હોવાથી વળી ચાર સુકાનીઓને મારી સુકાન પોતાના હાથમાં લેતા અને સ્ટીમરને પાહાડના ખાંચાઓમાં લઈ જવાની ઘણી યુક્તિ કરતા હતા, કેમકે લુટારાઓના કેટલાક બારકસો પાહાડના ખાંચાઓમાં આવેલા હતાં, તેની નજીક સ્ટીમરને લઈ જવાને તેનું સુકાન પોતાના હાથમાં રાખ્યું હતું; પણ એ સ્ટીમરનો કપતાન હારીસન ચીનાઓની રીતથી ઘણો વાકેફ થયેલો હતો, અને લુટારાઓનાં વાવટાની નીશાનીની પુરતી માહિતગારી ધરાવતો હતો, વાસ્તે પોતે લડાઇ કરતાં કરતાં પણ સુકાનની અને સ્ટીમરની ચાલ તપાસી જોતો હતો, કે સ્ટીમર કેણીમેર ચાલેછે તે જોઇ સુકાની તરફ નજર કરતાં ઓળખી કાહાડતો કે સ્ટીમરના સુકાનીની જગ્યાએ લુટારો માણસ બેઠેલોછે તે ઉપરથી તેની ખાતરી થતી હતી કે મકાઉ જવાના રસ્તાને બદલે સ્ટીમર આડે રસ્તે જાય છે એવું જાણવામાં આવતું ત્યારે તરત સુકાનીને ગોળી મારી જમીનદોસ્ત કરતો હતો, અને સ્ટીમરના માહીતગાર માણસના હાથમાં સુકાન આપતો હતો, ત્યારે ચોરીઆઓ તેને મારી સુકાન પોતાના સ્વાધીનમાં લેતા, એ પરમાણે થયાથી કેટલાક ચોરીઆઓનો અને કેટલાક આગબોટના સુકાનીઓનો અંત આવ્યાથી આખરે કપતાને સુ-

કાન પકડીને બાહાદુરીથી ચાંચીઆઓ સાથે લડાઇ કરી હતી. એ કપતાને ચીનાઇ નેહુદ્ર મધે બારકસોની મારફતે એટલી તો માહેતગારી મેળવી હતી અને તે ચીના વેપારીઓની, ચીના બોટવાળાની, માછીમારોની અને ચીનાઈ ચાંચીઆઓની સઘળી રીતભાત જાણતો હતો અને વળી તે સાથે ચીનાઇ ભાષામાં પણ પ્રવિણ હતો.

કપતાન અને ફ્રેંચ સરકારના લશ્કરનો સરજન એ બે ગૃહસ્થોએ બાહાદુરીથી ચાંચીઆઓ સાથે લડાઈ કરવાને સઘળા હથીઆરો તૈયાર કરીને પછી કેબીનનાં બારણા ઉઘાડી કેબીન બાહાર આવી તેઓ સાથે બેત્રણ કલાક બાહાદુરીથી લડાઈ કરી. કપતાન અને સરજન બંદુકમાં દારૂ ગોળી ભરી લુટારૂઓને સોધીસોધીને મારતા એક તરફ ભારી લડાઇ ચાલી રહી હતી અને બીજી તરફ સ્ટીમરનું ઇંજીન જોરથી ચાલતુ હતું. કપતાન અને ફરેંચ સરજન બંદુક મારવાની નેમ ઘણી સરસ જાણતા, તેણે કરી એક પણ બંદુકની ગોળી લુટારાઓને લાગ્યા વના રેહેતી નહતી. ચાંચીઆઓ ઘણા કદાવર હોવાથી ગોળી લાગતી તો પણ તેની દરકાર નકરતા પાછા સ્ટીમરનાં તુતક ઉપરથી ઉઠીને સામા થતા. એકેક ચાંચીઆને ત્રણ ચાર ગોળીઓ લાગતી તોપણ તેઓ મરતા ન હતાં તેઓમાંનો કોઈ મરેલો તેઓના જોવામાં આવતો તેને તુરત ઉચકીને દરીઆમાં નાખી દેતા કેમકે તેને કોઈ ઓળખી શકે નહી. કપતાન અને સરજન એઓને આસપાસના બીજા માણસો બંદુકો ગોળીથી ભરી તૈયાર કરી આપતા. બંદુકો ભરી આપવાના કામ ઉપર ત્રણચાર જણા લાગેલા હતા, તે ઘણી ઝડપથી પોતાનું કામ બજાવતા હતા તેથી તેઓને સાબાસી આપવી ઘટે છે. એ સ્ટીમરના ઇંજીન ચલાવનાર માણસો મુશલમાન હતા તેમાંથી ત્રણ ચાર જણના હાથમાં તરવાર આપીને જે, માણસો બંદુકો ભરી આપતા હતા તેની પાસે કપતાને ઉભા રાખ્યા કારણકે તે જગોએ કોઇપણ ચાંચીઓ આવે તેને તરત કતલ કરે. એવી રીતે પુનરેજી ભરેલી લડાઈ બે ત્રણ કલાક સુધી ચા-

સી; પછી કંતાનથી બારકસોને આવવાનો રસ્તો જોવામાં આવ્યો અને કંતાનથી એ રસ્તે આવતી સ્ટીમરનો ધુમાડો લુટારાઓના જોવામાં આવ્યો એટલે લુટારા ચીનાઓએ સમુદ્રમાં નખાવી દીધું; અને તેઓ તરતા તરતા નાસી જતા હતા તે માંહેના કેટલાકોને કપતાને અને બીજા માણસોએ તરવારોથી કાપીં નાખ્યા અને ચાર જણાને જીવતા પકડીને મજબુત બાંધી રાખ્યા. એ ખુની લુટારાઓ શરીરે ઘણા જોરાવર અને તે વખતે તેઓની આંખ્યુ એવી તો ખુંનમાં આવેલી હતી કે જોનારાઓના હાંજા નરમ થઈ ગયા હતા. એ પકડાયલા લુટારા ચીનાઓના શરીર તપાસી જોયાં તો એકેકના શરીરમાં બબે ત્રણ ત્રણ ગોળીઓ ઘુસી ગયેલી હતી; તોપણ તેઓની ખાતરમાં કંઈજ ન હતું. એજ દાહાડે સાંજના સાડા પાંચ કલાકને અમલે સ્ટીમરે મકાઉના પાછલા બંદરમાં જઇ લંગર કરયું હતું, તે વેળાએ જે દુઃખદાયક દેખાવ લખનારે જોયો તેવો દુઃખદાયક વખત માયાળુ ઇશ્વર ફરીથી લખનારની હયાતી સુધી દેખાડે નહી, એવી સર્વ શકિતમાનની આગલ પ્રાર્થના છે.

એ સ્ટીમરના માણસો મધેથી મલાઇ, પોર્ટુગીઝ માલમ, અને બીજા માણસો માઠા બનાવથી મરણ પામેલા અને ઘાયેલ થયેલા હતા તેઓના શરીરમાંથી લોહીની ધારાઓ ચાલી રહી હતી, તેણે કરીને સ્ટીમરનું તુતક લોહીથી ગરકાવ થઈ ગયેલું હતું, એટલું જ નહી પણ એ સ્ટીમરના પોર્ટુગીઝ માલમના મરણની ખબર સ્ટીમર મકાઉ પોહોચતાંજ તેના કુટુંબ કબીલાને થતાંજ તેઓ સર્વે આગબોટ ઉપર દોડી આવ્યાં ને માલમને મરણ પામેલા જોઈ અત્યંત વિલાપ અને માહાતમ પુરસી કરવા લાગ્યાં; પણ એ વિલાપ લખવાને લખનાર મુસાફરની કલમ ચાલી શકતી નથી કેમકે મરણ પામેલા માલમની માતા ઘણીજ વૃદ્ધ અવસ્થાની હતી તે પોતાના પુત્રનું દુઃખદાયક રીતે મરણ થયાથી અને મરણ પામેલા પુત્રને જોયાથી ઘણોજ વિલાપ કરવા લાગી તેણે કરીને તેની આસપાસના સર્વે માણસોના દીલમાં તે વિલાપ ભેદાઇને ગદગદીત થઇ ગયા. પછી

આગબોટમાંથી સર્વ જણ હાર અને અફસોસ કરતા કાંઠે કીનારે ઉતર્યા હતા. એ આગબોટ મકાઉથી બે મહીનાની સાતમી તારીખે હાંગકાંગ આવવાને પાછી ફરી તેમાં પેલા પકડાયલા ચાર દુષ્ટ ચાંચીઆઓને લીધા એ તારીખે સાંજના હાંગકાંગને કીનારે સર્વે જણા સહી સલામત પોહોતા અને ચાર દુષ્ટ ચાંચીઆઓને પોલીસને સ્વાધીન કર્યા. અંગ્રેજી સરકારમા ગુનેગારોનો ઈનસાફ થાય છે તેવીજ રીતે હાંગકાંગ સરકારની કોરટમા એ ચાર ગુનેગારોનો ઈનસાફ થયો અને તેઓ ગુનેગાર ઠર્યાથી તે ચારેને ફાંસી દીધા.

એ સ્ટીમર ઘણી ધીમી ચાલની હતી, પણ તેનો કપતાન ઘણો હુંશીઆર અને બહાદુર હોવાથી સ્ટીમરનો, માલનો, નગદીનો, ચાકરોનો, અને ઉતારૂઓનો બચાવ થયો હતો. કપતાનને મદદ કરનાર ફ્રેંચ સરકારના લશકરી ખાતાનો સરજન તો ઘણો ઉપયોગી થઈ પડયો હતો એ સરજન ગોળીનો મારનાર એવો તો બાહાદુર હતો કે તેની તારીફ થઈ શકતી નથી. એ ફ્રેંચ સરજનના નામ વિષે લખનારે પાછળથી તજવીજ કરી હતી પણ તેનું નામ મળ્યું નહી, એટલુંજ માલમ પડ્યું કે આખા યુરોપમા ફ્રેંચ લોકો ગોળીની નેમ ઘણી સરસ જાણે છે. ચાંચીઆઓ સામે આવી બાહાદુરીથી લડનાર કપતાન તથા ફ્રેંચ સરજનઓને સ્ટીમરના ધણીઓએ, માલ ધણીઓએ, વેપારીઓએ, અને સરકારે ઈનામના બદલામા સારી રીતે સાબાસી આપવાને ચુક્યા નહી પોરટુગીઝ માનમનું કુટુંબ ગરીબ અવસ્થામા હોવાથી તેનું ભરણ પોષણ કરનારનું મરણ થયાથી તેઓને માટે જુજ રકમનું ફંડ અને દેશી વેપારીઓની આગેવાનીથી થયું હતું

એ ખુન રેજી ભરેલી લડાઈ એકાએક થવાથી અને લુટારની ઘાતકી ચાલ નજરે જોવાથી બાહાદુર કપતાન, યુરોપીઅન સ્ત્રી, યાહુદી વેપારી અને લખનાર મુસાફર એ નવ મહીના સુધી બે હાલ થઈ પડયા હતા લખનાર મુસાફરને ગત દિવસ અને નીદ્રામાં સ્ટીમરમા થએલી ખુનરેજી

ભરેલા લડાઈ શીવાય બીજું કંઈ દેખાતું ન હતું. મારી નજર આગળ એવું થતું હતું કે આંચીઆ ચીનાઓ દોડી આવી હથીઆરોથી કતલ કરી નાખે છે, અને જખમો કરે છે તે જાણે લાગતા હોય તેવી ઝંખના થતી હતી. એવો બીહામણો દેખાવ બે ત્રણ મહીના સુધી રહ્યો પછી આસતે આસતે વેપારનાં કામમાં ચીત લાગ્યાથી ભુલવણી થતી ગઈ. ફ્રેંચ લસકરનાં સરજન વિષે ચોકસ સમાચાર મળ્યા ન હતા, તેણે કરી ધારવામાં આવે છે કે ચીનાઇ રાજની હદમાં ફ્રેંચ સરકારનાં ગામ છે, તે તરફ ગયો હશે.

---

## રાજ દરબારી બાબત.

---

ઈસ્વી સનની આઠમી સદીમાં ક્રીસ્ચીયન ધર્મના ઉપાધ્યા ચીનાઈ પેહેરવેસથી ચીનાઈ રાજમાં ગયા હતા. તેઓએ ચીનાઈ રાજનાં ગામોગામની માહેતી મેળવવાને ચીનાઓની રીતે લાંબી ચોટલી, અને બુજરોગીને વાસ્તે લાંબી દાહાડી, હાથના આંગળાઓના નખ મોટા મોટા વધારતા હતા. એટલુંજ નહીં પણ ખાવા પીવાનો ખોરાક ચીનાઓની રીતે અને તેઓની સાથે બેશી હાથમાં બે લાકડી પકડી ખાતા હતા, અને જોડા પણ ચીનાઓની રીતે પેહેરતા ને વળી તે સાથે ચીનાઓની સઘળી ભાષા શિખેલા હતા. એવી રીતે કેટલાક વરસ ગુજર્યા પછી તેઓએ આખાં યુરોપ ખંડમાં ચીનાઇ રાજની માહેતગારી કરી. ઈસ્વી સનની આઠમી સદીમાં ચીનની સરકારને એ ક્રીસ્ચીયનો અને બીજા પરદેશીઓ વિષે શક ઉત્પન્ન થયાથી ચીનની સરકારે પોતાના દેશોદેશના અમલદારોને ગુપ્ત હુકમ આપ્યો કે સઘળા પરદેશીઓને કતલ કરવા. એ ઉપરથી જેજે દેશોમાં વેશ બદલીને છુપી રીતે પરદેશી રેહેતા હતા, તેઓને કતલ કરી નાખ્યા. ચીનની સરકારના ઘાતકી હુકમના જોરથી એક લાખ ને

મોકલી, ચાએ અને રેશમ ખરીદ કરવા લાગ્યા. તેથી આવક અને ખપ આસ્તે આસ્તે વધતો ગયો. એ ઉપરથી સારામાં સારી ચાએ કયા દેશમાંથી આવેછે, તેની સોધ અંગ્રેજો કરવા લાગ્યા હતા, તેઓને માલમ પડ્યું કે સારી ખુસબોદાર અને ઉંચી ચાએ ચીનના છેક અંદરના ગામોમાંથી એકઠી થઈ સેંધાઈ, ફુચાઉ અને કંતાન એ બંદરોના શેહેરોમાં વેચાવા આવેછે; વાસ્તે ઇંગલંડની ઇસ્ટઇંડીઆ કુંપની ચીનાઈ માલની ખરીદ કરવા સારૂ બારકસ વીલાતી માલ ભરી ચીન તરફ મોકલવા લાગી; પાછળથી ફરીથી સન ૧૬૬૪ ના સાલમાં "સુરત" નામની ફ્રીગેટ મકાઉ ખાતે મોકલી હતી. એ ફ્રીગેટ પોર્ટુગીઝ સરકારના મકાઉ નામના ટાપુમાં ગયા પછી વેપાર ચાલુ કરયો હતો; પણ પોર્ટુગીઝ લોકોને એ કુંપનીના વ્યાપારથી અદેખાઈ ઉત્પન્ન થવાથી એ ટાપુ ખાતેથી વેપાર કરવાનું મુકીને ઇંગલંડની ઇસ્ટ ઇંડીઆ કુંપનીના માને જરોએ કંતાન, અને ફારમોસામાં વેપાર ચાલુ કરયો હતો. એ કુંપનીનાં અધીકારીઓએ પ્રથમથી ફારમોસાની સરકાર અને વેપારીઓ સાથે સારી ચાલ ચલાવ્યાથી એ જગ્યાના અમલદારો બીજા પરદેશીઓને માન આપતા હતા, તેના કરતા એ કુંપનીને ઘણું માન આપવા લાગ્યા, વાસ્તે તેઓનો વેપાર એ ટાપુઓ ખાતે ઘણા વરસ સુધી ચાલ્યો હતો. કેટલાક વરસ પછી એ ઇંગ્રેજ ઇંડીઆ કુંપનીએ અમાઈ ગામમાં વગર હરકતે વેપાર ચાલુ કરયો હતો, ત્યાં પણ એ કુંપનીનો વેપાર સારી રીતે ચાલતો હતો, તેવામાં હિંદુસ્થાનમાં પોર્ટુગીઝ સરકારનાં દમણ નામના ગામમાંથી પોર્ટુગીઝો અફીણ ખરીદ કરી મકાઉના ટાપુમાં લાવી ચોરી છુપીથી વેચતા હતા તેની મોટી જકાત એ સરકારને મળતી હતી એટલુંજ નહી પણ એ વેપારથી મોટો લાભ થતો હતો. એ વાત જાણવાથી એ કુંપનીએ તાબડતોબ અફીણના વેપારની તજવીજ કરવા માંડી તેઉપરથી અફીણની ઉત્પત્તી વિષે તપાસ કરી તો એ જણસની ઉત્પત્તીના મથકો હિંદુસ્થાન મધે ઇંદોર, રતલામ જાલરાપાટણ, ઉજ્જન અને માળવા હતાં ત્યાંથી એ કુંપનીએ એ જણસ મુંબઈ ખાતે

લાવવાની પરવાનગી આપી હતી, માટે માળવી અફીણ અત્રે આવ્યાથી વેપારીઓ ખરીદ કરી લડાયક બારકસોની મારફતે ચીન તરફ મોકલતા હતા; પણ હાલમાં વેપારીઓ એ માલ જુદા જુદા બારકસોમાં મોકલવા લાગ્યા. તે તરફ બારકસો પોહોતા પછી અફીણ ચોરી છુપીથી વેચવુ પડતું હતું. એવી રીતે અત્રે માળવી અફીણ જથાબંધ આવવા લાગ્યું, અને તેની ચીન તરફ રવાના થવા લાગી તેથી અફીણ ઉપર એ કંપનીએ જકાત લેવી કીધી. એવી રીતે કેટલાક વરસ સુધી વેપાર ચાલ્યો હતો, એટલામાં બંગાળાદેશ એ કંપનીના હાથમાં આવ્યો એટલે એ પ્રાંતમાં અફીણનો પાક કરવાને ઉતેજન ફરમાવ્યું. એ જણસનો પાક એ પ્રાંતમાં પુષ્કળ થવા લાગ્યો તેનો વેપાર પોતાનાં તાબામાં રાખ્યો. માળવી અને બંગાળી અફીણ ચીન તરફ રવાને થવાથી, ચીનની સરકારના અમલદારોની ચોરી છુપીથી ચીનાવેપારીઓને તેમાલ વેચતા હતા. તે વેપારીઓ માહેતાં ગામોમાં જઈ છુપી રીતે વેચી આવતા. એ અફીણનાં વેપાર વિષે ચીનની સરકારને જાણ થવાથી તે સરકારનો અવીસવ અંગ્રેજ ઈસ્ટઈંડીઆ કંપની ઉપર કોપ થયો હતો કે એ લોકો ચીનમાં આવી ચીનાઈ રૈયતને ઝેરી જણસ આપી તેઓની ખરાબી કરેછે, તે વિષે ચીનની સરકારે કાયદામાં અગાઉથી જણાવેલું છે કે અફીણ વેચનારને મોટી સજા થશે. એ બાબતને માટે કેટલાકોને સજા થયા છતાં પણ ચીનાઓ તેને ખાતરમાં ન લાવતા એ જણસનો વેપાર ચોરી છુપીથી ધમધોકાર ચલાવતા હતા તેથી એ વેપાર વધવાથી ચીનની સરકાર તરફથી જબરદસ્તીના લાખાણો ઉપરથી બ્રીટીસ રૈયતનો વેપાર બંધ પડતો અને વળી પાછો જારી થતો, તેથી કરીને સઘળા વેપારને હરકત થયા કરતી હતી. તે બાહાદુર અંગ્રેજ સરકારની મેહેનતથી વેપાર કરવાની છુટ મળી હતી. તે ઉપર પાછી ચીન સરકારની અદેખાઈ થવાથી વેપારને હરકતો થવા લાગી. તેથી વે-

પારીઓને મોટી નુકસાની થતી હતી, તેનો બંદોબસ્ત કરવાને અઢાર-મી સદીમાં પીકીન શેહેરના ચીનાઈ પાય તખ્તના શાહાન શાહાની હજુર અંગ્રેજ સરકારે એક અમલદારને એલચી દાખલ મોકલ્યો હતો. એ અમલદાર મોટી કીમતનું શાહાન શાહાને વાસ્તે નજરાણું સાથે લઈગયો હતો. એ અંગ્રેજ અમલદાર ત્યાં ગયા પછી વેપારનો સઘળો બંદોબસ્ત ચીનની સરકાર સાથે કીધો હતો તે વેલાયે ચીનની સરકારે સઘળું નજરાણું સ્વાધીન લઈ વેપારની છુટ આપીહતી ને કહ્યું કે કંતાનના બંદરમાં વેપાર કરવો. પણ અફીણના વેપાર વિષે અરસ પરસની સરકાર વચ્ચે ખુલાસો થયો ન હતો. અફીણનો વેપાર પાછો બારકસો ઉપરથી ચોરી છુપીએ ચાલતો હતો. એવી રીતે કેટલાક વરસ ગુજરયા પછી અફીણના વેપારે વધારે મજબુતી પકડયાથી ચીનની સરકાર અંગ્રેજ સરકારની રૈયત ઉપર કોપાયમાન થઈને એ જણસનો પોતાના રાજમાં શોધ કરયો તો પચીશ ત્રીસ હજાર પેટીઓ ચીનમાં વેચાઈ હતી, એવો અન્યાય અંગ્રેજી રૈયત ઉપર મુકયો. એ લોકો આપણા રાજમાં આવી ચોરીથી ઝેરી જણસ વેચી આપણા લોકોને પાયમાલ કરી નાખે છે તેનો અટકાવ કરવો. ચીનની સરકારે એવો નિશ્ચય કરીને ઓગણીસમી સદીમાં અફીણનો વેપાર બંધ પાડવાને બ્રીટીસ સરકારે સાથે સંદેસા ચલાવ્યા કે એ વેપાર તાકીદ બંધ કરવો, અગર એ જણસનો જે કોઈ વેપાર કરસે તેને ચીનની સરકારના કાયદામાં લખેલી સજા કરવામાં આવશે. એવી તકરાર ચાલતી હતી તેવામાં ઈસ્ટઈંડીઆ કુંપનીની મુદતપુરી થવાથી એ કુંપનીએ પોતાનો વહીવટ બંધ પાડયો અને ચીનસાથે બ્રીટીસ રાજની રૈયતે વેપાર ચાલુ રાખવો, એવો અંગ્રેજ સરકારનો હુકમ થયો. ચીન તરફ બ્રીટીસ સરકારની રૈયત હતી તેની સંભાળ કરવાને ઇંગ્લંડની સરકારે "લાઉંનેપીયર"ની નેમણુક કીધી. તે સમાચાર ચીનની સરકારને મળ્યાથી એ સરકારનો ગુસ્સો સળગી ઉઠયો, અને બ્રીટીસ સરકારની રૈયતનો વેપાર ચીનમાંથી બંધ કરવાનો ઉપાય જારી કીધો, માટે

ચાલે છે અને ચીનાઇ રાજ્યના પાય તખ્ત પીકીન શેહેરમાં બ્રીટીસ સરકારનો એક એલચી ચીનાઇ શાહાનશાહાની દરબારમાં રહેલો છે.

ચીનની સરકારને બ્રીટીસ સરકાર સાથે લડાઈ કરવાનું કારણ એ હતું કે ચીનની સરકારની રૈયત અફીણ જેવી ઝેરી વસતુનો ખોરાક કરેછે તેથી તે રૈયતની પાયમાલી થાય છે, તેનો અટકાવ કરવાને હજારો માણસોની અને કરોડો ડાલરોની ખરાબી કરી. એ સઘળી ચીનની સરકારની રૈયતના ફાયદાને વાસ્તે થયેલી છે તેના બદલામાં રૈયત ઉપર દુઃખ દાયક જુદા જુદા આકારે નવા કરો નાખેલા હોય તેમ દીસતું નથી. એ મોટી રકમની ખરાબીનો સઘળો બદલો ચીનની સરકારે પોતાની આવકના ખજાનામાંથી આપ્યો છે. એ સરકારની રૈયત ઉપર વધારે બોજો પડે નહી વાસ્તે મોટા મોટા પગારના માણસો રાખવાની અને લખલુટ ખરચ કરવાની છુટ અમલદારોને આપી નથી. હરેક કામ સાધારણ ખરચથી ચલાવેછે, તેણેકરી સરકારના જુલમાતના ખરચોની મુસ્કેલીથી તેનો કર રૈયત ઉપર આવી પડતો નથી. ચીનાઈ સરકારે રૈયતના ફાયદાને વાસ્તે જેટલી આગેવાની કરી છે તેટલી બીજી સરકારે રૈયતને વાસ્તે મોટી નુકસાની ભોગવી રેહેમદીલીથી રૈયત પાસેથી તેનો બદલો લીધો નહી હોય એવો દાખલો જોવામાં આવતો નથી.

---

## ગવર્નર રાબીન્સન.



હાંગકાંગના પાહાડ ઉપર વસ્તીના મધ્ય ભાગે ચહડાણ ઉપર ચોથા ટપ્પાની ખુશ હવાની જગ્યામાં ગવર્નરનો બાગછે, એ બાગ ઘણો ખુબસુરત દેખાવનો અને રંગી બેરંગી ફુલ ફુલની વનસ્પતીથી રોનકદાર બનાવેલોછે. તેની આસપાસ ફરતો સફાઈદાર રસ્તો છે. એ બાગની વચમાં ભપકાદાર મોટો બંગલો બાંધેલોછે, તેમાં ગવર્નર પોતાના

## સુપરીમ કોર્ટ.

હાંગકાંગની સુપરીમ કોર્ટ કુવીન રોડ ઉપર એક ખુબસુરત મોટી હવેલીમાં છે. તેમાં દરાવેલ વખતે ચીનાઓનો, અને પરદેશીઓના લેહણા દેવા બાબદનો, તથા ગુનેગારોનો ઈનસાફ અંગ્રેજી ધારા પ્રમાણે થાય છે.

એ કોર્ટમાં તે વખતે એક જઈફ "ન્યાયાધીસ" ખુરસીએ બીરાજતો હતો. તેની ઇન્સાફ કરવાની રીત ઘણીજ સારી હતી. ઈનસાફ કરવાની વખતે જઈને જોઈએ તો એ નામદાર ખુરસી ઉપર બેઠા પછી બેહુ બાજુના કજીઆ ધીરજથી અને ગંભીરાઈથી સાંભળેછે. કોઈજ વખતે કોઈ પણ બારીસટરની તકરાર ચાલતી તો તેની સમજુતી કરવાને એ નામદાર ઘણી મેહેનત લેતો હતો, અને બારીસ્ટરની પુરતી રીતે દાખલા દલીલોથી ખાતરી કરી આપતો હતો. એ ન્યાયાધીસ વૃદ્ધ અવસ્તાનો હતો તો પણ તેની સમગ્ણ શકિતમાં કંઈ પણ ખામી નહી હતી, અને સ્વભાવે નમ્ર હતો. એ નામદાર ઘણો વૃદ્ધ હોવા છતાં હંમેસાં વેસ્ટ પાઇંટ તરફ સાંજની વખતે ફરવા નિકળતો ત્યારે પગે ચાલીને એક, બે મેલ જઈ પાછો આવતો હતો તેવારે પોતાને બેસવાની ખાલી પાલખી હંમેસાં હમાલો પાસે ઉંચકાવી પોતાની પાછળ ચલાવવાને ફરમાવતો હતો. એ નામદાર જે વખતે ફરવા નિકળેછે તે વારે રસ્તામાં કોઇ પરદેશી અથવા ચીનો શ્રીમંત કે ગરીબ, સામોમળે તો તે નામદારને બોલાવીને સલામ કરેતો તેને નમ્રતાથી ગરદન નમાવી પાછી સલામ કરતો તે ઉપરથી એ નામદારની નમ્રતા માલમ પડતી હતી.

## બારીસટર અને વકીલ.

એ શેહેરમા ચાર, પાચ અંગ્રેજ બારીસ્ટરોછે, તે પરદેશીઓના અને ચીનાઓના લેવડ દેવડ બાબદ કજીઆ ચલાવવાના કામમા અને ફોજદારી કામમા ઉભા રહેછે. એ સઘળા બારીસટરો, વકીલોનુ પણ કામ કરે છે. એ બારીસટરોની આફીસમા કોઈ પણ ગૃહસ્થ જાએતો તેઓને મારી સહલા આપે છે, અને નોટીસ, ચીઠી, કજીઆના ઘણા કાગળો લખવાનુ અને તેને સુધારવાનુ સઘળુ કામ એજ આફીસમા થાયછે અને કજીઆ ચલાવવાનો જે ખરચ થાય તે બારીસ્ટરો વસુલ કરે છે અને કેટલાક લોકો વગર વાતાની બાબતોને માટે વકીલોની સહલા લેછે અને જો બારીસટરની લેવી હોય તો વકીલની મારફતે લેવાય છે. તે બાબેનો ખરચ વકીલો વસુલ કરે છે અને તેમાથી બારીસટરોને ઠરાવેલી રકમ પોતેજ આપે છે તેથી લોકોને પોતાના કજીઆ ચલાવવામા મોટો ખરચ થાયછે, એટલુજ નહી પણ લોકોને વકીલના કારભારીઓની ખુશામત ઘણીજ કરવી પડે છે. આટલો મોટો ખરચ અને ખુશામત કરતા પણ કજીઆના કામને વધારે ઢીલમ લાગેછે. કોઈ વકીલનો કારભારી લાલચુ અથવા લુચો હોય અને તેને કજીઆનુ કામ સોપ્યુ હોય તો તેનો ભેદ સામાવાળાની પાસેથી લાંચ મળે તો તે અસલ તેને બતાવી દે છે, તેથી વાદીની અથવા પ્રતીવાદીની ખરાબી થાય છે. અને વળી પોતાના ઘરાક પાસેથી કઈપણ લાભ ન થાય તો તેના કામની દરકાર કરતા નથી તેથી ગરીબ ઘરાકનો વાજબી હક ડુબી જાય છે. એવી રીત હાંગકાંગના બારીસટરોની આફીસમા બનતુ નથી કારણ તેઓ પોતે વધારે મેહનત લઈ પોતાને હાથે અગત્યનુ કામ કરેછે, તેથી હાંગકાંગના લોકોને વાજબી ઈનસાફ મળેછે અને હાંગકાંગ જેવી રીત વકીલો ચલાવે તો લોકોના ૧૦ પાવલી સેંકડે પાર ૯૬ વાજબી થતા રેહે ખરી.

## પોલીસ કોર્ટ.

એ શેહેરની પોલીસ કોર્ટમાં જે માજીસ્ટ્રેટ ઈનસાફ કરવા બેસે છે, તેની આફીસ પાહાડની ચહડાણ ઉપર બંદીખાનાની બાજુએ આવેલીછે. ત્યાં હંમેસાં અત્રેની રીતે ઇનસાફ થાય છે. કોઈ ચીનો પેહેલી વાર તકસીરમાં આવ્યો હોય તો બંદીખાનામાં રાખવાની સજા થાય છે; પણ ફરીને બીજી વેળાયે તકસીર કીધાથી ફટકા મારવાની સજા કરેછે. એ ચીનાઓને ફટકા એકથી દશ ડજન સુધી મારવાની સજા થાયછે. એ માજીસ્ટ્રેટના હાથ તળે એક સુપરીન્ટેન્ડેન્ટ જારમન નામનો અંગ્રેજ છે તે દેશી વેપારીઓના રેહેઠાણની પાસે મોટી હવેલીમાં રેહે છે, ત્યાં એક જગાએ ચોકી રાખેલી છે તેમાં કેટલાક હિંદુ, મુસલમાન અને અંગ્રેજ સીપાઈ દાખલ રાખેલા છે. તેઓને પેહરવાના કપડાંમાં ડગલો, ટોપી, ઇજાર એ ઉનના હોય છે અને ચહડતા નબરો ના પીતલના બકલોના પટા અને હથીઆરોમાં એકેકી તલવાર અને દારૂ ગોળી સાથે એકેકી બંદુક એ સર્વે સરકાર તરફથી મળે છે. કેટલાકને પંદર, કેટલાકને વીશ, અને કેટલાકને પચીસ ડાલરનો પગાર આપવામાં આવેછે. એ સીપાઇઓમાં કેટલાકોને દશ ડાલરજ આપેછે. એ શેહેરને નાકે નાકે એકેકો સીપાઇ બંદુકમાં દારૂ ગોળી ભરીને રાતની વખતે ઉભા રેહે છે. એ શેહેરમાં રાતના નવ કલાક પછી કોઈ ચીનાને ફરવાનો હુકમ નથી, અને કોઈને રાતની વખતે ફરવાનું કામ હોય તો પોલીસના અમલદારની પરવાનગી લેવી પડે છે. સીપાઈઓને હુકમ આપેલો હોય છે કે રાતના નવ કલાક પછી કોઇ પરવાનગી વગર ચીનો મળે તો તેને પકડી કેદ કરી રાખવો. એના હુકમની દરકાર ન રાખી કોઇ ચીનો રાતની વખતે બાહારે ફરવા નિકળે તો તેને સીપાઇ-ઓ કેદ કરેછે. જોતે કેદ રેહેવાની હુજ્જત કરે તો જબર જસ્તીથી કેદ ખાનામાં લઈ જાય છે. એવો સખત હુકમ પોલીસના સીપાઇઓને

હોવા છતાં પણ કેટલીક વખતે લુટારા ચીનાનું મોટું ટોળું એકા એક આવી પોલીસના માણસની કતલ કરી લુટવાના કામ કરેછે. તે વેળાએ હુશીઆર પોલીસનો સીપાઇ હોય તો લુટારા ચીનાનું ટોળુ આવતુ જોઈ તેની સામે બાહાદુરીથી લડાઈ કરી તે ટોળાને વખેરી નાખેછે; પણ ગફળતી વાળો સીપાઈ હોય તો જાનથી બરબાદ થઇ જાયછે.

દરીઆઇ પોલીસની ફોજમાં ચીનાઓ રાખેલા છે, કેમ કે તેઓ સમુદ્રમાં આવેલા બેટોનાં ખાંચાઓથી, વાકેફ હોયછે એટલુંજ નહી પણ પાણીમા ડુંબકી મારવામાં અને બારકસ ચલાવવાના કામમાં હુશીઆર હોય છે. તેઓનો પોશાક કાળા રંગના ગરમ કાપડનો ડગલો, ઈજાર, અને તબુના ઘાટના જેવી સાદડીની રંગેલી ટોપી એ સર્વે સરકાર આપેછે, અને હથીઆરોમાં એ સીપાઇઓને ચીનાઈ મોટા ભાલા આપવામાં આવેછે, કારણકે સામા કોઈ પણ લુટારાઓ આવે તો તેને ભોંકાદેછે. એ સીપાઇઓને પાંચથી દશ ડાલર સુધીનો પગાર આપે છે. એવા સીપાઇની ફોજ ઉપર એક એક અંગ્રેજ હોયછે તે અંગ્રેજ પોતાના હાથ એઠળના સીપાઈઓને એક એક બોટમાં લઈ બંદરમા રાત દીવસ ફરેછે.

---

## બંદી ખાના.

વસ્તી તરફ જે ચહડાણ આવેલુ છે તેના ચોથા તબકા ઉપર મોટુ બંદીખાનુ બાંધેલુ છે. તેમા દેવાદારોને રાખવાની જગ્યા જુદી કરેલીછે, અને તકસીરવારોને રાખવાને જુદી જગ્યા રાખેલીછે. એ બંદીખાનાનો મોટો દરવાજો છે, તે દરવાજે ચોકી પેહેરા રાખેલાછે, અને તેજ રસ્તે સઘળાની આવજાવ થાયછે. એ બંદીખાનામાં ચીના તકસીરવાર ઘણાછે, તેને બોગદીમાં ચાવલ અને સુકી માછલી સરકાર આપેછે. એ બંદીખાનોના બેહુ પગમા લોખંડની બેડી નાખી તેની સાંકળ તેઓની કંમર

સાથે લટકાવેછે. એ બંદીવાનોમાંથી ચાર ચાર બંદીવાનોને રસ્તાની મરામત કરવા બાહાર કાહાડે છે, તે ઉપર પોલીસનો એક સીપાઇ રખેવાળી માટે હોય છે. એ બંદીવાનો પાસેથી સઘળા રસ્તા સાફ અને દુરસ કરાવેછે, વાસ્તે શેહેરના સઘળા રસ્તા વગર ખરચે સફાઇ દાર રેહે છે. કેટલાક પાસેથી મોટા પથરો ફોડાવી નાના નાના કટકા ખડી જેવા કરાવે છે, તે ખડી રસ્તાની મરામત કરવાના કામમાં લાગે છે. કેટલાક પાસેથી નેતર અને બાંબુની ટાપીઓ, ખાસકટિ, ટોપલીઓ, કરાવે છે અને કેટલાકની કણેથી ખુરસીઓ, કોચો ભરાવે છે તથા કેટલાક કાથાના અને સણના દોરડા વણેછે, તે શીવાય બીજી ઘણી જાતની કારીગરીની જણસો તેઓ પાસેથી કરાવેછે. એ સઘળો કારીગરીનો માલ તૈયાર થાયછે તે સરકાર વેચેછે, તેની મોટી ઉપજ થાય છે તે બંદીવાનોની ખોરાકી પોશાકીમાં વપરાયછે, તેમાંથી જે કંઇ બચે તે સરકારની તીજોરીમાં જમે રેહેછે. અત્રે સુધરાઇના કામને વાસ્તે મ્યુનીશીપાલીટીનો મોટા ખરચ કરવો પડેછે, તેવા ખરચ હાંગકાંગમાં થતા નથી. અત્રે મોટે ખરચ મ્યુનીપાસીલ કરી રૈયત ઉપર બોજો નાખેલો છે તેમ એ શેહેરની રૈયત ઉપર બોજો પડેલો નથી. એ સરકાર ડાહાપણથી સુધરાઇનુ કામ બંદીવાનો પાસે કરાવે છે, તેથી વગર પગારના સેંકડો કારીગરો અને મજુરો બંદીવાનોજ છે. તેઓનો ખોરાકી પોશાકીનો ખરચ સરકારના ખજાના ઉપર નપડતાં તેઓ પોતાનો ખરચ પોતેજ પેદા કરેછે. કેટલાક લુચા કેદીઓ, એ બંદીખાનામાંથી નાહાશી જવાની તજવીજ કરેછે, તે એવી રીત કે એ બંદીખાનામાંથી ખરાબ પાણી એકઠું થાયછે. તે પાણી મસુદ્ર તરફ નિકળી જવાના મોટા મોટા નળ મુકેલાછે. તે નળને રસ્તે કેટલીક વખતે બંદીવાન ચીનાઓ નાહાસી જાય છે, તે પાછા હાથમાં આવતા નથી. કેટલાક કેદીઓ રસ્તા દુરસ કરવાને બાહાર નિકળે છે, તેઓને સીપાઇઓ દુર લઇ જાયછે, તે વેલાયે તેઓની સાથે વધારે સીપાઇઓ મોકલવામાં આવેછે કેમકે લુચા બંદીવાન પો-

તાના મિત્રોને અગાઉથી સંદેસા મોકલી ચેતાવી ગએ છે તેઉપરથી તે એના મિત્રોનું ટોળું હથીઆર સાથે આવી પોલીસના સીપાઈઓને ઝખમી કરી બેડી સાથે બંદીવાનોને ઉપાડી લઈ જાય છે.

---

## બ્યાંડ એટલે વજીંત્ર.

---

દરરોજ સાંજની વખતે હાંગકાંગના ગ્રીન ચોક મધે લશ્કરી વાજીંત્ર વગાડવાની મોટી જગો કરેલીછે, ત્યાં વાજીંત્ર વાગે છે. તે વખતે ઘણાજ દરબારી સાહેબો તથા તેઓની સ્ત્રીઓ, વેપારીઓ, ચીનાઓ અને પરદેશીઓ ભેળા થાય છે, તે દેખાવ ઘણો સરસ હોય છે. તે વખતે ઘણા પરદેશી વેપારીઓ વેપારી સાથે, ગુમાસ્તાઓ ગુમાસ્તા સાથે, અને ઘણા દરબારી અમલદારો રાજ દરબારીઓ સાથે મળેછે ત્યારે પોત પોતાના વહીવટની કેટલીક ગોઠવણોની વાત ચીત થાયછે તેથી કરી એક બીજા ના કામમા થતી હરકતો દુર થાય છે.

---

## વસ્તી.

---

એ બેટમા અગાઉ ખેતીવાડી કરનાર અને માછીમાર ચીનાઓની સંખ્યા એક બે હજારની હતી. ત્યાર પછી અંગ્રેજ સરકારે ઇસ્વી સન ૧૮૪૨ ના સાલમા એ બેટ પોતાના સ્વાધીનમા લીધા પછી તે ઠીક ઠીક રૈયત કનાન, અને મકાઉમા જઈ વસેલી હતી, તેઓને એ બેટમા આવી વસવાનો હુકમ કીધો, એટલે તેઓ આવીને વસ્યા. હાલમા એ ચીનાઓના અને પરદેશીઓના આવી વસવાથી અને વેપાર રોજગારથી ઘણો ગીરદી થઈ ગયો છે એ બેટમા હાલ આસરે

ને ત્રણ લાખ માણસોની વસ્તી છે અને દરરોજ હજારો માણસોની આવ જાવ થાય છે, તેણે કરી વસ્તીમાં અને વેપારમાં ઘણોજ વધારો થતો જાય છે. એ બેટમાં બીજા દેશો કરતાં વેપાર વધતો જાય છે, તેનું કારણ એ છે કે એ બંદરમાં આવતા જતા માલ ઉપર સરકારની જગાતં લાગુ પાડેલી નથી અને માંડવીમાં માળ નોંધાવવાની તુરત જરૂર પડતી નથી. એટલી છુટ છે તો એ બંદર વેપારી બારકસોથી ભરેલું દેખાય છે.

---

## ચલણી શીક્કા.



હાંગકાંગમાં અસલી ચલણ તો ચીનાઈ શીક્કા મધે પીતળના "સપાકા" છે. એ શીક્કા ચીનની સરકારે લોકોના વેહેવારને માટે બનાવેલાછે, પણ બીજા રૂપાના શીક્કા મધેના મેકસીકન ડાલરનું* ચલણ છે, અને હાલમાં અંગ્રેજ સરકારે એ બેટમાં અત્રેના તાંબાના શીક્કા જેવા શીકકો ચાલું કરેલાછે. ચીનાઈ ચાંદીના કટકા "ટેલ" ના વજન પ્રમાણે લેવડ દેવડમાં વાપરેછે. ટેલનું વજન અત્રેના ત્રણ તોલાને નવ વાલનુ થાયછે, ટેલના વજન પ્રમાણે ત્યાં હસાબની ગણતરી કરી આપલે કરેછે; પણ મોટું ચલણ ડાલરોનું છે તેથી મેકસીકન રૂપાના એકસો ડાલરનું પુરૂ વજન થયાથી એકોતેર ટેલને સાતમાસ ગણે છે, કેમકે ડાલરની ચાંદીનો ટચ ઓછો હોય છે. એ ટાપુ ખાતે લેવડ દેવડ થતી વખતે ચાંદીના કટકા, બીજા હરેક દેશના શીક્કા, અને મેકસીકન ડાલરોને તોલીને અને પરખીને લેછે; પણ બગ ડાલરો ઉપર પરખી લેનાર ચીના સરાફો પોતાની નીમાની દાખલ છાપ મારેછે. એવી રીતે દરેક ડાલર ઉપર સરાફોની છાપના બીબા ઠોકાયાથી સ-

---

* ડાલર અત્રેના સવાબે રૂપિઆને આસરે થાયછે.

ઘણા ડાલરો ચારણી જેવા બની જાય છે. માટે તે હલકાવજનના થ
પડેછે. એ ડાલરના પાવલા, અરધાપણ મળી આવેછે. જે વેપાર
અને સરાફોની પેઢીમાં મોટી રકમનું હમેશાં લેવડ દેવડ થાય છે ત
જાને જોઇએ છે તો ડાલરોનો ખણખણાટ થઈ રહેલો હોયછે. કેટલા
સરાફો મોટી મોટી બે ત્રણ ટોપલીઓમાં ડાલરો ભરીને બેઠેલા હોય છે
તેમાંથી પારખેછે તે ગાહિના કેટલાક પરખાયલા ડાલરોઉપર છાપન
બીલા ઠોકે છે, અને કેટલાક મોટી મોટી કડાવાળી ટોપલીઓને કા
વડની મીચાલે બાંબુ ભરાવા કાવડ કરી લાવેલા હોય તેમાં તે ડાલરો
ભરી ઝડપથી ઉપાડી જાયછે; તે રમુજ જોવા લાયકછે. એવી રીતે દરરોજ
ડાલરોની ભરેલી મોટી મોટી ટોપલીઓની દોડા દોડી થાયછે. એટલી મોટી
મેહેનત સરાફોને કરવી પડેછે તેનો બચાવ કરવાને ચીના સરાફો પોતાના
લેહેણુ દાર ઉપર ચેંકર છાપ એટલે વગર મુદતનો દરાફ આપેછે, તે દરાફ
લઈ તે ચીનાની દુકાને ગયાથી તે ચીનો બીજા ઉપર દરાફ આપે છે
એવી રીતે "ચેંકર છાપ' ચીના, વેપારીઓ અને સરાફોમાં આપ, લે
થયાથી સારી આબરના ચીનાઓ થોડે નાણે મોટો વેપાર કરી શકે છે.
"સપાકા" એટલે ચીનાઈ ખુરદો, એ ખુરદો એક મેકસીકન ડાલરના
નવસો, થી હજાર વેચાતા ભાવ પ્રમાણે મળેછે. એ જુજ કીમતનો ચી-
નાઈ શીકકે હોવાથી ગરીબ ચીનાઓને દરએક સપાકાની હરેક જણસ ખ-
રીદ કરવાને સવળ પડેછે, એટલુંજ નહીપણ એ સપાકાના અરધા
અને ચોથા ભાગના સપાકા મળે છે. હાલ અંગ્રેજ સરકારે તાંબાનાં
શીક્કા કરેલાછે, તે શીકકો-એક મેકસીકન ડાલરના એકસો સેંટ મળેછે.

## સ્લાટર હાઊસ.

એ બેટની પશ્ચિમ તરફ સ્લાટર હાઉસ એક ખુલી જગ્યાએ સરકારે બાંધેલું છે, તેમાં સાંજની વખતે મેંઢા, બકરાં, ડુક્કરો, અને બળદો, લઈ જાય છે; પણ બકરી, ગાય ભેંશ લઇ જતા જોવામાં આવતાં નથી, કારણ ચીનાઈ સરકારના કાયદામાં "ગાય"ની હત્યા કરનારને ખુનની સજા ફરમાંવેલી છે. એ ઉપરથી વિચાર કરતાં જણાય છે કે ચીનાઓના ધર્મ શાસ્ત્રમાં અસલનાં વખતમાં ગાયને માન આપતા હતા એવું સિદ્ધ થાય છે.

## રસ્તા.



એ શેહેરના રસ્તા લાલ મોરાડીના છે તેમાં પથરની ખડી પુરેલી હોય છે, તેથી મજબુત થયલા છે. એ રસ્તાને બંદીવાનો હંમેશાં સાફ અને મરામત કરેછે, તેથી સુશીયાની રેહેછે. એ રસ્તા ઉપર બારે દીવસ ધુમસની ઝીણી ઝીણી બુંદ પડયાથી હરીયાળી ભરેલી લીલોતરીવાળી જમીન જાણે લીલો ગાલીચો બીછાવેલો હોય તેવી દેખાય છે. વરસાદના દીવસમાં જોરથી વરસાદ આવેછે, તેથી કરી પાહાડ ઉપરથી ઉતરતા પાણીના જોરથી રસ્તો આદાય તેનું મોરાડું દરીઆમાં ઘસડાઈ જાયછે. પણ તુરત એ રસ્તાની મરામત થયાથી જુજ દીવસમાં દુરસ્ત થાય છે. એ રસ્તા પાહાડની ચહડાણમાં ઠેકાણે ઠેકાણે એક બીજાથી ચહડતા બાંધેલા છે. અને હજુ પણ જેમ વસ્તી ચહડાણ ઉપર વધારે થતી જાય છે, તેમ તેમ બારે માસ નવા નવા રસ્તા થતા જાય છે.

ગળા ડાલરો ચારણી જેવા બની જાય છે, માટે તે હલકાવજનના થઈ પડેછે. એ ડાલરના પાવલા, અરધાપણ મળી આવે છે. જે વેપારી અને સરાફોની પેઢીમાં મોટી રકમનું હમેસાં લેવડ દેવડ થાય છે ત્યાં જઈને જોઈએ છે તો ડાલરોનો ખણખણાટ થઈ રહેલો હોયછે. કેટલાક સરાફો મોટી મોટી બે ત્રણ ટોપલીઓમાં ડાલરો ભરીને બેઠેલા હોય છે; તેમાંથી પારખેછે તે ગહિના કેટલાક પરખાયલા ડાલરોઉપર છાપનાં ખીલા ઠોકે છે, અને કેટલાક મોટી મોટી કડાવાળી ટોપલીઓને કાવડની ગીથાલે બાંધુ બગાવા કાવડ કરી લાવેલા હોય તેમાં તે ડાલરો ભરી ઝડપથી ઉપાડી જાયછે; તે રમુજ જોવા લાયકછે. એવી રીતે દરરોજ ડાલરોની ભરેલી મોટી મોટી ટોપલીઓની દોડા દોડી થાયછે. એટલી મોટી મેહેનત સરાફોને કરવી પડેછે તેનો બચાવ કરવાને ચીના સરાફો પોતાના લેહેણ દાર ઉપર બેંકર છાપ એટલે વગર મુદતનો દસ્તક આપેછે, તે દસ્તક લઈ તે ચીનાની દુકાને ગયાથી તે ચીનો બીજા ઉપર દસ્તક આપે છે એવી રીતે "બેંકર છાપ" ચીના, વેપારીઓ અને સરાફોમાં આપ, -લે થયાથી સારી આબરૂના ચીનાઓ થોડે નાણે મોટો વેપાર કરી શકે છે. "સપાકા" એટલે ચીનાઈ બુરદો, એ બુરદો એક મેકસીકન ડાલરના નવસો, થી હજાર વેચાતા ભાવ પ્રમાણે મળેછે. એ જુજ કીમતના ચીનાઈ શીકકે હોવાથી ગરીબ ચીનાઓને દરએક સપાકાની હરેક જણસ ખરીદ કરવાને સવળ પડેછે, એટલુંજ નહીંપણ એ સપાકાના અરધા અને ચોથા ભાગના સપાકા ગળે છે. હાલ અંગ્રેજ સરકારે તાંબાનાં શીક્કા કરેલાછે, તે શીકકો એક મેકસીકન ડાલરના એકસો સેંટ મળેછે.

## બેંક નોટ.

ઓરીયંટલ બેંકે પ્રથમ બેંક નોટ ચાલુ કરી, તે જોઈ બીજી બેંકોએ દશ, દશ, અને સો, સો, ડાલરોની નોટો ચલાવવામાંડી; પણ થોડા દીવસમાં ખરી નોટને બદલે ખોટી નોટો નિકળવા લાગી વાસ્તે બેંકવાળાઓએ ખરી નોટ બનાવવામાં જુદી જુદી જાતની નીશાનીઓ કરી, પણ લુચાઓએ ખોટી નોટો આબેહુબ ખરી નોટોનાજેવી તુરત કહાડી, તેણે કરી વેપારને અને સરાફોને મોટો ગેરફાયદો થવા લાગો. લુચા ચીનાઓ નોટો બનાવવામાં એવા તો હુશીઆર છે કે એકાએક તે કોઈથી પારખીશકાતી નથી એટલું જ નહી પણ બેંક વાળાઓ પારખી શકતા ન હતા. ચીનાઓ પરદેશી ભાષાઓમાં અને વિદ્યામાં તદન અજાણ્યા હોય છે, તેછતાં પણ પરદેશી અક્ષરોના જેવા અક્ષરો બનાવવામાં ઘણાજ કાબેલ હોય છે, તે સબબથી બેંક વાળાઓએ મોટી કીમતની બેંકનોટો ચલાવવાની બંદ કીધી; પણ ઓરીયંટલ બેંકવાળાઓની પાંચ પાંચ ડાલરની નોટો ચાલુ છે.

## જગાત અને કર

હાંગકાંગનાં બંદરમાં આવતા જતા માલની ઉપર જગાત લેવામાં આવતી નથી અને ચીનાઈ બારકસોની મારફતે આવતા જતા માલની નોંધ પણ રાખવામાં આવતી હોય એમ જણાતું નથી. વાસ્તે જથાબંદ માલ ચીનાઈ રાજના પરગણાઓમાંથી ચીનાઓ લઈ આવેછે, અને તેઓ માલ વેચી તેના અવેજમાં પોતાના ખપનો માલ ખરીદ કરી લઈજાય છે, તેથી સેંકડો બારકસોની આવજાવ થાયછે. એ શેહેરમાં વસ્તીને માટે બત્તીનાં ફાનસો મુકેલાં છે તેનો લાઈટ ટેકસ અને જમીનનો કર રૈયત પાસેથી અંગ્રેજ સરકાર વસુલ કરે છે.

## સુધરાઈ.

એ શેહેરમાં સુધરાઈ ખાતા ઉપર મોટો ખરચ સરકારને થતો નથી, કારણ કે રસ્તા વગરે બાંધવા અને સાફ કરવાનું કેટલુંક કામ બંદીવાનો પાસે કરાવે છે અને શેહેર મધેની ગંદકી સાફ કરવાનું કામ ચીના હલાલ ખોરો કરેછે. તે હલાલ ખોરોની પાસે લાકડાના ચીનાઈ બનાવટના નાના નાના બે પીપોની કાવડ હોય છે, તેમાં વિષ્ટા ભરીને ઉપર એવું તો મજબુત ઢાકણું ઢાંકે છે, કે તેથી મોટે રસ્તેથી આપણી નજર આગળથી ઉપાડી લઈ જાય તો પણ ગંધ જરાએ માલમ પડતી નથી. તે લોકો દરીઆ કીનારે લઈ જઇ ત્યાં નાની હોડીઓ તૈયાર રાખે છે, તેમાં ભંડાર જેવું કરેલું હોય છે તે ઉઘાડી તેમાં સઘળી વિષ્ટા ભરેલા પીપ ખાલી કરીને તેને સમુદ્રના પાણીએ ધોઇ સાફ કરી બીજે ઠેકાણે દાડી જઇ પાછી કાવડો ભરી લાવી હોડીઓમાં નાખી જાય છે. એ લોકો વિષ્ટા લઈ જતી વખતે સઘળી જગ્યા એવી તો સાફ કરેછે કે, તેની ફરીયાદ રૈયતને કરવી પડતી નથી. ચીના હલાલ ખોરો જુજ પગારે ઇમાનદારીથી કામ કરેછે, વાસ્તે તેની ચોકસી કશી રીતે કરવી પડતી નથી. અને બમ્બઇ મોટો પગાર હલાલ ખોરને આપ્યા છતાં તેની ચોકસી રાખવાને સેંકડો અમલદાર રાખવા પડેછે.

અજીઠું એટલે એંઠવાડ અને કચરો લઈ જવાને આસપાસના ગામડીઆ ગરીબ ચીનાઓની સ્ત્રીઓ હોડીઓ લઇ બંદર કીનારે આવે છે, અને બપોર થયા આગાઉ વસ્તીનાં રેહેવાસીઓની હવેલીઓમાં જઈ સઘળો એંઠવાડ અને કચરો પીપોમાં ભરી તેની કાવડ ઉપાડી પોતાની હોડીમાં ખાલી કરી આવેછે. એ ગરીબ ગામડીઆઓ એ કામ જુજ પગારે કરેછે.

## સ્લાટર હાઊસ.

એ બેટની પશ્ચિમ તરફ સ્લાટર હાઉસ એક ખુલી જગાએ સરકારે બાંધેલું છે, તેમા સાંજની વખતે મેંઢા, બકરાં, ડુકરો, અને બળદો, લઈ જાય છે, પણ બકરી, ગાય ભેશ લઇ જતા જોવામા આવતા નથી, કારણ ચીનાઈ સરકારના કાયદામા "ગાય"ની હત્યા કરનારને ખુનની સજા ફરમાંવેલી છે એ ઉપરથી વિચાર કરતા જણાય છે કે ચીનાઓના ધર્મ શાસ્ત્રમા અસલના વખતમાં ગાયને માન આપતા હતા એવુ સિદ્ધ થાય છે.

## રસ્તા.

એ શેહેરના રસ્તા લાલ મેરાડીના છે તેમા પથરની ખડી પુરેલી હોય છે, તેથી મજબુત થયલા છે. એ રસ્તાને બ હીવાનો હંમેસા સાફ અને મરામત કરેછે, તેથી સુશીયાની છેઉે. એ રસ્તા ઉપર બારે દીવસ ધુમસની જીણી જીણી બુંદ પડયાથી હરીયાળી બરેલી લીલોતરી વાળી જમીન જાણે લાલો ગાલીચો બીછાવેલો હોય તેવી દેખાય છે. વરસાદના દીવસમા જોરથી વરસાદ આવેછે, તેથી કરી પાહાડ ઉપરથી ઉતરતા પાણીના જોરથી રસ્તો ખોદાઇ તેનુ મેરાડુ દરીઆમા ધસડાઈ જાયછે પણ તુરત એ રસ્તાની મરામત થયાથી જુજ દીવસમા દુરસ્ત થાય છે. એ રસ્તા પાહાડની સહડાણમાં ઠેકાણે ઠેકાણે એક બીજાથી સહડના બાંધેલા છે અને હજુ પણ જેમ વસ્તી સહડાણ ઉપર વધારે થતી જાય છે, તેમ તેમ બારે માસ નવા નવા રસ્તા થતા જાય છે.

## ઘોડા ગાડી.

હાંગકાંગમાં ઘોડા ગાડી ચલાવવાના સીધા અને સાફ મોટા અને વર્તુળ આકારના એક બે રસ્તા છે, માટે શ્રીમંત અંગ્રેજો ગાડીઓ માટે અને સ્વારી માટે અરબી ઘોડા વાપરે છે. જબર ઘોડા સ્વારી કરવાને રાખેછે અને ઠંડા મીજાજના ઘોડાને ફ્રટીન, ઓપન કેયારેજમાં જોડે છે. પાહાડની ચઢાણ ઉતરાણના કેટલાક રસ્તા છે, તે ઉપર મોટી ગાડીઓ ચહડી ઉતરી શકતી નથી, વાસ્તે નાના નાના ચીનાઈ ટટ્ટુઓને, નેતરની બાસકીટ કેયારેજમાં જોડે છે; એ ટટ્ટુવાળી ગાડીઓ સેહેલી રીતે ચડી ઉતરી શકે છે. ચીનાઓ ગાડીમાં અને ઘોડા ઉપર બેસી ફરવા નિકળે છે, ત્યારે શરીર ઉપર ભભકાદાર રેશમી પોશાક પેહેરેછે અને માથાં ખુલ્લાં રાખેછે તેથી તેઓનો દેખાવ વિચિત્ર લાગેછે; એટલુંજ નહી પણ પવનના જોરથી ઘોડાના દોડવાથી તેઓની ચોટલી ઉંચે નીચે નીશાનની માફક ઉડેછે તે જોવા લાયક રમુજ બને છે.

---

## પરદેશીઓને રેહેવાની હુવેલીઓ.

હાંગકાંગમાં પરદેશીઓને રેહેવાની હવેલીઓ ઘણી ખુબસુરત પાહાડની ઢળતી જમીન ઉપર દરીએ કીનારેથી બાંધેલી હોયછે. દરીઆ તરફ જે ઢળતી જમીન છે તે ઢળાણના થોડા ભાગમાં વધારો કરેલી હોય છે, અને ઉંચાણ તરફ સરખી જગ્યા કરીને ત્યાં બાંધવાણીનું ગજે છે અને તેને ફરતી બારીઓ મુકે છે, અને માંહેલી તરફ મોટા નાના ઓરડા કરેછે, તેમાં ઠંડીના દીવસમાં અતિશય ઠંડી પડેછે તારે ગરમી

તાપવાને "ગરેટ" એટલે સગડીની ગોઠવણ કરેલી હોય છે. તેને જ્યારે સળગાવે છે ત્યારે જડેલા કાચનાં બારી બારણાં બંધ રાખવા પડેછે. એ સગડી નીચેથી ઉપર સુધી હોય છે તેનો ધુમાડો ભીંતની માંહે મુકેલા નળામાંથી છાપરા ઉપર નિકળી જાય છે. જો એ ધુમાડો નિકળી જવાના ધુમાડીઆમાં કોઈ પ્રકારની હરકત થાય છે ત્યારે તે ધુમાડો ઓરડામાં રેહે તો પ્રાણીઓને બે સુધ કરી નાખે છે. એ હવેલીઓમાં એક વખાર, એક આરીશ, સુવાના, નાહાવાના, જમવાના જુદા જુદા ઓરડા, અને એકકનો ભપકાદાર શણગારેલો ઓરડો, એ મુખ્ય કરીને હોય છે એ શીવાયે અને બીજી નાની નાની ઓરડીઓ સરસામાન મુકવાને દરેક હવેલીમાં હોયજ હોય. એ હવેલીઓની આજુ બાજુએ બાહાર નિકળતી ફરતી ગ્યાલરી કરે છે, તેથી તેનો દેખાવ ખુબસુરત લાગે છે. એવી હવેલીના રેહેનારાઓને રસોઈ કરવાને ઓરડા અને ફરતી હાજતની જગ્યા પણ વેગળી હોય છે. એવી રીતે હવેલીઓનું બાંધ કામ હોવાથી નાની મોટી હવેલીઓ પચીસ ડાલરથી તે બસો ડાલર સુધી ભાડે રાખનારાઓને મળે છે; પણ વેપારનાં મથક ઉપર એકા એક એવી હવેલી ભાડે મળી શકતી નથી. એ હવેલીઓની મરામતનો, દીવા બતીનો અને જમીનના છાપાનો કુલ ખરચ ભાડુતોને આપવો પડેછે. એ હવેલીના માળની જમીન મજબુત પાટીઆની કરી તે ઉપર ખુબસુરત ચીત્રો પાડેછે. એ જમીન અજાણ્યા પરદેશીના જોવામાં પ્રથમ આવેછે તો તે જાણે ખુબ સુરત ગાલીચો બીછાવેલો સમજી તે ઉપર ચાલવાથી બગડસે આવા વીચારથી અટકી ઉભો રેહેછે. તરેહ તરેહના ચીત્રોચીત્રીને અને સોનાના કાગળો ચોહોડાડી ભીંતો ખુબસુરત કરેલી હોય છે. એ હવેલીઓના ઓરડાઓમાં ખુબ સુરત મહમલીને ટેબલ, ખુરસી અને કોચો ગોઠવેલા હોય છે તથા હાંડી, ઝુમર, વાલગીર, અને તારીફ લાયક ચીનાઈ બનાવટના ફાનસો જગ્યાએ જગ્યાએ હોવાથી રાજદરબારી મહેલ જેવા લાગે છે. એ દેશમાં ઑફિ

પરદેશી વેપારીઓ પોતાની આબરૂને માટે હવેલીઓને શણગારવાની જરૂર જાણે છે.

---

## હવેલીઓના બાંધ કામ.

એ શેહેરમાં હરેક ઇમારત બાંધવી હોય, તેનો પ્રથમ નકાશો ચીના મીસ્તરીઓ કરેછે. તે જગ્યાની લંબાઈ, પોહોળાઈ, જમીનથી છાપરા સુધીના એક બે મજલાના ભાગ અને ઓરડાઓ કાગલ ઉપર ચીતરે છે. એવી રીતે હવેલીનો નકશો ચીત્રીને મીસ્તરી માલિક પાસે આવી હવેલીના બાંધ કામની મજુરીનું અથવા સઘળા સામાન સાથેનું કંટરાકટ લેછે.

ચીના મીસ્તરી ઇમારત બાંધવાનું કંટરાકટ લીધા પછી તે જગ્યાએ એક મોટું છાપરું બાંધેછે તેમાં મજુરો, સુતારો, કડીઆ, ઢોર છોકરાઓને લાવી રાખેછે, એ સર્વેને ખોરાકીમાં ચાવલ અને સુકી માછલી દર દીવસમાં ત્રણ વખત આપેછે, અને ઇમારત બાંધવાનું કામ સોંપેછે પછી તેઓ ઇમારતના નકાસાનાં કાગળ ઉપરથી ઇમારતને લગતું લાકડકામ અને પથર કામનો સઘળો સામાન ગણતરી પ્રમાણે તૈયાર કરેછે.. તે સઘળો સામાન અગાઉથી તૈયાર કરવાની તારીફ એટલીછે કે જે તે જગ્યાનો બનાવેલો સામાન તેતે જગોએ ગોઠવતી વખતે સુધારવો કે ઓછો વધતો કરવાની જરૂર પડતી નથી. એ સામાન તૈયાર થયા પછી જમીનનો પાયો ખોદીને કામ ચલાવવા માંડેછે.

સઘળી ઇમારત બાંધવાના કામમાં દેવદારી અને જંગલી લાકડાં વાપરવામાં આવેછે ; પણ તેની આકરી કીમત હોવાને લીધે લાકડાના થામલા, અને ભારવટીઆને બદલે પથરોના મુકેછે, ચુનાની કીમત આકરી હોય, અને બરોબર મળી શકતો ન હોય, ત્યારે મોટી મોટી

હવેલીની ભીત મોટોડીની કરેછે. મેટોડી સાથે થોડો ચુનો અને ઘાસ ભેળી કાલવીને તેનો ગારો બનાવે છે, પછી તે ગારો અને ઇટોથી ભીત બાંધે છે. એ ભીતોમાં બારી, બારણા લાકડાના મુકે છે. કેટલીક હવેલીઓનો નીચલો ભાગ પથરનો મજબુત કલાથી બાંધ કરેછે અને ઉપલા ભાગઉપરની ભીંત મેટોડી અને ઇંટની કરેછે તે ઉપર ચુનાની કકલાત ઝીપાથી ચુના જેવી નજર આવેછે. એવી રીત મોટી મોટી ઇમારતો બાંધે છે.

એ બાંધ કામ એવું તો ઝડપથી થાયછે કે પડત જગ્યા હોય તે ઠેકાણે એકા એક બે, ચાર મહીનામાં ખુબ સુરત મોટી હવેલી દીસેછે. તેનું મુખ્ય કારણ એટલું છે કે મજુરો, સુતારો, લુવારો, અને કડીયા એ સઘળા ચીના ચીનાઈ વીદ્યામાં અને કલાકોશલ્યમાં હુશીઆર હોયછે તેથી જેવા નકશાઓ કરવા હોય તથા ઉતારવા હોય તેવાં કરી શકેછે.

---

## ડૉક ફ્રોકા.

---

એ ટાપુના પાહાડમાંથી મોટા મોટા પથરો નિકળેછે તે કાહાડવાને છેક પાહાડની ઉંચે જાયછે. લાંબાને લાંબા પથરો કાહાડવાને પાહાડની કોરણમાં આજુ બાજુએ એક સરખા ટાંકણાથી વીંધી પથરો કાહાડેછે, જેટલી લંબાઇના પથર કાહાડવા હોય તેટલા વીંધ પાડેછે, પછી તે સઘળા વીંધમાં દારૂ ભરી એકે દમ સળગાવી દેછે તેથી એક સરખી લાંબી નેલાંબી ફાટ પડેછે. એ પથર કરકગ દશ બાર ફુટ લાંબા અને ત્રણ ચાર ફુટ પોહોળા ભુરા રંગના નિકળે છે. એ મોટા પથરોને પાહાડની ઉંચાણ ઉપરથી જમીન ઉપર નાખવાને બદલે ભારી વજનના પથરોને નીચે લાવવાને તારીફ લાયક ગોઠવણ કરે છે. તે એવી કે જે પાહાડમાંથી પથરો કાહાડવા હોય તેની નીચાણથી તે પાહાડની ટોક સુધી ધોડ ધોડ

રપે આડા અને ત્રાસા ઢળાણના રસ્તા પ્રથમજ કરી રાખેછે. તે ઉપરથી પથરો ઉતારવાને આઠ દશ માણસોથી ઉંચકાય એવા પથરની બી- કડ માણસો ઉપાડી આસ્તે આસ્તે ઉતરે છે, અને ઘણો વજનદાર મોટો પથર હોય તો ઢળાણ ઉપરથી ચીનાઓ આસ્તે આસ્તે તેને સેરવી ઉતારેછે.

---

## ઇમારત રંગનારા



એ શેહેરની ઇમારતો ઘણી સોભાયમાન ચીનાઓ રંગેછે, તેઓ રંગવાને આવે છે, તે વેળાએ એક હાથમાં રંગે ભરેલો ડબ્બો અને બીજા હાથમાં પીછી પકડેછે. પ્રથમ હરેક લાકડાં ઉપર સુફેદ અ- થવા પીળો રંગ લગાડે છે અને બે ત્રણ દીવસ પછી પાછો આવી લીલો, પીળો, લાલ, આસમાની, અને કાળો, એવી જાતના રંગ લાવેલા હોયછે તે રંગમાંથી જે, જગ્યાએ જેવી જાતના ચિત્ર કહવાં હોય તેવી જા- તના રંગથી કાહાડ છે. એટલે ભાત ભાતના ચિત્રો ગાલીચા જેવા નકશીદાર દેખાય છે. એક બે દીવસ પછી રંગનારો આવીને તે ચીત્રો ઉપર વારનીસ ફેરવેછે એટલે ખુબ સુરત ચલકાટ ભરેલા જણાયછે. હરેક ઇમારત રંગવાને બે ચાર રંગાગ ત્રણ ચાર વખત આવી સઘળું રંગવાનું કામ પાર પાડે છે. ચીનાઈ રંગ વીલાતી રંગના જેવા ખુ- શબોદાર નથી; પણ દુરગંધી ભરેલો રોયછે, તે સુકાયા પછી ખગબ વાસ બીલકુલ રેહેતી

## ચુનો.



હાંગકાંગમાં ચુનો પકાવવાના કારખાનાં અને તેના પથરો દીસતા નથી; પણ ચુનો આસપાસના ટાપુઓમાંથી આવેછે. અત્રેના લોકો ચુનાના પથરોનો અને કાંકરાનો ચુનો બનાવેછે, તેમ તે લોકો બનાવતા નથી. તે લોકો સમુદ્ર કીનારે પથર સાથે બંધાયલા. કાલુને એકઠા કરી તેમાંની માછલી કાહાડી તેના કોટલાને બાલી ખાક કરે છે, તેનો તૈયાર ચુનો બનાવેછે, તે ચુનો થયા પછી મોટાં શેહેરમાં વેચવા લાવે છે. બાહારના દેશોથી ચુનો ઘણો આવે છે તો પણ મોટી કીમત ખરચાતાં જોઈએ તેટલો મળી શકતો નથી. એ ચુનો ઘણો સફેદ અને મુલાયમ હોયછે. તેને તોળીને વેચેછે.

---

## મટોડી.

---

એ બેટની મટોડી ઘણી સરસ લાલ રંગની હોયછે. એ મેટોડી ચુનાની માફક મજબુતછે વાસ્તે બાંધ કામમાં અને વાવણીના કામમાં ઘણી ઉપયોગી છે. બાંધ કામને વાસ્તે મેટોડી, પાણી સાથે પીગળાવી નરમ કરેછે તેમાં થોડો ચુનો અને ઘાસ નાખી તેનો ગારો કરેછે, પછી બાંધકામમાં વાપરે છે, કારણ એકલી મટોડી, વધારે ચીકણી હોવાથી ચુનાની અને ઘાસની મેળવણી કરે છે તેથી બાંધકામમાં ફાટ પડતી નથી. એ બેટની પડત જમીન લાલ મેટોડીની હોય છે તેને ખેડી તેમાં ચોખા, લીલોત્રી, અને ફુલની ઉપજ કરે છે. એ લાલ મેટોડી કુંડાઓમાં ભરી તેમાં ખાટા મીઠા લીંબુના, નારંગીના, અને ચીનાઈ આરુના રોપા વાવે છે તે ઉછરીને એક, બે ફુટનાં ઉંચા થાય છે એટલે તે ઉપર બાનબાર અને રસાદાર ફળો થાય છે.

---

## સુતાર, કડીઆ, અને બેગારી.

——oo——

એ ટાપુમાં બાંધ કામ અને કારીગરીના કારખાનાઓમાં સુતાર, કડીઆ અને બેગારીઓ હંમેસાં રોકાણ કરી રહેલા હોય છે. તે કારખાનાના ઉપરી તરફથી સઘળા મજુરોને ખોરાકીમાં સહવાર, બપોર અને સાંહાંજના ત્રણ વખતે ચાવલ બાફીને સઘળાઓને પુરતી રીતે ખાવાને આપેછે અને તેની સાથે સુકી રાંધેલી માછલી અને ખટાસ ઉકાળી તેનું પાણી આપેછે, તેથી ખાનારાંઓ પોતાના ખોરાકમાં લેહેજત જેવું સમજેછે. મજુરોને ખોરાકી ઉપરાંત દર મહીને બબે ડાલરથી તે આઠ આઠડાલર સુધીનો પગાર પણ કારખાના વાળાઓ આપેછે.

એ મજુરો સવારના સૂર્ય ઉગ્યા પેહેલાં કામ કરવા મંડી જાય છે. તે છેક સાંજના પાંચ વાગા સુધી કામ કરેછે, તેટલા વખતમાં ત્રણ વખત ખાવાને માટે એકેક કલાકની રજા મળે છે ત્યારે ખાઇને પાછા કામે બેસેછે. સાહાંજની વખતે સઘળાં મજુરો હાથ પગ ધોઇ રસ્તા કીનારે હારેહાર જમીન ઉપર ખુલે શરીરે બેસેછે; તે વેળાએ જઈ કોઈએ તો સઘળા કારીગરો હાથમાં બાફેલા ચાવલ ભરેલા પ્યાલા લઈ ખાવા બેઠેલા હોય છે, અને ખાતાં ખાતાં ગપો મારી ખુસી થતા જાય છે. એક એક મજુર પાંચ, સાત પ્યાલા ચાવલ ઝડપથી ખાઇ જાય છે એ દેખાવ જાણે અત્રેનાં હિંદુઓની જમણવાર જેવો દેખાયછે.

ચીના મજુરો સહવારથી સાંહાંજ સુધી જે મંજુરી કરે છે તેની મેહેનત કોઈ પરદેશી જઇને જુવે તો તેને દયા આવ્યા વગર રેહેતી નથી એટલુંજ નહી પણ દર એક મજુર લુહારનું, સુતારનું, કડીયાનું, બેગારીનું સઘળું કામ કરે છે, તેણે કરી કારખાના વાળાને એક બીજાના કામની અડચણ પડતી નથી. તે સાથે સઘળા મજુરો લખી વાંચી જાણે છે.

## જનાવરોનું બજાર.

એ શેહેરમા કુવીન રોડ ઉપર ચીનાઈ માલના બજાર પાસે ઘોડા, ગાયો, બળદો, બકરા ડુકરો, મરઘા, બતક, હંસ, ટરકી, એઓનુ બજાર ભરાય છે. એ સર્વે જનાવરોને ચીનાઈ ગામમાથી ચીનાઓ ખરીદ કરી બારકસોની મારફતે લાવેછે. ઘોડાઓને શ્રીમંતો ચાહીને ખરીદ કરે છે અને તેને નાની બાસકીટ ગાડીમા જોડે છે, કેમકે એ ચીનાઈ ઘોડા પાહાડની ચઢાણ ઉતરાણના રસ્તાઓ ઉપરથી ઘણી ઝડપથી ચઢી ઉતરી શકેછે. ગાયોને તો ગવળી ચીનાઓ ખરીદ કરેછે. કેમકે તેનુ દુધ વેચેછે

હાથી, ઉંટ, સાબર, જંગલી ડુકર, હરણ અને વાઘ, સિંહ, સર્પ એ જાનાવરો બજારમા વેચવા લાવતા નથી, પણ એઓના ચિત્રો ચીનાઓ જોઈ જોઈને ઘણા ખુશી થાય છે અને કેહેછે કે હમારા દેશના મોટા જંગલોમા એ જનાવરો મળી આવે છે. એટલુજ નહી પણ એ જનાવરોના માસનો ખોરાક કીધાથી ઘણો ફાયદો થાય છે. દરેક જનાવરના માસનો ગુણ અને લેહજત જુદા જુદા હોય છે અને કાગડા, કબુતર, સમડા, ચલીયા, કુતરા, બીલાડા, ઉંદર, કરોળીઆ, કંસારી અને કીડા એ શીવાએ બીજા ઘણા જનાવરોનો ખોરાક ચીનાઓ કરેછે. સમુદ્રના અને નદીના માછલાઓનો એ લોકોને ઘણો ખોરાકછે વાસ્તે એ જનાવર પકડવાને માટે મોટા મોટા બારકસો દરીઆમા અને નદીઓમા ફરતાજ રેહેછે. એ વિશે વખાણવા ચીના હકીમોએ વૈદકના પુસ્તકો સેંકડો બનાવેલા છે, તેમા હરેક દરદની દવાઈને વાસ્તે વનસ્પતી બતાવેલી છે, તેમજ સઘળા પ્રાણીઓના માસ પણ બતાવેલા છે. બીજા એવા દરદો થાયછે કે તેને માટે માણસનુ માસ દવાઈ દાખલ કામે લગાડવાનું એ હકીમોએ ફરમાવેલુ છે, વાસ્તે શ્રીમત ચીનાઓને તેની જાતનું

દરદ થાય છે ત્યારે ગરીબ ચીનાઓના નિર અપરાધી બાળકોને ખરીદ કરી તેનું માંસ દવાઈમાં આપે છે.

હકીમોના ફરમાનથી જે ખોરાકીમાં વાપરી શકાય નહી એવા પ્રાણીઓનો ખોરાક ચીનાઓ કરવા લાગ્યા છે, તેથી આખા ચીનાઈ રાજમાં આસરે છતરીસ કરોડ માણસની વસ્તી છે તે સઘળાઓ ઉંચી જાતના પ્રાણીઓના માંસનો ખોરાક કરેછે એટલુંજ નહી પણ છેક નીચામાં નીચા પ્રાણીનો પણ ખોરાક કરેછે. ચીનાઓ સઘળી જાતની વનસ્પતીના ફળોનો અને છાલોનો ઉપયોગ કરે છે તેમજ સઘળી જાતના પ્રાણીઓના માંસનો પણ ઉપયોગ કરી પચેછે.

---

## જાહેર અખબાર.

——oo——

એ શેહેરમાં એક અંગ્રેજી અખબાર દરરોજ મીસ્તર મરે નામનો બુદ્ધિવાન અંગ્રેજ કાહાડે છે. તેનું નામ "ડેલી પેપર" રાખેલું છે. એ પતરનો માલેક અગાઊ કંતાનમાં મોટો શ્રીમંત વેપારી હતો, જ્યારે અંગ્રેજ સરકારે હાંગકાંગ લીધું ત્યારે તે માહેની એક મોટી જગ્યા તેણે લીધી; પણ તેના ગરદશ્ત દિવસે વેપારમાં સઘળી નુકસાની થયાથી પોતાનું ભરણ પોષણ કરવાને અર્થે એ શેહેરની વસ્તી ઉપર ઉપકારી કામ માંધી લીધું. માટે એ શેહેરની આબાદીનું માન એ ગ્રુહસ્થને આપવું ઘટેછે. એ ગ્રુહસ્થના અખબારમાં દરરોજ એ શેહેરનો, ચીનાઈ રાજનો, વેપારના કીમતી વિચારો, રૈયતના હક સાચવાને, વેપારને ઉત્તેજન આપવાને ઘટતા ઉપાય બતાવે છે, એટલુંજ નહી પણ હાલની સર્વે રાજ નીતિ સુધારવાની યુક્તિ પોતાના અખબારની મારફતે બતાવેછે.

દર અઠવાડીએ અથવા પખવાડીએ ઈંગ્લંડ તરફ મેળ સ્ટીમરો

જાય છે તેમાં 'ઓવરલાંડચેડ" નામનું પત્ર મોકલવામાં આવે છે, તે એ કામેલ ગહરથની કલમથી લખાય છે. એ પત્રના ઘરાકો મુબઈ, કલકતા, મદરાસ અને યુરોપ ખડમાં ઘણા છે. શેહેરનો અકવાડીઆનો અથવા પખવાડીઆનો વહીવટ, ચીનાઈ રાજનો હેવાલ, ચીનના અને યુરોપના વેપારની રૂખ, આવતા જતા માલ વિષે, વસ્તીની હાલત સુધારવાના વિચારો, રાજદરબારી બાબતો એ અખબારની મારફતે જણાવવામાં આવેછે તેણે કરીને રૈયતને અને રાજાને મોટો ફાયદો થાયછે.

---

## ખેતી વાડી.

એ બેટની ઉત્તર અને દક્ષિણ દિશાની ચહાણમાં થોડીક જગ્યામાં ચીનાઓ ખેતીવાડી કરેછે. જમીન ખેડવાને એકુતો બાફના યત્રો અને ઘોડાઓ કામે લગાડતા નથી; પણ કોઈ વખતે બળદને કામે લગાડેછે અથવા ઘણી વખત તો માણસોજ કામે વળગેલા હોય છે. ને લોકો નાની ગાડી રાખે છે તેને બે પૈડાં કરેછે, તેની પાછળ એક ચકચકીત મોટું હથીઆર જડેછે, તેની આગલી બાજુએ બે હાથા લાંબા રાખે છે, તે હાથા એકુતો ધરી ગાડીને પાછી હટાવે છે. તો તે હથીઆરથી જમીન ખેડાય છે. એવી રીતે પુરતી જમીન ખેડાયા પછી માણસનું નરક ખાતરને વાસ્તે મોટાડી સાથે ભેળીને ફરીથી જમીન એડીને તેમાં શાક ભાજીનાં બી વાવીને દરરોજ પાણી સીંચેછે એટલે થોડા દહાડામાં તેમાં તેના રોપ બાહાર નિકળી આવે છે. ખેતરોમાં પાણી સીંચવાની રીત એવી અજાયબ જેવી છેકે પાણી સાથે માણસનો પીશાબ અને વીટા ભેળી તેના. બે પીપ ભરી તેની બાંજુમાંથી પાણી નિકળવાને બાંગ્નો નળ ગોઠ છે. એ પીપોને ઉંચકી બીજી જગોએ તેલવા

ને વાસ્તે બાજુએથી દોરડા બાંધેલા હોય, તેથી કાવડની માફક બેહુ ઉપાડે છે તે વખતે બાંસેલી નળીતરફથી જેટલું પાણી સીપવું હોય તેટલું પાણી દોડતો દોડતો સીપતો જાયછે. એવી રીતે દીવસમાં બે વખત સહવાર સાંહાંજ પાણી સીપેછે, તેથી હંમેસાં લીલોત્રી તાજીહ ઉગી નિકળે છે. એ ખેતરોમાં કાકડી, તુરીઆં, મુળા, કારેલાં, ભીંડા, માકની, સાલીટની, અને તલીની ભાજી થાયછે અને આલકોલ, કોબી, એ શીવાય ઘણીક જાતની લાલોત્રી ઉપજી શકે છે; પણ તેનો દેખાવ અને નામ જુદાં જુદાં હોય છે.

---

## ઘંટી.

—o—

એ ઘેહેરમાં શાક ભાજીનું બજાર ભરાયછે તે રસ્તે જતાં અનાજ દળવાની એક ઘંટીનું કારખાનું એક પારસી ગૃહસ્થે કાહાડેલું છે. તે કારખાનામાં ચાર, પાંચ ફુટ ગોળાકાર એક પર એક ચીનાઇ પથરની ઘંટી ઉંચી બેઠક ઉપર મુકેલી હોય છે. તેની આજુ બાજુએ પાટીઆંની ફરતી કયારી બાંધેલી છે. એ ઘંટીનાં ઉપલા પથર સાથે આઠ, નવ ફુટ લાંબા બે લાકડાં જડેલાં છે, તેના ચારે છેડા પકડી મજુરો જોરથી દોડે છે, તેથી ઘંટીનો ઉપલો પથર ફરે છે, એટલે અનાજનો આટો થઈ ઘંટીના થાળામાં પડે છે. એ ઘંટીમાં અનાજ ઉતરવાને ઉપલા પથરનાં વચલા ભાગમાં પાટીઆંની એક પેટી કરેલી છે, તેનો ઉપલો ભાગ પોહોળો અને નીચલો ભાગ સાંકડો છે. તે પેટીમાં અનાજ ભરી ઘંટી ચાલું કરેછે એટલે અનાજ જેમ જેમ નીચે ઉતરે છે, તેમતેમ તેનો આટો થતો જાય છે. એ ઘંટીની ગોઠવણ ચીનાઓની રીત ઉપરથી કરેલીછે. અને બાફના યંત્રની મારફતે ઘણીક ઘંટીઓ નિકળેલીછે.

તેને ચલાવવાને માટે ઘણો ખરચ થાયછે. એટલા ખરચ માથે દરરોજ ચાર પાચ ખાડી અનાજ દળાયછે કોઈ વખતે એના સાચામા, બગાડ થાયછે ત્યારે દળાવવાનુ કામ બંધ રેહેછે, તેણે કરીને ખરચ માથે પડેછે એવી રીતની હરકતો હાંગકાંગ મધેની ઘટીની સેહેલી ગોઠવણુને લીધે ત પાગસી ગૃહસ્થને ભોગવવી પડતી નથી અને ખરચ માથે પડતો નથી.

## પક્ષીને બદલે પતંગો.

—00—

એ શેહેરમા ચીનાઓના તેહવારોને દીવસે રંગેલા કાગળોના પત ગો કાગડા, સમડી, પોપટ, કબુતર, ચલીઆના કરી ઉડાવે છે, તે વ ખતે જઈને કોઈ એ જોઈએ તો આસમાનમા પક્ષીઓ ઉડતા હોય તે મીસાલે જણાએછે, અને કેટલાક સપના જેવા હતા એવા તરેહવાર પતં- ગો ઉડતા દેખાયછે. એ શીવાય બીજા કેટલાક જાતના જનાવરોના આ- કારના તરેહ તરેહવાર પત ગો જોવામા આવતા હતા. એ દેખાવ કોઈ પર- દેશીના જોવામા પ્રથમ આવેતો તે ભુલાવો ખાયછે, કેમકે હંમેસા આસમાન તરફ જોતાં એક પક્ષી ભાગ્યેજ દીસેછે. અસલી વખતમા ચીન તરફના આસમાનમા એવા પક્ષીઓ હશે, પણ ચીનાઓ એવા પક્ષીઓના ભક્ષ કરવા લાગ્યાથી આગતે આગતે સઘળા પક્ષીઓ નાબુદ થતા જાય છે.

## ભારબોજ ઉપાડવા વિષે.

એ શેહેરમા ભારબોજ ઉપાડવાનાં ગાડા અને ખગાગ નથી, વાસ્તે ભારબોજ ઉપાડવાનુ કામ ચીના મજુરો કરેછે. એક બે હજારનો

બીજો એક ચીનો ઉપાડી શકે છે અને એવા બોજા સાથે પહાડની ચઢાણ ઉપર ઝડપથી ચઢી જાય છે અને ઉતરાણ ઉપરથી ઝડપથી ઉતરી શકે છે; પણ વધારે બોજો હોયતો બે ચાર મજુર ભીકડ કરી ઉપાડે છે. એ ચીનાઓ મજુરીના કામમાં ઘણા બાહાદુર હોય છે વાસ્તે મજુરીનું કામ કરતી વખતે સેંકડો મજુરોની રોજી આવી કામે વળગે છે. એ મજુરોને કામ સોંપે છે ત્યારે તેઓની જામીનગીરી લેવામાં આવે છે વાસ્તે એ લોકોનો મુકરદમ હોયછે તે પોતાનું માણસ માલ ઉપાડતી વખતે હાજર કરેછે, કેમકે ચીના મજુરોનો પોશાક અને તેઓનો દેખાવ એક સરખો હોય છે, તેથી આપણેથી ઓળખાઈ શકાતનથી અને મુકરદમ તે સર્વ મજુરોને ઓળખેછે માટે મુકરદમને જામીનગીરીમાં રાખવાની જરૂર પડે છે. માલ ધણીના માણસો તે મજુરોની સાથે જઈ શકતા નથી વાસ્તે માલ લઈ જવાના અને લાવવાના રસ્તાને નાકે નાકે ચોકશી રાખવાને વાસ્તે ઉભા રહી જોયા કરેછે કે લાવતા લઈ જતા મજુરો માલના દાગીના લઇ માલ ધણીની હવેલીને રસ્તે કે વખારમાં જાય છે કે આવે છે કે બીજે રસ્તે નિકળી જાય છે, તેની ચોકસી રાખે છે. કેટલીક વખતે તો દાગીના લઇ મજુરોની આવજાવ અતિ ઘણી થાય છે તે વારે પરદેશી વેપારીના માણસોની નજર ચુકી ગઈ હોય ત્યારે મુકાદમનો માણસ બરાબર ઠેકાણે પોહોચાડેછે. એ મુકાદમો પરદેશી વેપારીના નામો એક વાંસની ચીપ ઉપર લખી રાખેછે, અને તે વેપારીના દાગીના લાવવા અથવા લઇ જવાના હોય ત્યારે તે વેપારીના નામ નીશાનની વાંસની ચીપો દરેક દાગીના ઉપાડી લઇ જનાર મજુરના હાથમાં આપેછે, તેણે કરી દાગીના બરાબર પોહોચે છે, અને તેઓ દાગીના સાથેની વાંસની ચીપ ઉપરનું નામનીશાન વાંચીને જેના તેને હવાલે કરે છે, પણ મુકાદમના માણસ વગર દાગીના ઉપડાવ્યા હોય તો તે દાગીના લઈ જનારનો પત્તો મળવો મુશકેલ પડેછે.

---

## લીલોત્રીનું બજાર.

——00——

એ શેહેરમાં લીલોત્રીનું બજાર અંદર કીનારે પેનીનસુલા સ્ટીમરની આફીસની પડોમાં ખાલી જમીનમાં ભરાયછે. તે જગ્યાએ સઘળી જાતનાં શાક ભાજી, ફળ ફુલ બાહારના ગડામાંથી હોડીઓ સહવાર, સાંહાંજ ભરાઇને આવેછે તે વેજા શાક ભાજી ખરીદ કરનારા ચીનાઓ, અને પરદેશી ઓનો મોટો મેળો ભરાય છે. ત્યાં જઈ જોઈએ તો ચીનાઓ-એક હાથમાં ટોપલી બીજા હાથમાં તોળવાની તાગડી એટલે કાંટો લઈ આવેછે. એ લોકોનો કાંટો સેહેલી ગોઠવણનો કરેલો હોયછે તે એવો કે એક ફુટ લાંબી લાકડીનાં કટકા ઉપર થોડી થોડી જગ્યા એ આડા આંકા વજન સમજવાને પાડેલા હોય છે, તે લાકડીના છેડીથી બે ત્રણ ઇંચની વેગળાઇએ એક વીંધ પાડી તેમાં એક દોરી પોરવી હાથમાં પકડે છે અને એક પથરમાં દોરી પરોવી તે લાકડી સાથે વજન દાખલ તે પથર બાંધી રાખેછે. તે લાકડીના બીજા છેડા ઉપર એક લોખંડની આંકડી રાખેછે, હરેક જણસ એ કાંટામાં તોળતી વખતે હાથમાં પકડવાની દોરી પકડીને આંકડીનાં છેડાએ તે જણસ ભરાવેછે, એટલે બીજી તરફથી કાંટાનો છેડો ઉંચો થાયછે, તેથી વજનનો પથર આગળ પાછળ કરેછે, તેણે કરી સરખી કાંટાની લાકડી થાયછે, એટલે જેટલા આંકા ઉપર વજન રાખ્યું હોય તેટલું વજન ગણાયછે. એવી રીતે હરેક ફળ ફુલ, લીલોત્રી અને કંદ મૂળ વેચનાર અને ખરીદ કરનાર લેતી અથવા વેચતી વખતે વજનથી આપ, લે, કરે છે. એ સઘળી લીલોત્રીમાં ફુલ ફલ, ભાજી તરકારી અને કંદ મૂળ એ બે ખાસીયતની ચગો ચીનાઈ ગજના ગામડાઓમાં ઉત્પન્ન થઈ બાગકસોની મારફતે હાંગકાંગમાં આવેછે. ઉંચી જાતના ફળો અને કંદમૂળો લેજતદાર અને મીઠા સવાદના અને મોટા કદના હોયછે તે "માદરીન"ને નામે ઓળખાય છે, તેની કીમત આકરી હોય છે. અને હલ-

ક્રી જાતના ખરાસવાળાં અને નાના કદનં હોય તો તે "ફ્રોંસીન" નામથી ઓળખાય છે.

ભાજી તરકારીમાં કેટલીક જાતની ભાજી, કાકડી અત્રેના જેવીજ, અને તુરિયાં નશોડા વગરના થાયછે. મુળા મીઠાસ ભરેલા મોટા મોટા પણ તેના પાંતરાં તરફનો ભાગ પાતળો થાય છે, અને મુળીયાં તરફનો ભાગ જાડો હોય છે. કારેલાં જાડાં અને લીસાં થાય છે પણ તેમાં કડવાસ વધારે થતી નથી. દુધી તુંબડી જેવી થતી નથી પણ ગોળાકાર થાય છે. ભીંડા, કોબી, ઓલકોલ, વાલપાપડી, સાલીટની ભાજી અને બીજી કેટલીક જાતની લીલોત્રી અત્રેના જેવીજ છે; પણ મેથીની ભાજી તો એ બેટમાં થતીજ નથી.

કંદમૂળમાં પપેટા, ખરસવાં, સકરકંદ, અને બીજા ઘણીક જાતનાં કંદમૂળ આવે છે તેનો સ્વાદ ઘણો મીઠો અને સીરીનદાર હોય છે. એવા કંદમૂળ અત્રે જોવામાં આવતાં નથી. એવા સેંકડો જાતના કંદમૂળ અને તેનો આટો કરે છે તે મળે છે. એ કંદમૂળ એવા તો પુષ્ટ છે કે નબળા બાંધાનાં માણસને એના આટાની કાંજી પાય છે તે થોડા દીવસમાં પુષ્ટ થાય છે.

ફળમાં "અરંજ," પાતલી છાલના અને રસના ભરેલાં સેજતદારછે. "પપનસ" ઘણા દાર અને મીઠાં; "કેળાં" નાના નાના પાતળી છોલના સ્વાદીષ; "નારંગી" રસની ભરેલી અને મીઠી હોયછે. "કમરક" ઘણાંજમીઠાં અને ખુબસુરત દેખાવના છે. "સફરજન" જુદી જુદી જાતના મળે છે. 'ઉનાબ" સુકવેલાં ઝીણી ખારેકના જેવાં મળેછે. "લુગાન," અત્રેના બોર જેવા દેખાય છે પણ તેની છાલ કાહાડી નાખ્યાથી તેનો ગોટો ચીકણો નિકળે છે. "લાયચી," એ ફલ ઘણા દાર લાલ છોલનું થાયછે પણ તે છોલ કાહાડી નાખીએ તો તેમાંનો ગોટો શફેદ સ્વાદીષ્ટ મીઠો હોય છે, અને તેની વચમાંથી એક કાલો ઠળીઓ નિકળે છે. "પીચ" ફળનો દેખાવ અજામેબ જેવો છે, તે ઉપરની પાતળી છાલ કાહાડી ના-

ખી ખાધામાં લાવેછે. "આંબા" એ ગનીલાના ફળ ઘણા સરસ સ્ટીમરોની મારફતે આવે છે. "ટમરૂ"નું ફળ વખાણવા જોગ અત્રેના આંબા જેટલું હોય છે. તેનો રંગ લાલ અને ગુલાબી હોય છે. તેની પાતળી છાલ કાહાડી નાખ્યાથી તેમાંનો મેદો એવો તો અમરત સરખો લાગે છે કે ગમે તેવી ભુખ માણસને લાગી હોય તો તે ફળ ખાધું હોયતો તૃપ્તી થાય છે. "ફુલ" ઘણીક જાતના અને તરેહ તરેહના રંગના સોનેરી સોભાયમાન આવેછે. શેવતી, ગુલાબ, ચંબેલી, મોગરા, અને બીજા ઘણીક જાતના ફુલો દીઠામાં આવેછે, તે સઘળાની જાત પારખી શકાતી નથી એ ફુલનો રંગ અને દેખાવ ચમતકારીક દીસે છે; પણ તે ફુલ પાસે લીધાથી તેમાં અત્રેના ફુલ જેવો ખુશબોનો ઘમઘમાટ જણાતો નથી.

---

## ફ્રૂરીઆ.

——oo——

હાંગકાંગ મધે સઘળે રસ્તે ગ્સ્તે સેકડો ફેરીઆ કાવડો લઇ ફરતા ફરેછે. ફેરીઆ "ખાંદ ઉપર કાવડ હોયછે તે કાવડમાં હરેક જણસ એટલે ભાજી તરકારી વેચનાર એખલી ભાજી તરકારી વેચે છે અને ફળ વેચનાર ફકત ફળજ વેચે છે. તેજ પ્રમાણે માછલી અને માંસ વેચનાર એખુલુ એજ વેચેછે. એવી રીતે ફેરીઆ પોતાનો માલ વેચવાને રસ્તે રસ્તે આખો દીવસ ફરતા ફરેછે. ફળ વેચનાર ફેરીઆ સઘલી જાતનો લીલો સુકો મેવો તાલબધ વેચે છે, અને ફુટકળીઆ વેચનારા એક એક સપાકાનો ભાગ પાડી વેચે છે. ભુંઈ શીંગને નીમખ પાઇ ગએ છે અને ઘરાક તે લેવા આવેછે ત્યારે તેને ભુંજીને આપેછે. સેરડીના ગડેરી જેવા કટકા પાડી પોતાની કાવડમાં લાવેલી ભટી ઉપર ઉકલતા પાણીમાં બાફીને વેચે છે. પાન અને સોપારી એક એક સ-

પાંકાના ભાગો કરી રાખેલા હોય છે તે પરમાણે આપેછે. તેમ લીલા નાળીઅરના પણ કટકા પાડેલાં હોય છે. એવી રીતે કેટલીક જાતનો મેવો ફેરીઆઓ તે જુદી જુદી બનાવટે અથવા તોલબંધ તાંજો અને શોભાયમાન કરી વેચે છે. તેમજ સઘળી જાતના છુટા અને ગુંથેલા ફુલ પણ ફેરીવાળા ફરી ફરીને વેચે છે.

મીઠાઈના ફેરીઆઓ કાવડ સાથે લઇ ફરેછે, તેમાં કેટલાક કાવડમાં એક બાજુએ સળગતી ભઠી રાખે છે અને બીજી બાજુએ વેચવાની જણસ રાખેછે. ઘરાકને જેવી જોઇએ તેવી મીઠાઈ પકાવી અથવા બાફીને તેમાં મીઠાસને વાસ્તે ગોળનો રસ અને ગરમ મસાલો મેળવીને આપે છે. પણ કેટલાક તો મીઠાઈ તૈયાર કરીને પણ વેચેછે. મુરબ્બા, વેચનારાઓ સઘળી જાતના ફળોનો અને તેની છાલોનો મુરબ્બો કરી વેચેછે. ચોખાના આટાની નાની રોટલીની વચમાં નારીઅળનું ખમણ ગોળ, ગરમ મસાલો ભરી તેનાં લાડવા બનાવી બાફે છે. તે લાડું બનાવનાર પોતાના નામની લાલ સાહીથી છાપ મારેછે. ઘહું અને ચાવલના આટાની સેવ ફેરીવાળા વેચેછે, તે લેનાર ઘરાકને તરત પાણીમાં બાફી તેમાં ગોળ અને ગરમ મસાલો ભેળીને આપેછે, એવી રીતે કેટલીક જાતની મીઠાઈ ગરમા ગરમ ફેરીવાળા ચીનાઓ વેચેછે; પણ અત્રે જેમ મીઠાઈ વાળાની દુકાને જલેબી, લાડુ, ખાજા, દોઠા, દંહીથરાં, બુંદી, સુતરફેણી, કચોરી, હલવો, બરફી, પેંડા આદિ લઇને બીજી જાત જાતની મીઠાઈ, અને ભજીઆં, ગાંઠીઆ, કુરમરા, પૌંવા, ચણા, વટાણા મળી આવે છે તેમ ત્યાં મળી આવતા નથી, તેથી પરદેશીને તો એવી મીઠાઈ અને ફરશાણથી અજાણ્યા રેહેછે.

ફેરીઆ હજામો કાવડની એક બાજુએ પેટીમાં હજામતના હથીઆરો અને બીજી બાજુએ બેસવાની ખુરસી રાખેછે. અને તે રસ્તે રસ્તે ફરેછે. રસ્તામાં કોઈ ઘરાક મળ્યું તો ખુરસી કાવડમાંથી કાહાડી તે ઉપર ઘરાકને બેસાડી હજામ ઉભારહી હજામત કરે છે. ચીનાઓના

નાની ઉમરના છોકરાઓ ચોટલીની આજુ બાજુએથી માથુ બોડાવી ચોટલીમાં ખુસબોનું તેલ ભરાવી લાલ રેશમની દોરીથી ગુંથાવે છે. જુવાન ચીનાઓ ચોટલીની આજુ બાજુનું માથું મુંડાવી મોટી અને લાંબી ચોટલીમાં ખુસબોદાર તેલ ભેળવી કાલા રેશમની લાંબી દોરીઓ બાલ સાથે ગુંથાવે છે અને દાહાડી મુછના બાલ પણ બોડાવી નાખે છે. વૃદ્ધ અવસ્તાનાં ચીનાઓ દાહાડી મુછના બાલને બોડાવતા નથી પણ માથાના બાલને બોડાવી ચોટલીમાં તેલ ભરી તેને અસમાની રંગની રેશમી દોરીએથી ગુંથાવેછે એટલે સ્વર્ગમાં જવાની નીશાની આસમાની રંગની છે.

દરજી, રફુ કરનાર, લુહારો, કલઈ કરનાર, ચીની કામ અને ગલાસ કામ ભાગેલાને દુરૂસ કરનાર, મરઘાના અને બીજા રસ્તામાં પડેલાં પીછાં ઉપાડી જનાર, એ શીવાયે બીજા કેટલાક ચીના કારીગરો પોતાના હથીઆર અને સામાન સાથે લઈ રસ્તે રસ્તે ફેરી કરેછે અને જે કંઈ કામ કરવાનું મળે તે ઘરાકના બારણા આગળ બેસી ઇમાનદારીથી એવું તો બનાવી આપેછે કે જુનો ભાગ જણાતો નથી એટલુંજ નહી પણ લુહારતો ભઠી અને બીજો સામાન સાથે લઇ ફરેછે. જે લુહારને કામ મળ્યું હોય તો તુરત તે જગ્યાએ બેસી પુરતું કામ કરેછે.

માંસ વેચનાર ફેરીઆ ફરેછે તેમાં કેટલાક તો જનાવરનું લોહી પીપમાં ભરી તેની કાવડ ઉપાડી રસ્તે રસ્તે વેચેછે, કેટલાક સુકી માછલી કેટલાક સુકવેલું ડુકરનું માંસ અને કેટલાક તો મરઘાં, બતકાં અને બીજા જનાવરો અને પક્ષીનું સુકવેલું માંસ ફેરી કરીને દરરોજ રસ્તે રસ્તે વેચતા ફરેછે. પણ તે માંસ વેચનારા ચીનાઓ તે વખતે લીલોત્રી અને ફળ વેચતા નથી. કેટલાક જીવતા જનાવરો અને પક્ષીઓં, મરઘાં, બતકાં, અને હંસ, તથા તેનાં ઈંડા ફેરીઆઓ વેચેછે.

---

## ગરીબ ચીનાઓનો સંસાર.

ગરીબ ચીનાઓ સુખી દીસેછે, કેમકે હરેક હુનરમાં, ચાકરીમાં, વેપારમાં, થોડો અથવા ઘણો લાભ થાયછે, તોપણ સંતોષ રાખેછે. પુરૂષો હુનરના કામો, વેપાર ચાકરી, અને મજુરી કરેછે. અને સ્ત્રીઓ કવિતા લખવાનું, ચીકન ભરવાનું, સીવવાનું, ખેતીવાડીનું, બારકસ ચલાવવાનું અને બીજા ઘણાક કામ કરેછે. અને થોડે ખરચે સઘળા કુટુંબનુ ગુજરાન ચલાવે છે. ચીના પુરૂષો ત્રણ ત્રણ ચાર, ચાર સ્ત્રીઓ પરણેછે; પણ તેઓમાં કજીઓ કંકાસ બીલ કુલ થતો નથી. તે સર્વે સંપથી અને આણંદથી ઉદ્યોગ કરી પોતાનો નિરવાહ ચલાવેછે. એ સ્ત્રી, પુરૂષો ચાલીસ પચાશ વર્ષની ઉમર સુધી ઉદયોગ કરેછે, ત્યાર પછી માલ મીલકત અથવા વેપાર વારશોને સોંપી વૃદ્ધ ચીનાંઓ જન્મ ભુમિમાં જઇ આસાયસથી દિવસ ગુજારે છે. તે વેળાએ તેના ભરણ પોષણની અને સઘળી માહાવજત તેના વારશો રાખેછે. તે વીશે ચીનાઇ સરકારે મજબુત કાયદા કીધેલા છે, તે સઘળા કાયદા બાળકોને વિદ્યાભ્યાસની વખતે શિખવવામાં આવે છે. એ ગરીબ ચીનાઓ ઉદયોગને વાસ્તે બીજા દેશોમાં જઇ વસેછે; પણ વર્ષમાં બે, ચાર વખતે જન્મ ભૂમિમાં તેઓનુ સઘળું કુટુંબ હોય છે તેની મુલાકાતે જાય છે.

---

## શ્રીમંત ચીના.

શ્રીમંત ચીના વેપારને અર્થે હાંગકાંગમાં આવેલા છે. તેઓ પણ કોઈ હવેલીનો ભાગ ભાડે લઇ રહેછે. તેના ભોંય તળીએ દુકાન રાખેછે. તેમાંની થોડીક જગ્યામાં સોનાની ગીલીટ ચહડાવેલી, રંગેપદાર ઓરડી

કરીને તેની એક બાજુએ "ફ્રોગ" નામના દેવની મુરતી અથવા તેનું નામ લાલ અથવા સોનેરી ચીનાઈ અક્ષરોની લખેલી તખ્તી રાખે છે. તેની પાશે ખુશબો ભરેલી ધુપસળી, મીણબાટનો દીવો ગએછે. એ દેવના સ્થાનકમાં રેહનાર સહવાર સાંહાંજ સઘળા નમનતાઇથી પગે લાગે છે; પણ તે દેવની પાસે હંમેશાં "ચાય" ની ભરેલી પ્યાલી અને ધુપદીપ તો હોયજ હોય. એ દેવની આજુ બાજુએ ખુરસી, ટેબલ, શોભાયમાન કોચ અને બીજો સામાન ગોઠવી વેપારનું અથવા સરાફીનું કામ ચલાવે છે. બીજા ઓરડામાં જઇ જોઇએ તો લાકડાની બે માચી મુકી તે ઉપર લાંબા લાંબા પાટીઆં મુકી પલંગના જેવો આકાર બનાવેછે, તે ઉપર મછરદાની બાંધવાની તારીફ લાયક બીના છે. એ મુકેલા પલંગની ઊંચાણમાં ભારવટીયા હોય તેની માંહે ખીલા ઠોકીને તે સાથે લાંબી ચાર દોરી બાંધે છે તે દોરીનો એક એક છેડો મછરદાનીના ચોરસ ખુણા સાથે બાંધી પલંગને ફરતી મછરદાની રાખે છે. એ શ્રીમંત ચીનાઓ વેપારને અર્થે આવેલા હોય છે, પણ વર્ષમાં પાંચ સાત વખતે પોતાની જન્મ ભૂમિના ખુસનુમા બાગની સેહેલગાને અર્થે અને પોતાના કુટુંબ કબીલાના મીલાપને અર્થે વાગ ફરતી એક બે મહીના સુધી જઇ રેહેછે.

---

## રસોઇ કરવાની રીત.

---

ચીનાઓની રસોઈ કરવાની રીત વખાણ કરવા જોગ છે. ચીનાઓના ચુલા ઊંચી બેઠક ઉપર ભટીની માફક બંધીઆર ગએ છે, તેણે કરી આગનીનો તાપ સઘળો ચુલા ઉપર મુકેલા વાસણનેજ લાગેછે, અને આજુ બાજુએ તાપની ઝાળ જતી નથી. એ ચુલા ઉપર લોખંડની એક કહડાઈ મજબુત થાપેલી હોયછે, તેમાં ચોખા સાફ કરી નાખે

છે અને એને સીજવાને જેટલું પાણી જોઇએ તેટલું પાણી રેડેછે. એવી રીતે પ્રથમ ચોખા નાખીને તેની વચમાં અર્ધે ભાગે બેસતું ઢાકણું આવે તેવું મજબુત પાટીઆનું ઢાકે છે. તેની ઉપર શાક ભાજી, માછલી, માંસ અને જે જે બીજી જણસો પકાવવી હોય, તે જણસને બારીક છુણી કચુમર જેવી કરીને એક એક પ્યાલામાં જુદી જુદી ભરી તેમાં થોડું થોડું પાણી અને મસાલો નાખી તેવા પાંચ દસ પ્યાલા તે કહડઈની વચમાં ઢાંકેલાં પાટીઆનાં ઢાકણા ઉપર ગોઠવેછે. તે ઉપર બીજું મજબુત ઢાકણું કહેડઈની ધાર સાથે બેસતું આવે તેવું બેસાડેછે, ત્યાર પછી ભઠી સળગાવે છે એટલે અરધા કે એક કલાકમાં તે સર્વે ચીજો બફાઇ તૈયાર-થાય છે, પછી પ્રથમ ઢાંકણું ઉઘાડી શાક ભાજીનાં પ્યાલાં ઉપાડી લેછે અને બીજું ઢાંકણું ઉપાડી બફાયલા ચોખા કુંડામાં કાહાડી ગરમા ગરમ ખાયછે. ચીનાઓની ખોરાકી એક કલાકમાં દશ, વીશ જાતની તૈયાર થાય છે, તેથી લાકડાં થોડાં બળે છે અને રસોઈ કરનારને આખો દીવસ ચુલા પાસે બેસવું પડતું નથી.

---

## દીવા બતી.

——oo——

હાંગકાંગમાં ચીનાઇ રાજનાં જંગલમાંથી એક જાતનું ઘાસ આવે છે. તે ઘાસ ગલાસોમાં પાણી અને તેલ ભરી તેમાં એ ઘાસની સળગાવેલી બત્તી મુકવાથી ઉજાસ પડેછે, એટલુંજ નહી પણ જેમ રૂની બતી ગલાસોમાં બળે છે તેથી વધારે સરસ ઉજાસથી એ ઘાંસ બળે છે અને વળી તેમાંનું સઘળું તેલ ખલાસ થયા વિના બત્તી બુઝાવી નથી, એ તારીફ લાયક બીનાછે. અત્રે અને સુધરેલા દેશમાં બત્તીમાં લાખો રતલ રૂનો ખપછે, તેમ ચીન દેશમાં રૂની બત્તીની જગાએ ઠેકેઠેકાણે ઘાંસ કામે લાગેછે. પણ એ ઘાસ્નો જથો ચીનાઈ રાજમાંથી સસ્તી

અને સીંપશીંગનું અને બીજી જાતના બીઆંનું તેલ આવેછે તે તેલ ચીનાઓ તો શાક ભાજીમાં ખુસીથી ખાયછે. અને એ તેલ દીવા બત્તીમાં વાપરે છે તો તેનો ઉજાસ ઘણો પડેછે. એ તેલના દીવા સામું એકી નજરે થોડી વાર સુધી જોઈએ તો આંખમાં ઝાંખ પડી જાય છે વાસ્તે પરદેશીઓને હંમેસાં લખવા વાંચવાનું કામ ઘણું કરીને હોય છે, તેથી કરીને એ દીવાની રોશનીએ રાતના ઘણુ કરીને કામ કરતા નથી; પણ દીવસનાજ કરેછે.

---

## પેહેરવેશ.



ગરમીના દીવસમાં રૂ, સણ, રેશમ, બાંબુ, ઘાસ, અને બીજી જાતની વનસપતીનું બનાવેનું કપડું સફેદ અને કાળા રંગનું વાપરે છે. એ કપડાંમાંથી ઈજાર, લાંબો ટુંકો ઝભો ચીના પુરૂષો અને સ્ત્રીઓ એક સરખી રીતનો બનાવી પેહેરેછે; પણ સ્ત્રીઓ માથે તો રેશમી, સુતરાઉ કાળા અને લાલ રંગના રૂમાલ હોડીને તેની ગાંઠ ગળા સાથે બાંધેછે, અને પુરૂષો તો ખુલ્લે માથેજ ફરે છે. સ્ત્રી અને પુરૂષોના હાથમાં તાડછાના મોટા મોટા પંખા હંમેસાં રાત દિવસ હોયછે. તેણેથી આખા સરીરના ભાગ ઉપર પવન નાખ્યા કરે છે પગમાં સુતરાઉ, રેશમી, સણના, અને બીજી વસ્તુના પાતળા, અને હલકા, નાજુક જોડા સ્ત્રી અને પુરૂષો પેહેરે છે.

ઠંડીના દિવસમાં નવા અને ઉંચી કીમતના ઉનના કપડાના અને રેશમી ને સુતરાઉ કાપડમાં રૂ ભરીને સીવેલા, અને મુલાયમ બાલ સાથે ચામડાના નાના મોટા ઝભા અને ઇજારો પેહેરે છે. એ સોઠો ચાર પાંચ પોહોળા અને તંગ બેસતા ઝભા ઘણું કરીને હંમેસ પેહેરે છે. તંગ ઈજાર પેહેરવાને દરેક છુટા કટકા સીવેલા હોય છે તે

ઈજારો પોહોળી ઈજાર ઉપર પેહેરી તેનો ઉપલો ભાગ કંમર સાથે બાંધે છે અને નીચલો ભાગ પગના પોહોંચાં સાથે બાંધે છે, તે દેખાવતો પરદેશીને વિચિત્ર લાગ્યા વગર રેહેતો નથી. સ્ટાકીન એટલે માજા જાડા કાપડનાં સીવેલા પેહેરે છે, અને જોડા તો કાપડનાંજ હોય છે; પણ તેની તળીઓ એવી તો મજબુત કરેલી હોય છે કે ઠંડીનાં દિવસની પહેલી ઝાકલમાં ચાલ્વાથી પગના તળીયાને સરદી લાગતી નથી. સખ્ત ઠંડીના દિવસમાં કેટલાક પુરૂષો ખુલે માથે ફરે છે, કેટલાકતો વાટકા જેવી માથામાં બેસતી ગરમ ટોપી પેહેરે છે અને સ્ત્રીઓ ગરમ કાપડના રૂમાલના કટકા અથવા રેશમી રૂમાલ માથા ઉપર હોડી તેના છેડા ગળામાં બાંધે છે.

વરસાદના દિવસમાં પેહેરવેશમાં ફેરફાર કરે છે, પણ ઠંડીના દિવસમાં જે ગરમ પોશાક નવો વાપરે છે તે કાહાડી નાખી તેને બદલે જુના હોયછે તેજ પેરેહે છે; પણ વરસાદ પડતો હોય તે વેળાએ એ લોકોને બાહાર જવું પડતો માથે હોડવાને રેશમી તાસ્તાની અથવા કાગળની છતરીને બદલે નેતરની વગર દાંડાની ઢાલ જેવી છતરીઓની ટોપી માથે પેહેરે છે અને પગમાં ચામડાના અથવા લાકડાનાં તળીઆના જોડા હોય છે, કેમકે એ દેશમાં હંમેસાં સરદીનાં દિવસમાં સઘળા માણસોને પગનાં તળીએ અનેકજેને સરદી લાગ્યાથી તાતકાળ માણસનો જીવની ઘાત થાય છે.

---

## ચીનાઓનું હંમેસનું જમણ

---

હંમેસાં ચીનાઓનું જમણ સહવારના નવદશ કલાકે, સાંહાંજના પાંચ કલાકે થાયછે. જમવાની તૈયારીની વખ્તે મોટો લાભ થતો હોય તોપણ જમવાની વેળા ટાળતા નથી. તે વેળાએ દુકાનમાં અથવા ઘ-

ણગારેલા ઓરડામાં એક ટેબલ મુકી તે ઉપર પુર્વ દિશાએ પ્રથમ એક પ્યાલો ભાતથી ભરીને મુકે છે, તેની હેઠલ બીજા બે, ત્રણ, વળી બીજા તેની નીચે ત્રણ, પાચ, વળી બીજા તેની નીચે ત્રણ પાચ, સાત, વળી. બીજા તેની નીચે બે ચાર, વળી બીજા તેની નીચે બે ત્રણ હાર બબેની મુકે છે. વધારે ઓછી માણસોની રસોઈ પ્રમાણે પ્યાલા ગોઠવેછે, અને પ્યાલાભરતા બાકીની રસોઈ વધે છે તેના વાસણો ટેબલની પાસે એક બાજુએ મુકી રાખે છે. એ પ્યાલાઓ પૂર્વ તરફથી ગોઠવે છે તેનુ મુખ્ય કારણ એ છે કે ચીનાઇ શાસ્ત્રમા લખેલી ક્રિયા મુજબ કર્યામા આવે છે. એ ચોખાના પ્યાલા ગોઠવ્યા પછી જેટલા માણસો જમનાર હોય તેની જગ્યા તરફ ખાવાની બબે લાકડી રગેલી ગોઠવે છે શાક ભાજીના અને ગારા માછલીના પ્યાલા ટેબલ ઉપર એક બાજુએ રાખે છે. એવી રીત ભાતના પ્યાલા, લાકડીઓ અને શાક ભાજીના પ્યાલા મુકયા પછી ટેબલની આજુ બાજુએ બાકુની ખુરસીઓ જેટલા માણસો જમનાર હોય તેટલી ગોઠવે છે. એટલે મંડળીનો વડો હોય છે તે પ્રથમ આવી એક ખુરશી ઉપર પૂર્વ તરફ મોહોડું કરી બેસે છે, પછી કુટુંબના પુરૂષો, મિત્રો, અને ચાકરો આવી બેઠા પછી કુટુંબનો વડો હોય તે એક ચીતે પેદા કરનાર ઇશ્વરનુ ધ્યાન ધરે છે. તે વેળાએ ટેબલ ઉપર બેઠેલા સઘળા તે વડાની ભકિતમા સામેલ થાયછે, અને એ ભકિત જુજ વખતમા પુરી થાયછે, પછી મંડળીનો વડો પૂર્વ તરફનો મુકેલો પ્યાલો અને લાકડી હાથમા પકડી ખાવા માડે છે. ત્યાર પછી સઘળા જણ એક એક ચોખાનો પ્યાલો ને બે લાકડી હાથમા પકડી પ્યાલો મોહોડા પાસે લઇ ને લાકડીએ કરી મોહોડામા ભાત ભરે છે. શાક ભાજીની અને માસ માછલીની કસુમર જુદા જુદા પ્યાલામાં ભરેલી હોયછે તેમાથી એક એક કરચ બે લાકડીના છેડાએ ઉપાડી ખાય છે. એ શાક ભાજી અને માસ માછલી તો જુજ સવાદ દાખલ ખાય છે, પણ ચાવલના પ્યાલા મા ખાગસનુ પાણી ભરે સમયા નાખીને ખાતા નરી ભરી પાસમાન

ઝડપથી અડાવી જાય છે. જે ચીનો વધારે અનાજ ખાય અને શરીરે પુષ્ટ (જાડો) હોય તેને ચીનાઓ આદુંમાન આપી (અશીય) નિશકપટી ગણે છે. સઘળા, ચીનાઓ જમતી વખત એક પછી એક જણ હસવા સરખી ગપો મારી સઘળાને ખુસી કરે છે, એવી ચાલ સઘળા ચીનાઓમાં જોવામાં આવે છે.

ગૃહસ્થોનાં કુટુંબમાં કોઇ છોકરા છોકરીના, અથવા મિત્રના, લગ્નની અને બીજા સારા કારણોની મેજ્બાનીઓ થાય છે ત્યારે પોતાના ઈષ્ટ મિત્રોને જમવા તેડે છે. શુભ પ્રયોજનની મીજ્બાની હોયછે ત્યારે ઘણુ કરીને મીઠાઈનું જમણ કરે છે. એ જમણમાં ચોખાના અથવા ઘઉંના આટા ને તેલ પાણી સાથે મસળીને તેના નાના નાના સુકીયાં વાળી તેલમાં તળી નાખે છે. એ સુકીયાં બરાબર તળ્યા પછી તેનો બારીક ભુકો કરી તેમાં ગોળનો રસ તથા ગરમ મસાલો ભેળી મોટામોટા લાડવા બનાવે છે, એ લાડવાનું જમણ મોટી ધામધુમથી વખણાય છે.

---

## તેહવારના દિવસનું જમણ.

ચીનાઓ તેહેવારોને દિવસે જુદા જુદા જનાવરોના માંસ અને શાક ભાજી તથા જુદા જુદા રંગ આપેલો ભાત બનાવે છે. જે તેહેવાર આવે છે ત્યારે સઘળા ગૃહસ્થોનાં રેહેઠાણમાં "જ્રોગ"ની મૂરતી અથવા તખ્તી રાખેલી હોય તેની પાસે જુદી જુદી બનાવેલી રસોઈ માંથી એક એક પ્યાલો ભરી મોટી રંગીન થાળ માં સઘળા પ્યાલા ગોઠવેછે. તે મધે (સમશુ) ચોખાના દારૂની એક નાની પ્યાલી અને ચાએની પ્યાલી ભરી બાજુએ મુકેછે. અને મીણબતીઓ, ધુપ સળીઓ સળગાવે છે. એ રેહઠાણના સઘળાં સ્ત્રી પુરૂષો એ તખ્તી સામા ઉભા રહી જે કુટુંબનો વડો હોય તે આગળ આવી નમી અથ-

વા મુરતી આમા ગુઠણ મરડી નમ્રતાઈથી પગે લાગી ધર્મ શાસ્ત્ર પ્રમાણે બંદગી કરે છે. તે વેળાયે કુટુંબના સઘળા માણસો તેની પાછળ બંદગી કરવામાં સામેળ થાય છે. એ બંદગીની ક્રિયા થયા પછી કેટલાક રંગીન સોનેરી, રૂપેરી, લાલ, પીળા, લીલા તરેહ તરેહની બનાવટના જુદા જુદા આકારના, અને નકસીના કાગળો મોટા મોટા ટોપલા ભરેલા હોય તેમાંથી થોડા થોડા કાગળો લઈ સઘળા જણ દેવની સામે સળગાવીને નમ્રતાઈથી પગે લાગે છે. કાગળો બાળીને દેવની આરતી કરતા જણાય છે. ત્યાર પછી સઘળા પુરૂષો રેહેઠાણમાં શણગારેલા મોટા ઓરડામાં ટેબલ મુકી તે ઉપર જમવા બેસે છે. તે વેળાયે કુટુંબનો વડો પોતાની જગ્યાએ બેઠા પછી પેદા કરનાર ઈશ્વરની ભકિત કરી એક ભાતનો પ્યાલો અને ખાવાની લાકડીઓ પકડેછે એટલે સઘળા જણ પોત પોતાનો પ્યાલો અને લાકડીઓ લઈ ખાવા બેસે છે. તેમ સ્ત્રીઓની મંડલી જુદી હોય છે એવી રીતે ખાનારાઓ થોડુ ક ખાધા પછી ચોખાના દારૂનું વાસણ મંડળીનો વડો લઈ બેઠો હોય તે દારૂના વાસણમાંથી એક એક નાની પ્યાલી ભરી ભરી વાર ફરતી ત્રણ ત્રણ પ્યાલી સઘળાને આપેછે, તે દારૂ પીધા પછી તેની જુમમાં કેટલાક એક બીજા સાથે દારૂ પીવાની સરતો કરે છે. તે સરત એવી રીતે થાય છે કે, બે જણ સરત કરનાર પોત પોતાની પ્યાલી દારૂથી ભરેછે અને બે જણ નીચે લખેલા શબ્દો એકજ રીતે અને એકજ વેળાએ, બન્નેએ બોલવા જોઇએ. તે સાથે બે મોહુંના શબ્દના રાગ પ્રમાણે લેહેકો થવો જોઇએ એટલે જે ઉચ્ચાર પેહેલો કરે તેજ ઉચ્ચાર બીજો કરે. શબ્દો અને જમણા હાથનો લેહેકો કરવામાં જે સખ્સ જરા આગળ પાછળ પડે તો તે સખ્સ સરત હારેછે. એ સરત કરનાર ચડતા આંકના શબ્દો બોલે છે તે નીચે પરમાણે.

| | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| એક | મન, | ઈ, | શ્યામ, | સી, | ઊં, | લુક, | છન, | પાદ, | કાઉ, | સપ- |
| બીજો | મન, | ઈ, | શ્યામ, | સી, | ઊં, | લુક, | છન, | પાદ, | કાઉ, | સપ- |

એ દરેક શબ્દ ઉપર એકથી દશ સુધીના ચહડતા ચીનાઇ બાપાના આંક મુકેલાછે; પણ એવી રીતે એકથી સો સુધી ના ચહડતા શબ્દો બોલવાની એક બીજા સાથે સરત થાયછે. એ સરત જે હારેછે તેને એક પ્યાલી દારૂ પીવાપડેછે. એ દારૂ પીવાથી ચીના મજબુત બાંધાના હોય છે તો પણ લાલલાલ થઈ જાય છે, કેમકે એ ચોખાનો દારૂ જલદ બનાવે છે, તેથી એક એક દશમની ત્રણ પ્યાલી મજબુત બાંધાના ચીનાના પીવામાં આવે છે એટલે છાકટા થઈ ધોધાટ કરેછે.

---

## જ્યોતિષ શાસ્ત્ર.

——oo——

ચીનાઓના જ્યોતિષ શાસ્ત્રમાં સઘળા તારાઓનો હસાબ ગણિ અઠાવીશ નક્ષત્રો, બારે રાશિ અને સૂર્ય, ચંદ્રની ચાલ ગણિ ત્રીજે વરસે તેર મહીનાનું એક વર્ષ કરેછે. એ જોષીઓ સુરજ, અને ચંદ્ર એ બેહુની ચાલ ઉપર મોટો આધાર રાખે છે, તેનું તેજ જુદું જુદાં બતાવે છે.

સુરજનું તેજ અગનીનું આતસીછે. એ પૃથ્વીની આજુ બાજુ એ ફરી ઠંડકને દુર કરેછે અને તેમાં ગરમીનો જુસ્સો લાવે છે.

ચંદ્રનું તેજ ઠંડા પાણી જેવું છે, તે પૃથ્વીની આજુ બાજુએ ફરી ઠંડક ઉપજાવે છે, જેથી શાંતી થાય છે. એવી રીતે ઇશ્વરે મહેરબાનાથી પૃથ્વીની આબાદી બનાવેલી છે.

એ બે ગ્રહ મોટા બળવંત હંમેશાં પૃથ્વીની આબાદી માટે ફરેછે. એવી રીતે ચીના જોષીઓ કેહેછે; પણ કેતુ નામનો ગ્રહ છે તેનાં ગુણ મક્કારી બતાવે છે. અને કેહેછે, કે એ કેતુ હંમેશાં વસ્તીની આબાદી અને ખરાબી થવાની નીશાની દાખલ પોતાનો રંગ બદલી દેખા-

છે. એ કેતુના જુદા જુદા રંગનો દેખાવ ચીનાઈ જોષીઓ પારખેછે. સધળા મોટાગ્રહોમાં આઠ ગ્રહની ઉત્પત્તી અને તેજ નીચે પ્રમાણે જણાવેછે.

૧ સુરજનુ તેજ આનંદીછે અને તેની ઉત્પત્તી આગનીમાથી બતાવેછે

૨ ચંદ્રનુ તેજ સાંત છે અને તેની ઉત્પત્તી પાણીમાથી બતાવે છે.

૩ કેતુની ઉત્પત્તી ફરતા જમાનાની હાલત બતાવવાને જુદા જુદા રંગોથી બનેછે.

૪ શુક્રની ઉત્પત્તી ધાતુમાથી બતાવેછે

૫ બુધની ઉત્પત્તી પાણીમાથી બતાવેછે.

૬ મંગળની ઉત્પત્તી આગનીથી બતાવેછે.

૭ બૃહસ્પતિની ઉત્પત્તી લાકડામાથી બતાવેછે.

૮ શનીની ઉત્પત્તી મોટીમાથી બતાવેછે.

એવી રીતે આઠ ગ્રહને મોટા ગણે છે એ શીવાય સેંકડો તારાઓનો પણ હસાબ દુનીઆની આબાદી અને અગાભીના ચિન્હો બતાવે છે એ જ્યોતિષ શાસ્ત્ર જાણનારની ચીનાઈ રાજના પાય તક્ત પીકીન શેહેરમા મોટી મદરેસાઓ કરેલી છે તેમાં સેંકડો બાળકો જ્યોતિષ વિદ્યા શિખે છે, એટલુ જ નહી પણ મોટા મોટા વિદ્વાન જ્યોતિષ શાસ્ત્ર જાણનારાઓને ચીનાઇ સરકારે રાખેલા છે, તેની મારફતે દર વરસે નવા નવા ત્રણ પંચાગો ચીનાઈ સરકારની તરફથી છપાઈ આખા ચીનાઇ રાજમા પ્રગટ થાયછે. તેમા દરેક મહીનાના દિવસો, દિવસની ઘડી પળો, દિવસના ચોઘડીઆ, તેહેવારના દિવસો, એ શીવાય બીજી ચીનાઇ અગત્યની બીના હોયછે, તેથી હરેક નવા કામનો ચીનાઓને આરંભ કરવો હોય ત્યારે સારો શુભ વખત જોઈ નવું કામ કરેછે. જ્યોતિષ વિદ્યા ખરી છે અને તેના દાખલા બરાબર પુરતી વિદ્યા જાણનારને મળેછે; પણ જોનારો એ વિદ્યામા અધુરો હોવાથી તેના દાખલા બરાબર મળી આવતા નથી માટે વિદ્યાને અપમાન થાય છે.

## સલામ કરવાની રીત.

---

ચીના પુરૂષ અને સ્ત્રીઓની સલામ કરવાની હંમેશાં ચાલુ રીત તો "ચીન ચીન" છે; પણ દુરથી અથવા ઘણે દિવસે કોઈ ગૃહસ્થ પોતાની બરોબરીનો આવ્યો હોય તો તેને પોતાને વાર ચીનાઈ ભાષામાં "લયલો લયલો" એટલે આવો આવો "ચીન ચીન" એટલે સલામ સલામ કહેછે. આવેલા પેહરોણાને બેસાડવાને "છો છો" કહેછે. મોટી ઉમરનો કે મોટી પદવીનો ચીનો આવેલો હોય, તેને દરવાજા સુધી લેવાને ઘર ધણી પોતાની છાતી ઉપર બેહુ હાથ મુકી ગરદન નમાવતો નમાવતો ઉપર કહેલા ચીનાઈ શબ્દો બોલતો જઈ સલામ કરેછે; પણ ઉમરાવ, અથવા પાદશાહી ખાનદાનની હવેલીમાં જઈ સલામ કરતી વખતે ત્રણ મરડી પાંચ સાત વખતે ઉઠબેસ કરીને ગરદન નમાવી સલામ કરેછે. આવનાર ગૃહસ્થને ખુરસી, કોચ, અને બીજી બેઠક ઉપર બેસાડી દુધ, સાકર, ખાંડ વગરની ખુસબોદાર ઠંડી ચાએ નાની પ્યાલી ભરી અને મેવો મીઠાઇ આપેછે, અને તંબાકુ ભરી હુક્કો અને કાગળની બતી તંબાકુ સળગાવવાને આપેછે, અને રેહેઠાણનાં સઘળા મળી ગમત ઉપજાવનારી વાતોના ગપાટા મારી ખુસી થાય છે. એવી રમુજી ભરેલી વાતો ચીનાઓને ઘણે ધારે ઈયાદ હોયછે, તેથી દરેક ટાંકણે દાખલા દલીલથી વાતો કરેછે. ચીનાઈ બોલીમાં ખુસી ઉપજાવનારી લટકથી ગોઠવણી કરેલીછે, તેમાં એક સવાલનાં જુદા જુદા અર્થો પણ થઈ શકેછે વાસ્તે હરેક વાતમાં વધારે બંખાણે હસવાની તકરાર થાય છે.

## ઊકો અને તંબાકુ.

ચીનાઓ પીતલનો હુક્કો રાખે છે. તેનો નીચલો ભાગ દાબડા જેવો ત્રણ ચાર ઇંચનો હોય છે. વચલી બાજુએ નાની દાબડી હોય છે તેમાં તંબાકુ કેશર જેવી ઝીણી ભરે છે. તેની એક બાજુએ આઠ દશ ઇંચ લાંબી વાંકી પીતળની નળી જડે છે, એ નળી ધુમાડો ખેચવાના કામમાં આવેછે. તેની પાસે બીજી ત્રણ ચાર ઇંચ લાંબી અને અરધો ઇંચ ગોળ નળી જડેછે. તેની વચમાં ઉતરે હેવી ચલંમની બીજી નળી હોય છે. એ ચલંમની નળીમાં તંબાકુની ચપટી દબાવી અને કાગળની બત્તીએ તે તંબાકુને સળગાવે છે, અને લાંબી નળીએ ધુમાડો ખેચેછે, તેણે, ફરી તંબાકુની ખાક થાયછે; એટલે બળેલા તંબાકુની ખાખ ફુકી નાખી બીજો તંબાકું ભરી પાછો ધુમાડો તાણે છે. એ હુકાના સઘળા સાંધા જુદા જુદા હોય છે, તે સઘળા સાંધા છુટા પાડી ખીસામાં રાખેછે અને જ્યારે જોઈએ તારે સાંધા મેળવીને હુક્કો તૈયાર કરેછે.

---

## નાહવા ધોવાની સફાઇ.

ચીનાઓ આખા શરીરે બે ત્રણ મહીને નાહેછે. કેટલાક તો પાહાડની કદણમાં જઇ ઝરણને પાણીએ નાહેછે, કેટલાક તો પોતાના રેહાણમાં ગરમ પાણીએ નાહેછે; પણ દર સહવારનાં નાના પીપમાં ગરમ પાણી ભરી બરશથી દાંત સાફ કરી મોહોડું ધુવે છે, ત્યાર પછી તેમાં બેહું પગની પાટલીઓ ગુંટી સુધી બે ચાર મિનુટ સુધી ડુબાવી રાખી પગના તળીઆને ખુબ ગરમ કરેછે, તેણે ફરી શરીરમાંથી પસીનો પડેછે, એટલે બીજું ગરમ પાણી પીપમાં લઈ તેમાં કપડાનો એક કટકો બોળી

તેનાથી બેઉ પગ, બેઉ હાથ, અને આખા શરીરનો ભાગ ઘસી ઘસીને લુછે છે. એવી રીતે દરરોજ ગરીબ અને સાહુકાર શ્રીમંત, અને ગરીબો આખું શરીર સાફ કરેછે. ઘણું કરી શરીર સાફ કરવાને માટની અફીણની પેટીમાં આવેલું બારદાનનું કપડું તેનાં કટકા એ લોકોને વધારે પસંદ પડેછે, કેમકે એ કપડે શરીર સાફ કીધાથી ખુજલી અથવા ફોલ્લા થઈ શકતા નથી વાસ્તે એવા કટકા લેવાને અફીણનાં વેપારીની ખુશામત કરેછે.

---

## કપડાની સફાઈ.

---

ચીનાઓ હંમેસાં ચીનાઈ બનાવટના રંગીન કપડાં વાપરવાને લીધે, ત્રણ જોડી બાહાર રાખે છે. તેમાથી દરેક કપડાની જોડીમાં ઈજાર, નાનો, મોટો જામો હોય છે. એ ત્રણ કપડાની જોડીને ધોવાને ચોખાના આટાની લાહી અથવા બજાર ફેરીવાળા પાસેથી એક બે સુંપાકનો વેચાતો લઈ રાખે છે. પેહેલા એક જોડી કપડાને ગરમ પાણીએ સાબુ દઇને ધોઈ નાખે છે, ત્યાર પછી સફાઈ દાર થોડું પાણી લઈ તેમાં લીધેલી લાહીને મેળવી નાખી તેમાં ધોયલા કપડાં બોળી કાહાડી સુકવા નાખે છે. એ પ્રમાણે દરરોજ સ્ત્રીઓ, પુરૂષોને બીજે દિવસે પેહેરવાનાં કપડાંને આગલે દિવસે ધોઈ નાખે છે. તે ધોયલા કપડાં બીજે દિવસે પેહેરેછે. એવી રીતે દરરોજ સવારના પોતાના કપડા શ્રીમંતથી ગરીબ લોકોપોતાને હાથે ધોઇને પેહેરે છે, તેણે કરી ઘણા સોભીતો ચકચકીત અને કડકડીત દેખાયૃ છે; પણ વીલાતી બનાવટના સફેદ કપડાંને દરરોજ ધોઇને વાપરતા નથી તેને તો ધોબી પાંસે અઠવાડીએ અને પખવાડીએ ધોવડાવેછે. કેમકે એ વીલાતી કપડાંને રોજ ધોવાથી જલદી સડી જાય છે, તેનું મુખ્ય કારણ ચીના એવું બતાવે છે કે ચીનાઈ બનાવટનું કાપડ ઘણુ સરસ હોય છે તેમાં પાણીનો ભાગ ઘણી વાર રહી શકતો નથી.

---

## લગ્નની રીત.

——oo——

ચીનાઓમાં નાની ઉમરનાં છોકરા, છોકરીઓની સગાઈ કરેછે, અને મોટી ઉમરના પુરૂષો બે ચાર સ્ત્રી સાથે પરણે છે. હિંદુની રીતે ચીનાઓમાં એક તુકમના, એક ઓડકના એટલે એક કુળના ઉત્પન્ન થયેલા છોકરા છોકરી પરણી શકતા નથી, કેમકે એક ઓડકના ઉપજેલા આખા ચીનાઈ રાજમાં રેહેનારા પોતાના પીતરાઈ ભાઇ દાખલ ગણી એક બીજાને ઘટતા લાભ કરેછે, તેણે કરી લગ્ન કરનાર બેહુના કુળ જુદાં જુદાં જોઇએ જો તેમ હોયતોજ લગ્નનો સંબંધ થાય છે. એ સઘળા ચીનાની ઓડક આસરે "ચોગણા પચાસ" છે. એ ઓડક વાળા ચીનાઓની જુદી જુદી ઓલાદની ઉત્પતી મોટી થઈછે.

છોકરા, છોકરીના લગ્ન થવા આગમજ ફ્રાકીયનની રીતે રાશિ પ્રમાણે જોડા મેળ આવે તોજ સગાઇ થાય છે પણ તેની અગાઉ છોકરા તરફથી છોકરીને દાગીના, રોકડનાણા, પોશાકના કપડાં આપવાના ઠરાવનું લખાત થાય છે, તે ઠરાવ પ્રમાણે સર્વે દાગીના અને પોશાક છોકરીને આપી સગાઇ કરેછે ત્યાર પછી છોકરીને છોકરા તરફ વાળા અને છોકરાને છોકરી તરફ વાળા જમવા તેડીને પોશાક અને ફળ મેવા આપે છે. પછી લગ્નની ક્રિયાનુ શુભ મ્હોતં જોષી લોકો શાસ્ત્રથી ઠરાવે છે. એ લગ્નના મ્હોતંની બે, ચાર દિવસ અગાઉ છોકરા, છોકરીનાં રેહેઠાણમાં તરેહ તરેહનાં શોભીતા ફાનસો લટકાવી તેમાં રોશણી કરે છે, વાજીન વાગે છે, ધર્મ ગુરૂ આવી ધર્મની ક્રિયા કરેછે, તરેહ તરેહના મેવા, અને ફુલ, આણી રાખેછે, અને રસોઇની ધામ ધુમ થાય છે. એટલુંજ નહી પણ ગાનારી સ્ત્રીઓ, પુરૂષોનો મેલાવડો થાય છે. લગનને દિવસે શાહાજન માહાજન મળે છે, તેમાં વાજીન, નીશાન વાવટા, અજગરનાં આકારે ગુંથી, અને તરેહ તરેહનાં વિચિત્ર સોંગ સી-

ગીબા માણસો ધજા, પતાકા અને હપીઆરો હાથમાં લઈ બીજા કેટલાક ગંમત ઉપજાવનારા સોંગ લઈ શાહાજન માહાજન સાથે ચાલેછે; પણ સઘળાથી અગાઉ આખું બાફેલું ડુકર પાલખીમાં મુકી ચલાવેછે. દારૂ ખાનું સળગાવે છે તેમાં ફટાકા અને બીજી તરેહ તરેહની [illegible] બાજી હોય છે. એ શાહાજન માહાજનની વચમાં ઝળકાટ બરેલી અને મીનાઓમાં થઈ ગયલા મહા પુરૂષોના આકારે સોનેરી ગીલીટે મુર્તીઓનો ચીતાર પાડેલી એક પાલખી તેમાં પરંણવા જનાર છોકરાને બેસાડી પાલખીના બારણા બંધ કરે છે. એ શાહાજન છોકરીને રેહેઠાણે જાય છે તે જગ્યાએ ધર્મ ગુરૂઓ ધર્મની ક્રિયા કરી લગનની ગાંઠ બાંધે છે. ત્યાર પછી એવીજ ધામ ધુમે શાહાજન છોકરાને રેહઠાણે પાછું આવવા નિકળે છે. તે સાથે સોનેરી ગીલીટની બીજી પાલખી શાહાજનની વચમાં ચાલે છે, એ બીજી પાલખીમાં છોકરીને બેસાડી તેના બારણા બંધ કરી તાળુ મારી તેની કુંચી છોકરીની અંતલગની સગાઓ જે વૃદ્ધ અવસ્તાની હોય તે હાથમાં રાખી પાલખીની બાજુએ ચાલેછે. એ બેહુ પાલખી પાછળ કેટલાક નવા બીછાના, પલંગ, કોચ, ખુરસી, ટેબલો, વાસણો એ શીવાય બીજો ઘણોક સોભાયમાન સામાન છોકરીને તેના મા બાપે દેહેજમા આપેલા હોયછે તે મજુરો ઉપાડી ચાલેછે. સઘળું શાહાજન છોકરાને રેહેઠણે જઈ ઉભું રેહેછે, અને એટલે પાલખીમાંથી છોકરો ઉતરી શાહજનમાં આવેલા સઘળા ગૃહસ્થોને નમતાઈથી ગરદન નમાવી નમાવીને સલામ કરેછે. ત્યાર પછી પરણેલી સ્ત્રીની પાલખી તરફ વળે છે, તે વખતે પાલખીની બાજુમાં છોકરીનીમાં અથવા બીજી કોઈ અતલગની સગી વૃદ્ધ અવસ્તાની ઉભી હોય, તે અને બીજા સગાંઓ મળી છોકરીની પાલખીનાં બારણાની કુંચી છોકરાને સ્વાધીન કરે છે. એટલે તે છોકરો ઝડપથી પાલખીનું બારણું ઉઘાડી પોતાની સ્ત્રીનો હાથ ધરી બાહાર કાહાડે છે. તે વખતે છોકરાની અને છોકરીની દ્રષ્ટી મળ્યાથી શાહાજનમાં આવેલા ગૃહસ્થો નજીક આવી

છોકરાને ખાતરીથી પુછેકે આ છોકરી સાથે તાહારા લગનની ગાંઠ બંધાઈ છે અને એ સ્ત્રી ઉપર તું ખુસી છે? તેના જવાપમાં છોકરાએ તે છોકરીને સ્ત્રી દાખલ કબુલ રાખ્યાંથી છોકરી પોતાનાં ભરથારનાં ઘરમાં જાયછે અને બાકી રહેલી ધર્મ ક્રિયામાં સામેલ થાયછે, ત્યાર પછી સ્ત્રી ભરથારે હયાતી સુધી નીતિએ રેહેવાનું આમણ સામણુ લેખં થાય છે. અગર પાલખી માંથી ઉતારતા છોકરાને છોકરી પસંદ નહી પડીતો જે છોકરા તરફથી મળેલા અવેજ દાગીના, અને પોશાક હોય તે લઇ પાછી પોતાને રેહઠાણે છોકરી જાયછે, કેમકે લગનની ક્રિયા બરાબર થઈ ન હતી, તેથી તેના લગનની ગાંઠ બંધાયલી જણાતી નથી, પણ એક વખતે પાલખીમાંથી ઉતરીને છોકરાએ તેને સ્ત્રી દાખલ કબુલ કરી અને બાકીની લગન ક્રિયા કીધા પછી સ્ત્રી ભરથારનું જોડું ગણાય છે. એ ક્રિયા પુરી થતા દારૂની પ્યાલી સ્ત્રી ભરથાર એક બીજાને પાઈ હયાતીની મોહોબત્ સાહેછે. લગનનું જોડું થયા પછી સંસારી બાબત, અને કુટુંબ કબીલા સાથે નીતિથી ચાલવાને ચીનની સરકારે મજબુત કાયદા બાંધેલા છે, તે કાયદા સ્ત્રી ભરથારને ધર્મ ગુરૂ વાંચી સંભળાવે છે. એ કાયદાના ફરમાનથી ઉલટા ચાલનારને ચીનની સરકાર સજા કરેછે. ચીનાઓમાં હરેક બાળકનો જન્મ થયાથી જ્યોતિષ શાસ્ત્રના આધારે તે બાળકનું નામ રાખેછે; પણ તે નામ સાધારણ અથવા હુલામણું હોયછે. તે બાળક જુવાનીમાં આવે ત્યારે તેના નામને માન સાથે બોલાવે છે. જ્યારે તેના લગન થાયછે તેદિવસે ધર્મ ગુરૂઓ એ જોડાને ગૃહસ્થના નામે ઓળખવાને જુદું નામ આપે છે, એવી રીતે પુરૂષ, સ્ત્રીઓનાં નામમાં બે ત્રણ વખત ફેર પડી જાય છે. પુરૂષે પ્રથમ સ્ત્રી સાથે લગન કીધા પછી બીજી બે ચાર સ્ત્રીઓ સાથે લગન કરે છે, પણ પ્રથમની સ્ત્રીની રાજી ખુસી હોય તોજ કરે છે, અને પરણેલી પેહેલી સ્ત્રી માલ મીલકતની મુખત્યાર ગણાય છે. પુરૂષ પોતાની સ્ત્રી મરણ પામેછે ત્યારે તે બીજી સ્ત્રી સાથે પરણેછે. પણ સ્ત્રી

પોતાનો ભરથાર મરણ પામવાથી બીજો ભરથાર કરતી નથી. અને ઘડાપામાં પોતાની નીતિનો સંભાળ કરેછે. નીતિવિષે ચીનાઇ રાજના સખ્ત કાયદાથી ઊત્તમ કુટુંબનાં બાળકો નીતિનો સંભાળ કરવાને ચુકતાનથી; પણ હલકે વર્ણના લોકોની નીતિમાં વધારે બગાડો હોયછે.

---

## ચીનાનો ધર્મ.

ચીનાઓમાં સાત ધર્મ છે. તેમાં પ્રથમ ધર્મ "લાયોતસ-ત્રી=લીયુતેન"નો "તાઉ" ધર્મછે. બીજો "કાનફુસીયસ" ધર્મછે. ત્રીજો "ફો"નો ધર્મ એટલે બૌદ્ધ ધર્મ છે. ચોથો, પાંચમો અને છઠ્ઠો રોમન કથોલીક, અથવા ક્રીસ્ચીયન અને યાહુદી ધર્મછે. સાતમો મહમદિયન ધર્મછે. એવી રીતે ચીનાઈ રાજની મોટી વસતીમાં સાત ધર્મના ફરમાન જણાય છે.

પ્રથમ ધર્મનું નામ (તાઉ) છે એ અસલી ધર્મનો માર્ગ બતાવનાર 'લીયુતેન' અને 'લાયોતસત્રી' એ બે નામથી ઓલખાતો હતો. એ મહા પુરૂષ દુનિયાં પેદા થયા પછી વારંમ વાર જુદા જુદા જન્મ લઈ, એ ધર્મનો માર્ગ બતાવતો હતો. એવી રીતે ધર્મ માર્ગનો ફેલાવો કીધાથી એ મહા પુરૂષ પરખ્યાત થયો હતો. યાંગકી શાહાનશાહા એ ધર્મને માન આપી મોટો ભક્ત કેહવાતો હતો. એ ધર્મના ફરમાનમાં ભકિત કરનારને ચાનક ભરેલા દાખલા બતાવેલાછે, કે પૂર્ણ ભક્ત થયાથી દુનિયાનો ત્યાગ કરી પાહાડની ગુફામાં જઈ રેહેતા હતા. એ ધર્મના થોડાક દાખલા નીચે લખેલા છે.

સઘળા સાથે નેકી કરવી, સત્ય વચન બોલવું અને સત્ય માર્ગે ચાલવું, ભકિત કરતાં સમાધીષ્ટ રેહેવું, દુનિયા દારીથી દુર રેહેવું, લોભ મોહોનો ત્યાગ કરવો, હંમેસાં ઈશ્વર ભકિત કરવી, એકાંત પાહાડી અથવા સપાટ મેદાનવાળી જગ્યામાં જઈ રેહેવું, એવી રીતે ભકિતના લક્ષણ બતાવેલા છે, અને કેહેછે કે ભકિત કરતાં અનેક પ્રકારના દુઃખો અને

સંકટો આવે, તો પણ સમાધીથી ધ્યાન ચુકવવું નહી, એટલુંજ નહી પણ એ ધર્મ માર્ગ ગુપ્ત રાખ્યો, તેથીએ ધર્મના પુરા ભકત વસ્તીમાં દીસતા નથી.

બીજો શુધરેલો ધર્મ તેનું નામ "કાનફ્યુસ" એ નામાંકીત પુરૂષ (૨૪૦૦) વર્ષ અગાઉ "લુ" નામના પરગણામાં જનમ્યો હતો. એ અગાઉ થઈ ગયલા "ચીયંગત્રી" પાદશાહાની ઓલાદનો હતો. તેની ત્રણ વર્ષની ઉમર થઈ એટલે તેનો બાપ મર્ણ પામ્યો હતો; ત્યાર પછી તેની માતા એ ઘણી માવજેથી ઉછેર્યો. એ નામાંકીત પુરૂષ નાહાન પણથી આગ્નાંકીત અને ચંચળ સવભાવનો હતો. એ સબબે નાની ઉમરમાં સઘળી વિદ્યાનો અભ્યાસ કરી સત્તરમે વર્ષે ચીનાઈ રાજમાં ઈન્સાફની જગ્યા મેળવી હતી. તેનો ઈન્સાફ અને ન્યાયનીતિ એવી તો વખાણવા જોગ હતી કે રૈયત રાજા, અને ઉમરાઓ તેના ઉપર વધારે પ્રિતિ રાખવા લાગ્યા. એની એકવીસ વર્ષની ઉમર થઇ એટલે ચીનાઈ રાજમા એ નામાંકીતની તારીફ થવા લાગી; પણ તેવીશ વર્ષની ઉમર થઈ એટલામાં એની "માતાનું મર્ણ" થયું. એ દલગીરીથી રાજ દરબારી ચાકરી છોડી દેશ પરદેશ ફરી ફરી પોતાના દેશનુ કલ્યાણ, હીત, ધર્મ અને રાજ નીતિમાં સુધારો કરતો હતો તથા જુલમગાર અમલદારોની ચાલ તથા લુચ્ચા, ઠગારાઓની ચાલ શુધારવા પછવાડે લાગેલો હતો. પોતાના દેશની અને રૈયતની આબાદીને માટે વિદ્યા, હુનર, અને કૃષી કર્મ, ઉદ્ભિજ્જ અને પ્રાણીઓના સોધના મોટા મોટા ગ્રંથો રચ્યા, અને વૈદકના ગ્રંથો કવિતામાં રચી તેમાં ઉદ્ભિજ્જ પદાર્થ તથા પ્રાણીઓના માંસ ઔષધમાં વાપરવાની ઔષધીઓ ફરમાવેલી છે તે યદ્યાપ તેના ફરમાન મુજબ વિદ્વાન ચીનાઓ ચાલે છે. એવી રીતે મોટું સંકટ ભોગવી ચીનાઈ રાજમાં ઘણી પ્રકારે શુધારો કીધો છે. હાલમાં જેમ સોના રૂપાની મૂર્તિને ચીનાઓ માન અને આબરૂ આપી ઈશ્વર પરમાણે ગણે છે, તેમ એ નામાંકીતનાં પુસ્તકોના

ફરમાનો, અને નીતિને ફકીરથી તે પાદશાહ સુધી માન આપી તેના વખાણ મરગાણે ચાલે છે.

ત્રીજો ધર્મ "ફો"નો છે. એ ધર્મનાં બૌદ્ધ, બૌદ્ધસી, ગૌતમો, સામો, કૌદમ, ફુ, ફો, એ સાત નામે દેશો દેશની જુદી જુદી ભાષાથી, ઓળખાય છે. એ ધર્મ ચીનમાં આસરે (૧૮૦૦) વર્ષ ઉપર "મીંગતી શાહાનશાહાના" વખતે ચાલુ થયો છે. કેટલાક વર્ષ પછી પૂર્વ હિંદુસ્થાનથી બૌદ્ધ ધર્મ ચલાવનાર બસો ત્રણસો ધર્મગુરૂઓ પુસ્તકો લઈ ચીન ગયા હતાં. એ ધર્મના પુસ્તકોમાં મોટામાં મોટા દશ પાપ કરવાની મનાઈ કરે છે. તેમાં પેહેલી જીવની હત્યા કરવી નહી, બીજી ચોરી કરવી નહી ત્રીજુ પરસ્ત્રી સાથે ગમન કરવું નહી, ચોથું જુઠું બોલવું નહી, પાંચમું દારૂ કે બીજી કેફની વસ્તુ ખાવી પીવી નહી, છઠું માણસનું દીલ દુખાવવું નહી, સાતમું વિસ્વાસ આપી કોઈની ઘાત કરવી નહી, આઠમું લોભ, મોહ, હેંકાર રાખવો નહી, નવમું કોઈની અદેખાઈ કરવી નહી, દશમું પાખંડી ધર્મ માર્ગે ચાલવું નહી—અને સદાકાળ નિશકપટી રેહેવું. એ શિવાએ શાસ્ત્રમાં ઘણાક પાપ વિષે લખેલું છે; પણ મોટામાં મોટા દશ પાપ બતાવેલા છે. જે સખ્સ નિશકપટી થઈ ઈશ્વરની થોડી ભક્તિ કીધાથી તુરત મેહેરબાન થાય છે; પણ કપટી માણસ સદાકાળ ઈશ્વર ભક્તિ કરે તોપણ તેને પ્રસન્ન થતા વિલંબ થાય છે.

ચોથો, પાંચમો, છઠો ધર્મમાં ક્રિશ્ચિયન, રોમનકેથોલીક, યાહુદી ધર્મોનાં પાદરીઓ ઈસવી સનની આઠમી સદીમાં ચીનના જુદા જુદા ગામોમાં ગયા હતા. ત્યાર પછી કેટલાક ચીનાઓને સૌએ પોત પોતાના ધર્મમાં લીધા છે; પણ તેની સંખ્યાનો ખુલો અડસ્ટો જણાવ્યામાં આવ્યો નથી, કેમકે ચીનાઓનો અસલી ધર્મ અને તેનું ફરમાન બીલકુલ મળી આવતું નથી. તેણે કરી ચીના હરેક ધર્મ કબુલ રાખી થોડા વર્ષે પછી બીજા ધર્મને કબુલ કરે છે. એટલુંજ નહી પણ તેઓનો પેહેરવેશ, ભાષા, અને સ્વભાવ એક સરખો હોય છે, તેથી તેનો ચોકસ સુમાર મળતો નથી.

સાતમો મહમદીઅન ધર્મ પાળનાર કંતાન અને બીજા શેહેરોમાંછે. તેઓ મહમદીઅન મહજબ પ્રમાણે અરબી ભાષાનું કુરાનભણેછે, પાંચ વખતની નિમાજ ગુજારેછે; પણ તેઓમાં સુનત કરવાની રીત જણાતી નથી; એ ધર્મની મસજીદોછે. એ ધર્મ ચલાવનારા સ્વતંત્ર તાતાર ના, બલક અને સમરકંદ શેહેરોમાંથી અથવા ચીનની પશ્ચિમ દિશાનાં તારતારી લોકો પ્રથમ ઇસ્વી સનની તેરમી સદીમાં થોડા માણસો આવી કંતાન શેહેરમાં ચાકરી કરવા લાગ્યા હતા. આસ્તે આસ્તે તેઓનો વધારે ફેલાવો થતો ગયો તેમ તેમ ગરીબ ચીનાઓના બાલકોને ખરીદ કરી તેઓને મુસલમાન કરતા ગયા. તારતારી લોકો લડાયક હોવાથી ચીનાઇ રાજમાં વખણાયા, તેથી રાજ દરબારી, લશ્કરી ચાકરીને લાયક થયા તેણે કરી તેઓની સંખ્યામાં વધારો થયો છે.

---

## નવા વર્ષનો તેહેવાર.

ચીનાઓના એક વર્ષમાં ઘણાજ તેહેવાર આવેછે. તેમાં નવા વર્ષને તેહેવાર ઘણું કરી ફેબ્રુઆરી મહીનામાં કુંભ રાશિનો સૂર્ય થાયે છે, તે ટાંકણે નવા વર્ષના તેહેવારનો દિવસ ચીનાઈ રાજ કરતા ઠરાવે છે. એ તેહેવારની એક બે મહીના અગાઉ વેપારીઓ પોતાનો માલ વેચવાની તાકીદ રાખે છે, અને નવો માલ ખરીદ કરવાની અગત્ય હોય તોજ ખરીદે છે, કેમકે તે વર્ષમાં થયલા વહીવટનો હસાબ નકી કરેછે. નવું વર્ષ બેઠા અગાઉ લેહેણું વસુલ કરે અને દેવું ચુકાવી આપી ચોપડા રદ કરે છે. એ તેહેવાર સઘળા તેહેવારોથી મોટો છે. જેમ અત્રે હિંદુ લોકોની દીવાળીનો તેહવાર છે તેમજ ચીનાઓનો નવા વર્ષનો તેહવાર છે. એ નવા વર્ષને દિવસે ગરીબથી શ્રીમંતો નવો પોશાક, તરેહ તરેહની ખાવાની રસોઇ ફળ ફુલ મેવો, મીઠાઈ, તૈયાર રાખેછે. દુકાન અને ઘર-

ચાણગારનો સામાન સાફ સુફ કરેછે. અને તેને નવા નવા રંગ રંગીન ચકચકીત કરેછે. નવા વર્ષમાં લાભ થવાના અને ગયલા વર્ષના થયલા પાપ ભસ્મ થવાના આસરવાદ અને સ્તુતીના સોનેરી રૂપેરી અને રંગીન લખેલા કાગળો દરવાજે અને દેહેરાશુની જગ્યામાં ચોહોટાડે છે. દેહેરાણ અને તેની આજુ બાજુએ સોભાયમાન રોશણીનાં ફાનસો લટકાવેછે. તરેહ તરેહનું દારૂખાનું સળગાવી ધર્મ ક્રિયા કરેછે, તે વેળાએ થાળીના અને ઘંટાના અવાજ ચાર પાંચ દિવસ સુધી ધામ ધુમથી થાય છે. નવા નવા વર્ષનો જે દિવસ હરેછે, તે દિવસે ઘણાક પકવાન, મીઠાઇ, મેવા બનાવી દેહેરાણમાંદિર પાસે, અને પુરવજોની કબરો પાસે અને દેવલોમાં લઈ જાયછે, ત્યાં ધર્મ ગુરૂ ધુપ, દીપ, રંગીન સોનેરી રૂપેરી કાગલો સલગાવી મોટી આતુરતાથી લોકો તરફથી ભક્તિ કરે છે અને પાપની માફી માંગેછે અને નવો વહીવટ ફરીને ચાલુ કરવાને જોષી પાસે મોહોર્ત કહાડાવેછે ત્યાંથી પાછા આવી આખો દિવસ અને રાત આઈ પી મોહોલ મોહોલે હુલાસે ફરે છે. એવી રીતે શેહેરમાં વખાણવા જોગ દેખાવ બનેછે એટલું જ નહી પણ બંદરમાં અને સમુદ્રમાં બારકસોને અને ખેતીવાડી કરનાર ખેડુતે. જમીનમાં ઉપજેલા ઝાડોને સણગારી સોભાયમાન કરે છે. એ નવા વર્ષને દિવસે રાજનો અને નાના બાળકો જે એક બે મહીના અગાઉ જન્મ્યા હોય તેનો જન્મ દિવસ ગણે છે. એ દિવસે સઘળા ચીના લેહણું લઈ દેવું આપે છે, અને જે સખ્સ દેવું આપતો નથી તેનું દીવાળું નિકળેલું સમજાય છે, તેનું લેહણું અને જે અવેજ હોય તે માંગનારને આપી બાકીના દેવાની સમજુતી દેવાદારો સાથે કરે છે. પણતે નવા વર્ષની ક્રિયા કરવામાં તે વર્ષે સામિલ થઈ શકતો નથી એટલું જ નહી પણ તેના દરવાજા બંધ રાખે છે, રોશણી, અને આતસ બાજી પણ સળગાવી શકતો નથી. એવો ધારા ચીનાઈ રાજના કાયદાથી ચાલુછે, તેથી ચીનાઓ નવા વર્ષના દિવસ આવ્યા આગમચ પોતાની આબરૂ ગમવાને તજવીજ રાખે છે. કેટલાક ગરીબો ભાડાના કપડાં લાવી ઉમદ

પોશાક પેહેરે છે, કેટલાક કરજ કરી ખરચ કરે છે અને કેટલાક જુગાર રમવા, કેટલાંક નાચ રંગ સાંભળવા જાયછે, અને કેટલાક તો લુટફાટ અને વસ્તીમાં આગ લગાડી ચોરીઓ કરીને પણ નવા વરસના તેહેવારની મોજ મઝા મારવાને પછાત રેહેતા નથી. એ નવા વરસનું ટાંકણું આવે છે એટલે શેહેરમાં અને સમુદ્રમાં ચોરની ધાસ્તી નિકળે છે અને દરવિરસે શ્રીમંતોનાં રેહેઠાણમાં આગ લાગેલી સંભળાય છે. નવા વરસના તેહેવારમાં લેહેણું દેવું ખલાસ કરવાની ઉત્તમ પ્રકારની ચીનાઇ રાજમાં રીત હોવાથી ત્યાંના વેપારીની નૈયત ચોખ્ખી હોય છે; પણ અંગ્રેજ સરકારનાં હાંગકાંગમાં ચીના વેપારીઓ આવી રહેલા છે, તેઓ બ્રીટીસ કાયદાની માહીતી મેળવે છે તેમાં "ઇનસાલવેંટ" નો કાયદો જાણવાથી ચીનાઓની દયાનત દારીમાં બગાડ થયલો છે. કેટલાક ચીના મોટી રકમનુ દેવુ કરી ચીનાઇ રાજમાં જતા રેહેછે અથવા ઇનસાલવેંટ થાય છે. ચીનાઇ રાજમાં લેવડ દેવડ બાબદનો છુટકારો થવાને કાયદો નથી તેથી દેવાદારના છોકરા અને છોકરાના છોકરા બાપ દાદાનું દેવુ આપે છે અને લેછે. તેમ વગર પુંજીના રોજગારીઓ લાખો રૂપીઆનો વેપાર કરી પાયમાલ થતા નથી અને કરજદારોને પણ નુકસાનીમા નાખતા નથી. સઘળો વેપાર ઇમાનદારીથી શક્તિ પ્રમાણેજ કરેછે. તેમા માઠાં ભાગે નુકસાની થઈ તો તેના દેવાદારો પુરતો આસરો આપી કરીને તે નાદારનો વહીવટ ચલાવે છે અથવા દેવાદારો દશ વીશ વરસની મુદતે મુદલ નાણા લેવાને કબુલ કરેછે. તેણે કરી દયાનત દાર પાયમાલ થયલો પાછી સારી હાલતમાં આવે છે.

નવા વરસની પેહેલી તારીખ શેહેરના સઘળા મોહોલા અને ગલીએ સુમસામ હોયછે; પણ નવ દશ કલાકે રેહેઠાણમાં "ફો" ની મુરતીને ધર્મ ક્રિયાથી પુજા કરી તરેહ તરેહની મીઠાઇ, મેવા અને સઘળી રસોઇ, દારુની, ચાયેની થાળી મુકી સઘળા નમતા અને આનંદથી સલામો

કરી ગુરુણીએ ઘેણી ઘણીક રીતે સ્તુતી કરેછે અને ધુપ સળીઓ, લાલ રંગની દેવને પુજા લાયક મીણબતીઓ, સોનેરી રૂપેરી રંગી બે રંગી કાગળો, અને આતસબાજી સળગાવીને ખુશનુમા ખાનું ખાય છે. ત્યાર પછી સઘળા ચીનાનાં બાળકો, પુરૂષો, સ્ત્રીઓની ઓલખ પીછાનવાળા, ઈષ્ટ મિત્રો, વડીલો, અમલદારોમાં જે જે ઠેકાણે વગ ઓળખાણ હોય તે તે જગ્યાએ ચીના જઈ હાથના આંગળાની મુઠી વાળી અંગુઠો ઉભો રાખી બે હાથ જોડી નમ્રતાથી એક બીજા સાથે ગયલા વર્ષમાં વેપારમાં, સંસારી રીતમાં હરેક ભુલે ચુકે થયલી તકસીરોની માફી માગેછે. તે વેળાએ "કુંગી કુંગી" નો શબ્દ વાપરે છે. એવી રીતે એ વેળામાં ઉંચો પોશાક પેહેરીને જાય છે, અને તેમાં કેટલાક રંગીન કાગળો ઉપર ઈશ્વરની સ્તુતીના શબ્દો લખેલા હોય છે, તે એ પરમાણે કે નવા વરસમાં "ફો" નામનો દેવ તમોને મોટો લાભ આપે અને સંકટ દુર કરે. એવા સ્તુતીના કાગળો એક બીજાને ઘેર જઇ ગ્રૃહસ્થોને મળી ભેટીને આપે છે. એ લોકો એ તેહેવારના દાહાડાઓમાં ખાઇ પીઇને અને મળી ભેટીને ખુસીમાં દિવસ ગુજારે છે.

ચીનાઓનો જ્યોતિષ શાસ્ત્ર ઉપર એ તે કાત પુરો છે, તથી નવો વેપાર ચાલુ કરવો હોય તો દુકાનો, વખારો, કારખાના, પેહેડીઓ એ સર્વે મ્હોર્ત આવે તારેજ ખોલેછે, જ્યાં સુધી ચોખ્ખુ મ્હોર્ત આવતું ન હોય ત્યાં સુધી વેપાર બંધ રાખેછે. અને પોતાની જન્મ ભુમિમાં અને બીજા દેશોમાં પોતાના ઇષ્ટ મિત્રોને, વડીલોને અને તેઓની કબરો હોય તેને તેઓ પુરતી રીતે માન આપી પુજા કરી વેપાર કરવાનાં મ્હોર્ત જ્યાં વેપાર કરવો હોય ત્યાં પાછા આવે છે. કેટલાકને નવું વરસ થયા પછી બે, ચાર, આઠ, દશ, પંદર દિવસે મ્હોર્ત આવે છે. કેટલાકને તો એક બે મહીને ચોખ્ખું મ્હોર્ત જોષીઓ આપે છે તેટલા દિવસ નવો વેપાર ચલાવવાનું બંધ રાખે છે.

# શેરાણીનો તેહેવાર.

ચીનાઓ શેરાણીના તેહેવાર ઘણા કરે છે પણ પેહેલો તેહવાર નવું વરસ થયા પછી પેહેલી પુનેમે છોકરાઓ અને જુવાન પુરૂષો એ તેહેવાર કરેછે. તે વેળાયે રસ્તે રસ્તે, મોહોલે મોહોલે, ઘેરે ઘેર, બાગે બાગ અને ખુલી જગ્યામાં, તરેહ તરેહનાં નાના મોટા જનાવરોમાં અજદા, શાસુર્ગ અને ઘણી પરકારનાં જનાવરોના ઓખા ખાંબુના અને લાખંડના સળીઆના બનાવી તે ઉપર રંગી, બે રંગી કાગળો, રેશમી કાપડ અને ચામડા ચોહોટાડીને ઘણી જાતના ખુબસુરત ફાનસો બે ત્રણ રોકડાથી પાંચ, દશ ડાલર સુધીનાંબનાવી વેચેછે. તેવા ફાનસો એક બીજાથી ચહડાઇ કરવાને વધારે શેરાણીનાં અને વધારે ખુબ સુરતહોય તે રેહેવાસીઓ ખરીદ કરીઠેકાણે ઠેકાણે ઝુલતા રાખેછે. એટલુંજ નહી પણ ખુબસુરત ઊમી કીમતનો પોશાકએ તેહેવારને દિવસેપેહેરેછે, માંડવા બાંધી તેમાં ઘણી શેરાણી કરી, એક બીજાને શ્રીમંતાઈબતાવેછે. ઘણાક માણસોનો જમાવ થઇ ઘણું કરી દરાખનું ઝાડ જેની ડાંખળીઓ જોતા લાલ રંગની, પાંતરા લીલા રંગના અને થડતો તપખીરીઆ રંગનું હોય છે. તે ઉપર લુમકે લુમકા દરાખનાં લાગેલા હોય છે. તે ઝાડને લાવી જ્યોતિષ શાસ્ત્રની ક્રિયા પ્રમાણે સળગાવેછે, એ ઝાડનું થડ બળે છે તોપણ તે ઉપરની દરાખ અનામત દીસે છે; અને મળેલા માણસો તે વેળાયે ઘણો ધોધાટ પણ કરેછે. એ તેહેવાર ઘણું કરી ફાગણ મહીનામાં અજવાળી રાત્રે આવે છે તે દિવસે હજારો જુવાન ચીનાઓ હાથમાંતરેહ તરેહનાં ફાનસો લઇ રસ્તે રસ્તે, ગલીએ ગલીએ, મોહોલે મોહોલે એકઠા થઈ રયાદીનાં સરગસની માફક આખી રાત્ર ફરતા ફરેછે. તે વેળાયે આતસ બાજી સળગાવેછે, વાજીત્ર વાગે છે, વાવટા, નીશાન, અને હથીઆરબંધનો વેશ લઈ નિકળે છે. તેમ ખાંબુનાં બનાવેલા મોટા મોટા અજગર, શીસુર્ગ ઉપર રેશમી કાપડ

ચીનીને આબેહુબ તેના જેવા બનાવે છે. એ તેહેવાર ઘણી ધામ ધુમે કરે છે. એ તેહેવારો ઉપર ચીનાઈ રાજ્યની પશ્ચિમ દિશાએ તો વધારે ખરચ કરે છે. કેટલાક મોટા મોટા માંડવા બાંધી તેમાં ચીનાઈ ફાનસોનું ઝુમર દશ પંદર ફુટના ઘેરાવાનું ત્રણસો ચારસો ડાલર ખરચ કરી બનાવે છે. તે ઝુમરને માંડવામાં બાંધેછે એ મોટા મોટા ઝુમર ઉપર ચીનાઇ હરફે "સાવમેલ્યંગ" એટલે ઘોડાની સરતનું ફાનસ, એ ફાનસમાં ઘોડા દોડે છે, વાહાણો ચાલે છે, લડાઈ થાય છે, લશકર આવેછે, શાહાનશાહાની સ્વારી આવેછે, નાચ રંગ થાયછે, તરેહ તરેહનાં દેખાવ ફાનસમાં જણાય છે. એ તેહેવારની મોજ મઝાહમાં સેંકડો માણસો મસગુલ રહી મેજબાનીઓ પેરે પેર અને બાગે બાગ કરેછે. એ સ્હુંજ નહી પણ માંડવામાં કેટલાક ધર્મ ગુરૂ વાજીંત્રો લઈ બેઠા હોય છે તે ધર્મ શાસ્ત્રની કથા વાંચે છે. બીજી તરફ નાટક કરનાર પોતાનાં નાટકમાં ચીનાઈ રાજ્યમાં થઇ ગયેલા શાહાનશાહાઓની દરબાર અને રાજ નીતિનાં સોંગલાવી નાટક કરી બતાવે છે.

બીજો રોશણીનો તેહેવાર સરદ રૂતુમાં આવેછે. એ તેહેવાર સમુદ્ર ખેડનાર માછી મારો, દરીઆઈ સફર કરનારા સમુદ્રની અને નદીની પુજા કરવાને પ્રથમ મોટો માંડવો બાંધી તેમાં તરેહ તરેહનું ખાનું પકાવી ગરીબોને ખવડાવે છે, સાકરનો સરબત બનાવી મોટા મોટા વાસણ ભરી રાહાદારીઓને પીવા આપે છે, કેમકે સમુદ્રમા અથવા નદીમાં કોઈ પણ ડુબી મર્ણ પામેલા હોય તેને સ્વર્ગ પ્રાપ્ત થવાને તેના વારસો એવી રીત ધર્મ કરે છે. એ તેહેવારમાં ચીનાઇ રાજ્યની રૈયત પોતાની શકિત પ્રમાણે નાણાની રકમ એ તેહેવારની ક્રિયામાં આપેછે; પણ ખરચને વાસ્તે મોટી રકમ તો ચીનની સરકાર મદત કરેછે. તે વેળાએ દેશો દેશથી ચીના પોતાને વતન આવે છે. એ તેહેવારની ત્રજાકાર ભરેલી સ્વારી નિકળેછે, તેમાં માણસોની ભીડ એટલીતો હોયછે કે બેચાર મોહોલાઓ સુધી સ્વારી માહેના માણસો ચાલુ હોવાથી તેનો છેડો આવતો નથી. સેંકડો નોબતોની જુદી જુદી ટોળીઓ, પચાસ ફુટ કરતાં વધારે લાંબા સો-

બીતો એક અજગરની અને શીમુર્ગની સુરતી બનાવી સેંકડો માણસો તેની આજુ બાજુએથી ખુબસુરત બનાવેલા જનાવરને ઉપાડી સરગસમાં આણે છે. આતસ બાજી સલગાવે છે, ઢોળ, નિશાન અને થાળીઓ વાગે છે, પણ એ સઘળાની અગાઉ આખુને આખુ બાફેલું ડુંકર પાલખીમાં બેસાડી તેને સરગસની અગાડી ચલાવેછે કેમકે એ ડુંકર બુતોને બળીદાન દાખલ આપવાને ગએછે. તેની પાછળ મીઠાઈ, મેવા અને તરેહ તરેહની ખોરાકીનાં ખુમચા હોય છે. એ સરગસ ફરી આવ્યા પછી માંડવામાં અસલી ચાલુ રીતે ક્રિયા કરેછે. કેટલાક ધર્મ ગુરૂ મોટા મોટા પુસ્તકો લઈ કથા વાંચે છે તે વેળાએ મોટી મોટી થાળીઓ વાગેછે, નોબતના અવાજ થાય છે; પણ પ્રથમ કથા વાંચનાર દશ પંદર મિન્યુટ સુધી કથાજ વાંચીને તેના અર્થો સઘળાને સમજાવે છે ત્યાર પછી દશ પંદર મિનીટ સુધી વાજીત્રનો નાદ કરી ગમત ગમત ઉપજાવે છે અને ફરીને કથા વાંચવા લાગે છે તે વેળાએ જોવા લાયકરમુજથાયછે.

ત્રીજો રોશણીનો તેહેવાર ચીનાનું નવું વર્ષ બેઠા પછી છઠે મહીને થાય છે. એ તેહેવારની મોટી ધામધુમ જણાતી નથી; પણ સઘળી વસ્તીની હવેલીનાં છાપરા ઉપર એક લાંબો અને ઉંચો બાંબુ ઉભો કરે છે તેને દોરી બાંધી એક ફાનસ છેક તે બાંબુની ટોચ ઉપર લટકાવેછે અને વળી ચીનાઈ બારકસો વાળા ડોલની ટોચ ઉપર રોશણી વાળા ફાનસો લટકાવી દે છે. એ દેશમાં ચંદ્ર, સૂર્યનું ઘરણ થાય છે. ત્યારે આખી રાત જુવાન ચીનાઓ પતંગો ચગાવી તેની સાથે રોશણીના ફાનસ બાંધી ઉંચે ઉડતાં હોય તેવી રીતે કરેછે અને વળી એવે સમયે સરગસ કાહાડેછે ત્યારે વાજીત્ર વગાડેછે, આતસ બાજી સળગાવે છે, અને કેટલાક તો ગમત ઉપજાવવાને તરેહ તરેહની રમતો કરવાના હથીઆરો લઈ મેદાનની ખુલી જગ્યામાં જઈ રમે છે. ઘરણ છુટે છે એટલે સૌ પોત પોતાને મુકામે જાય છે.

---

## કબરની પુજાનો તેહેવાર



મરણ પામેલા ચીનાઓને ખુબ સુરત પેટીમાં પોશાક સાથે બંધ કરી જમીનમાં દાટી તે ઉપર કબર બાંધેછે. મરણ પામેલા ચીનાની કબર આગળ, તે મરનારનો વડો દીકરો અથવા તેનો જે કોઈ નજીક નો વારસ હોય તે અને ધરમ ગુરૂ એ સર્વે ધરમના ફરમાન મુજબ ક્રિયા કરે છે. એ પરમાણે મરનારનો દિવસ અને તેહેવાર આવેછે તે તેહેવારે પણ એજ માફક ક્રિયા કરાવેછે. મરનારનો છોકરો અથવા બીજો કોઇ વારશ હોય છે તે બારેમાસ તે કબરની સંભાળ અને ક્રિયા કરે છે. ગરીબ માણસોની કબર તેના છોકરાઓ અથવા વારશો ત્રણ વરસ સુધી તેની સંભાળ અને ક્રિયા કરેછે પછી તે કબરને જમીન બરાબર કરેછે.

શ્રીમંતો મોટા મોટા બાગ બગીચા હવેલીઓ બનાવી રહેલા હોય છે, તે હવેલીમાં એક સમચોરસ મેહેરાબદાર, સોનેરી રંગથી રંગેલો અને શણગારેલો ઓરડો કરેલો હોય છે, તેમાં કોઈ પણ મરણ પામેલા કુટુંબ માહેના માણસની ગોર કરેછે, અને કેટલાક તો પોતાના કુટુંબને વાસ્તે કબરસ્તાન જુદુંજ બનાવેછે. તેમાં મરનારની સબીઓ ઉતરાવી ટાંગેછે, અને તેની આજુ બાજુએ તરેહ તરેહની ખુસબોદાર ફુલોના અને મેવાઓના ઝાડો વાવી મેહેલના જેવું બનાવી રાખે છે અને નીશાનો પણ ઉડતા રાખે છે અને વળી અગર બતીનો ધુપ તથા દિવા પણ કરે છે. તેહેવારને દિવસે તેના કુટુંબના માણસો મિત્રો અને ધર્મગુરૂને બોલાવી પોતાના સઘળા પુરવજોની ક્રિયા કરે છે. એ કબરોના ઓરડામાં "શીસુ" એટલે લખવાની પાટી બાર ઈંચ લાંબી અને ત્રણ ઈંચ પોહોળી તેમાં સોનેરી ચીનાઈ હરફો "ફો"વિશે લખેલી બીના હોયછે, તેને એ દેવસ્થાનમાં ઉભી રાખે છે. દરેક કબરની પાસે મોટો પથર ઉભો કરી તેઉપર મરનારનું

નામે જન્મ અને મરણનો દિવસ, તેની લાયકી, અને બીજી બીના ખુબ સુરત અક્ષરે લખે છે. જે શ્રીમંતની હવેલીમાં કબરો હોય અને તેના કુટુંબમાં મર્ણ થયાથી ધર્મ ગુરૂને બોલાવી મરનાનો વડો છોકરો ધર્મની ક્રિયા કરે છે. અને મરનારને ઉંચી કીમતનો પોશાક પેહેરાવી ખુબસુરત પેટીમાં સુવાડીને તેની પીઠ ઉપર જખમો કરી ઘણીક જાતની ખુસબો ભરેછે; પણ કબરમાં તે પેટીને મુકતી વખતે પેટીનું તળીયું કાહાડી નાખેછે. તેથી મરનારનું શરીર તાકીદે જમીનમાં પીગળી જાય છે. તે નામાંકીત મરનાર વડીલોના સઘળા કુટુંબના સ્ત્રી, પુરૂષો, બાળકો વારંવાર ધુપ, દીપ, ફુલ, મેવો, ચાએ, દારૂ, અને બીજી વસ્તુ તેની કબર પાસે મુકી ઘણી આજીજીથી અને નમ્રતાથી પગે લાગે છે, અને તરેહ તરેહનાં રંગીન સોનેરી, રૂપેરી, લીલા, પીળાં અને લાલ રંગના કાગળો સળગાવી વિનંતી કરે છે.

ગરીબ ચીનાઓનું મર્ણ થાય છે તેઓના મુડદાઓની કબરો પાહાડની ઢળાણમાં હજારો જોવામાં આવે છે. કેમકે મરનાનું કુટુંબ ગરીબ હોવાથી પોતાના રેહેઠાણમાં કબર કરી શકતા નથી; પણ મરણ પામેલાને થોડા દિવસ પોતાના ઘરમાં રાખી પછી તેને પેટીમ્ ઘાલીને પાહાડ ઉપર લઈ જાય છે અને ત્યાં દાટે છે. કેટલાક દિવસ સુધી તે મરનાનો વડો છોકરો અથવા નજીકનો જે વારસ હોય તે અને કુટુંબનાં સઘળાં કબરની પાસે બેસી થોડા દિવસ ધર્મની ક્રિયા કરી આખરે પોતાને રેહેઠાણે જાય છે. પણ થોડે થોડે દિવસે તેના કુટુંબી ફુલ, મેવો, ધુપ, દીપ, અને બીજી ચીજો લઈ જઈ તે કબર પાસે મુકી નમ્રતાથી પગે લાગી (પાયલાગન) કરી મારી માગેછે.

એપ્રેલ મહીનાના પેહેલા અજવાળીઆમાં (સીંગ મીંગ) નો તહેવાર આવેછે. એ તેહેવારમાં સઘળા ચીના પોત પોતાનાં કુટુંબનાં વડાવાની કબરોની પુજા કરવા દેશો દેશથી આવે છે તે વખતે (પાયલાગન) અને હોમ હવન કરવાનો સઘળો સામાન ખુમચાઓમાં લઈ ત્યાં

દી જુદી ક્રિયા કરવાને વાસ્તે લઈ આવે છે, તેમાં દારૂ, ચાએ, ધુપસળી, ફુલ, ફળ, ખોરાકી, મીણબત્તી અને રંગીન કાગળો લાવેછે. તે પેળાયે ધર્મ ગુરૂ આવી કબરોની મરામત કરાવી સઘળી ધર્મ ક્રિયા કરાવી કબરની આજુ બાજુ એ ત્રણ ત્રણ લાકડાના કટકા ગોઠવી કબર ઉપર રંગીન કાગળોની ધજા બાંધેછે. સઘળી ક્રિયા થયા પછી કુટુંબનાં સઘળા નમ્રતાથી પગેલાગી પોતાને સ્થાનકે જાયછે.

---

## નાટક.

ચીનાઓમાં નવા વરસનો તેહેવાર આવેછે એટલે જુદી જુદી નાટકોની ટોલીઓ મોટા મોટા શેહેરોમાં જઈ દેવસ્થાનની પાસે મોટો માંડવો બાંધી તેમાં રાત્ર દિવસ નાટક જુદી જુદી રીતે કરે છે. એ નાટક શાળામાં ત્રણ વર્ગની ટીકટો આપે છે; પણ ચીનાઓનો મોટો ભાગ છેલ્લા વર્ગનીજ ટીકટો લેછે.

એ નાટક વાળાઓ અસલી થઇ ગયલા ચીનાઇ શાહાનશાહો અને તેની દરબાર, ઉમરાઓ વઝીરો, સરદારો, સૈન્યાધિપતી અને સૈન્ય તથા અસલી રાજ નીતિ એ સર્વેના વેશ લઇ તેનું બયાન કરેછે; તેમાં અમલદારો, કસરત, કળા, કૌસલ્ય, રાજાની આગ્યા ઝલાલી વધારવા, શેહેર વસાવવા, મુખ્ય દેશ, પૃથ્વી, પાંણી, પાહાડ, ખેતીવાડી અને વળી-ચ્યાર એ સર્વેના ગુણો તથા રમવું, નાચવું, ગાયન કરવું, સ્ત્રી પુરૂષનાં દૂર ગુણોવિશે એટલુજ નહી પણ લશ્કરી અમલદારોની નીતિવિશે, સુરજની સુરતીબતાવવી, લડાઇ કરી દેખાડવી, આબરૂ લસકરીના ચાલા પાડવા, લશ્કરને ગોળાકાર કરવું, પાછા મોકલવા, એક પછી એકનું આવવું, ડાહાપણથી લડાઈ કરવી, દગો કરવો, ફિતુર કરી બતાવવું, પાછું ફેરવવું, પેદો નાખવો, ગરજના કરવી, ઠગવાની યુકિત કરવી, કુદકા મારવા, ફેંકવું, ઉરાડવું, દુશમનને ધમકી આપવી, રાજ સભા ભરવી મોટી આભ-

રનાં ઉમરાવોને સૌ સૌને પોત પોતાની જગોએ બેસાડવા, ઇનસાફ ચાલુ કરવો, રાખ રખાવટના થતા ઇનસાફ શાહાન શાહાને જણાવવા, લુચા અમલદારોની અનીતિ બતાવવી, અમલદારોને થતી સજા બતાવવી, મોટા પાહાડનો દેખાવ બનાવવો, નીતિવાન શાહાનશાહા સ્વર્ગે ગયો તે બતાવવું, આકાસમાંથી અને પાહાડો ઉપરથી અપચ્છરા નીતિ ભરેલા રાજમાં આવે છે એ સઘળું બતાવે છે. એ શીવાએ ઘણીક શરીરની કસરતો કરે છે કે તે કસરત જોનાર અચરત પામેછે. ચીનમાં થઈ ગયલા સઘળા શાહાનશાહા અને તેના અમળ દારોનો અને તેની રાજનીતિ, નાટકકારો નાટકશાળાઓમાં નાટક રૂપે બતાવે છે, એટલુંજ નહી પણ એક છોકરાની ઉપર પચીશથી વધારે છોકરાઓ ઉભા રાખી, અજગર, શામુરગ, વાઘ, ઘોડો, અને હાથીનો આકાર ચીના ખેળાડી પોતાના શિખવેલા છોકરાઓ પાસે કરાવે છે. બાળકોને ઉભા રાખી જે જનાવરનો આકાર બનાવવો હોય તે આકાર તમાસગીરોની હજુર બનાવે છે. એક હાથી બનાવવો હોય ત્યારે ચાર છોકરાને ઉભા રાખી પગ દાખલ કામે લગાડે છે. શરીરના વચલા ભાગે કેટલાક છોકરાને આડા અવળા વાંસાવાંકા સુવાડીને હાથીનો વચલો ભાગ બનાવે છે. તે એવા કે છોકરાઓનો પોશાક અને શરીર એક બીજા સાથે ચોહોંટી ખેડું હોય તેમ જણાય છે. કેટલાક છોકરાને સુવાડી હાથીના માથાનો ભાગ બનાવે છે, અને પુછડીમાંતો બાળકોના હાથ કામે લગાડે છે, એ જનાવરોનો આકાર તારીફ લાયક બનાવેછે. જો તેઓ ગુપ્ત રીતે હરેક જનાવરનો આકાર બનાવી ચલાવે અથવા અંહીથી તહીં દોડાવે તો જરૂર તમાસગીરોને શક ઉપજ થાય; પણ તમાસગીરોની હજુર મોટા મોટા જનાવરોનો આકાર બનાવે છે, તેથી તેઓની તારીફ કરવી જરૂર પડે છે. હિંદુ-શાસ્ત્રમાં લખેલું છે કે ત્રીપુર નામના દઈતને મારવા સારૂ હિંદુનાં સઘળા દેવ કૈલાસમાં માહાદેવ પાસે સ્તુતી કરવા ગયા હતા, કે ત્રીપુર પ્રથવીની વસતીને ઘણુ સંકટ આપે છે, વાસ્તે એ દઈતને મારો જોઈએ,

એવી રીતે સઘળા દેવોની સ્તુતી માહાદેવે સાંભળી પણ તે વેળાએ રથ ન હતો. તેથી લડાઈ કરવા જવાને રથ માંગ્યો હતો. તે સઘળા દેવો મ-ળી પોતાના શરીરના ભાગને જોડી માહાદેવજીને વાસ્તે રથ જોડેલો છે એવી રીતે હિંદુ શાસ્ત્રમાં કથા છે; પણ તેવો દાખલો ચીનાઓમાં દીસે છે. ચીન દેશમાં જેજે વખતે જેજે લડાઈઓ થઈ છે તેતે લડાઇનાં લશ્કરનો વેશ લઈ લડાઈ કરી બતાવે છે, ને વેળાએ કેટલાક રાક્ષસ-ના જેવા, કેટલાક વાનર જેવા, કેટલાક દેવના જેવા સેંકડો નાટકમાં લઇને લડાઈ કરેછે તે રમુજ જોવાથી હિંદુ શાસ્ત્રમાં દેવ, દૈતની લડાઈઓ વિશે લખેલું છે તેવી લડાઈઓ ચીનના નાટક વાળાઓ આબેહુબ કરી બતાવે છે.

---

## બોટોનો તેહેવાર.

——oo——

કંતાનના બંદરમાં બોટોનો તેહેવાર જેવો ધામધુમથી થાયછે તેવો હાંગ-કાંગના બંદરમાં થતો દેખાતો નથી. એ તેહેવાર નવું વરસ બેઠા પછી ચોથે, કે પાંચમે મહીને આવે છે ; પણ તેને વાસ્તે આગમજથી સઘળી તૈયારી કરેછે. એ તેહેવારને વાસ્તે એક બોટ પચ્યાસ, સાઠ ફુટ લાંબી અ-ને બે ફુટ પોહોળી અજ્દાના આકાર જેવી બનાવે છે, તેના એક છેડા તરફ અજ્દાના મોહોડા જેવું મોહોડું ખુલ્લું રાખે છે. અને બીજા છેડા તરફ પુછડીનો આકાર બનાવે છે. તેને અજ્દાના જેવોજ નવો રંગ રંગીને તૈયાર કરે છે, ત્યાર પછી જે દિવસે એ તેહેવાર હોયછે. તે દિવસે પ્રથમ ચીનાઈ ધર્મ ગુરૂઓને બોલાવી સમુદ્રની અને બોટની પુજા ચીનાઈ ધર્મની ક્રિયા પ્રમાણે કરીને તે બોટને સમુદ્રમાં ઉતારે છે. એ બોટમાં ચાલીસ પચાસ શ્રીમંતો અને ગરીબો બેસી હલેસાં મારે છે, અને જોરથી અજ્દાની

ચાલ ચલાવી ઝડપ બતાવે છે. કેટલાક બેઠેલા ફાલતુ ગૃહસ્થો હાથમાં લાંબી લાકડીઓ સાથે આતસબાજીના જુડા વળગાવી તે આતસબાજી સળગાવે છે, અને કેટલાક તો કાંસાની મોટી મોટી થાળીઓ વગાડી મોટા અવાજ કરે છે. એવી તરેહની કેટલીક બોટોને ફુલના સોભીતા ગજરા, દીવાની રોશણી, અગર, અને ચંદન સાથેની સુગધની ધુપ સળીઓ એ શીવાય બીજી ખુબબોની ઘણીક ચીજો સળગાવી બોટને તે દિવસે શણગારેછે. એ બોટોને સમુદ્રમાં ચલાવતી વખતે એક બોટવાળા બીજી બોટવાળા સાથે સરત કરી સરવાઓ પોત પોતાની બોટને ઝડપથી ચલાવી સઘળી બોટોથી આગળ લઈ જવાને મેહેનત કરેછે. એ બોટોમાથી જે બોટ આગળ જાય છે, તે બોટમા બેઠેલા એવુ ધારેછે કે, એ બોટના માલેકનુ ક્રીસમત ચહડતુ છે. સઘળી બોટની બાંધણી એક સરખી અને તેમા બેસનાગની સખ્યા પણ એક સરખીજ હોયછે. અત્રે શ્રાવણ માસની પુનેમે સઘળા હિદુ સમુદ્રની પુજા કરે છે એવોજ ચીનાઓનો એ તેહેવાર છે.

---

## ખેતીવાડીનો તેહેવાર.



હાંગકાંગમા ખેતી વાડીના તેહેવારની ધામ ધુમ ઘણી દીસતી નથી કેમકે એ જગ્યાએ ખેતીવાડી થોડીકે એટલુ જ નહી પણ એ તેહેવાર ચીનાઈ ગજનો છે. ખેતીવાડીનો તેહેવાર આવ્યાથી ઘણા ભાગ ચીના પોતાની જન્મ ભુમિમા જાય છે. ચીનાઓનુ નવું વરસ બેઠા પછી ઘણુ કરી આઠમે મહીને એ તેહેવાર ચીનાઈ ગજ કરતા પીકીનમાં કરાયે છે તે વેળાયે હિદુનો ઘણું કરી આશો મહીનો હોયછે. એ દિવસ ચીનાઈ ગજ સ્થાપન થવાનો જન્મ દિવસ ગણેછે, તેથી ચીનાઓ ધર્મગુરૂઓ પાસેથી ધર્મની ક્રિયા કરાવી ચીનાઈ ગજની સલામતી ઈશ્વર પા-

સે માંગે છે. ત્યાર પછી ખેતરમાં થયેલું નવું અનાજ, વનસ્પતીનાં નવા ફળ ઉતારવાનું મ્હોત પણ તેજ દિવસે કરેછે. તેણે કરી ચીનાઇ રાજના સઘળા દેશો દેશની દરબારમાં એ દિવસે મોટો મેળાવડો થાયછે. એ તેહેવારે ચીનની દરબારમાં શ્રીમંતો, રાજદરબારી અમીર, ઉમરાવો અને બીજા ઘણાક ગૃહસ્થો રાજની સલામતી માગવાને દરબારમાં ભેળા થાય છે. એ તેહેવારને દિવસે સઘળી ક્રિયા ગરીબથી શ્રીમંતો, રાજના અમીર, ઉમરાઓ અને પીકીનના શાહાનશાહા પણ કરેછે. એ તેહેવારને દિવસે ખેતીવાડીની જગ્યામાં સઘળા રેહેવાસીઓ, રાજ દરબારી અમળદારો અને પીકીનમતો શાહાનશાહાની સઘળી દરબાર જઈ તે દિવસે ખેતીવાડીની પુંજા કરેછે, તે વેળાયે એક પાડાની કતલ કરી જમીનને ભોગ આપે છે. પીકીનમાં શાહાનશાહા પ્રથમ પોતાને હાથે જમીન ખેડેછે, ત્યાર પછી વારા ફરતી ચીનાઈ રાજના અમલદારો જમીન ખેડેછે; અને ત્યાર પછી વસ્તીના રેહેવાસી શ્રીમંત અને ગરીબો થોડી થોડી જમીન ખેડી ખેતીવાડીની ક્રિયા પુરી કરેછે, અને તે જમોનની મેરાડી અને કતલ કરેલા પાડાના માંસનો થોડો થોડો ભાગ સઘળા રાજ દરબારી, અને વસ્તીના લોકોને વેહેચી આપેછે. એ પ્રસાદ લેવાને રેહવાસીની મોટી ડર મળે છે. કેમકે તે પ્રસાદ સઘળા લઇ પોત પોતાની ખેતી વાડીની જમીનમાં નાખે છે. એ તેહેવારને દિવસે સઘળી ક્રિયા થયા પછી શાહાનશાહા, રાજદરબારી અમલદારો, અને રૈયત એ સર્વે બાગ બગીચાઓમાં જઇ મોજ મઝા કરેછે. એ ઉપલા તેહેવારને દિવસે જુદા જુદા પરગણામાં એવી રીતની ક્રિયા ગરીબો શ્રીમંત અને રાજ કારભારીઓ કરેછે. એ તેહેવાર હિંદુને મળતો આવે છે, કેમકે હિંદુઓ આસો અને ચૈત્ર મહીનો બેસતાંજ નવ રાત્રી સુધી બાગ બગીચામાં અને રેહેઠાણમાં નવું અનાજ રોપી તેના રોપાઓની આગળ દેવી અને ઘટસ્થાપન કરી તેની પુંજા કરેછે અને આઠમે કે નવમે કે દશમે દિવસે પુર્ણા હાઉતી કરતાને હોમ હવન કરેછે, તેમાં પાડા, બકરાં અને બીજા

જનાવરોને બદલે નાળીએર અને સોપારીનો ભોગ આપેછે; ત્યાર પછી દશમને દિવસે દેશી રાજ વંશીઓ પોત પોતાના રાજ્યોમાં એ ક્રિયાની સમાપ્તી થઈ રહ્યા પછી રાજદરબાર આગળ અથવા ગામને પાદરે પાડાનો અને બકરાંઓનો વધ કરેછે. પછી તે રોપાઓનું ઉથાપન કરેછે એટલે તેને ઉપાડી કાહાડવાની ક્રિયા કરેછે, એટલુંજ નહી પણ તે દિવસે અમન ચમનમાં રહી ગોટા મેળાવડો આસો સુદ દશમને દિવસે (મહીશાશુરને મારી દેશ જય કીધોછે) તેથી લોકો દશેરાનો તેહેવાર આખા હિંદુસ્થાનમાં કરેછે. ચૈત્રની નવ રાત્રીમાં ઘણી ધામ ધુમ દીસતી નથી.

---

## ચીનાઓનો ફુરસદનો વખત.

---

હાંગકોંગમાં ચીનાઓની મોટી વસ્તી છે. એ લોકો ગરીબથી તે શ્રીમંતો સુધી વેપારમાં, સરાફીમા, ચાકરીમા, અને મજુરી કરવામાં લાગેલા છે; પણ વધારે મેહેનત તો મજુરોનેજ કરવી પડેછે. ગરીબ ચીનાઓ સહવારથી સાંહાજનાં પાંચ વાગા સુધી કામ કરેછે, તેમાં એક બે વખત ખાવા પીવાને અર્થે ફુરસદ મેળવેછે. વેપારી, સરાફો, અને ચાકરો એ સૌ આખા દિવસમાં બે, ચાર કલાક કામ કરેછે કેમકે જેઓ વધારે વખત કામ કરવામાં ગુજારે છે તેઓને મજબુત ખોરાક પુરો ન મળે તો ઘણી મેહેનત કરનારાઓનું શરીર દબાઈ જાયછે; એટલુંજ નહી પણ તેની મંન શક્તિમાં ઘટારો થઇને તે ક્ષઈ રોગના પંજામાં આવી પડેછે. આવા કારણને લીધે ચીનાઓ વધારે મેહેનત કરતા નથી. ફુરસદની વખતે ચીનાઓ લાંબે લાંબે હાથે લટકથી હરેક વાત યાદ કરી ગપાટા મારે છે. કેટલાક તો પલંગ, કોચ ઉપર આશાયશે સુઈ રેહેવાનું વધારે પસંદ કરે છે; પણ સુતાં સુતાં ગાયનની, કવિતાની અને બીજી હરેક નવી નવી છપાયલી ચોપડીઓ લાવીને નાના બાળકથી તે વૃદ્ધ અ-

વરતાના બુજરોગો સુધી લરકથી મોટે સ્વરે વાંચે છે, એ લોકોની વિદ્યાના મોટા મોટા ગ્રંથો છે તેમાં મોટો ભાગ છંદ શાસ્ત્રનો છે તેણે કરી નાના બાળકથી તે વૃદ્ધ અવસ્થાનાં સ્ત્રી પુરૂષો સુતાં બેસતાં અને હરતાં ફરતાં પોતાનું મન સદૈવ કવિતા વાચવામાંજ લાગેલું રહેછે. ચીનાઓ દીન ઉગતે નવી નવી કવિતાઓ રચી છપાવે છે અને તેની કીમત એટલી તો હલકી રાખે છે કે ચીનાઈ ચલણનો પુરદો જે સપાકાને નામે ઓળખાય છે તે પાંચ દશ સપાકાની એક નાની પચીસ પચાસ પાનાની ચોપડી વેચાતી મળેછે. એવી દર રોજ નવી નવી ચોપડી છપાવાથી દેશો દેશમાં હજારો અને લાખો નકલો ઝડપથી ખપી જાય છે. એવી રીતે હંમેશાં ચીનાઓ કવિતાનું જ્ઞાન મેળવ્યાથી કવિતાના વાંચનાર પણ કવિ બની જાય છે. હરેક ચીનો પોતાની ભાષણમાં, કે સાધારણ બોલવામાં કવિતાની ઝડ ઝમકથી ખુબ સુસ્વર રાગે લહેકો કરી બોલે છે, અને હરેક લખેલું વાંચે છે ત્યારે પણ તોડ જોડ કરી ઝડ ઝમકથી વાંચેછે. વખતે ચીનાઓ ફરવા નિકળે છે ત્યારે આખે રસ્તે ચાલતાં ચાલતાં ખુસીમાં ને ખુસીમાં સુસ્વર રાગે ગાતા ગાતા જાય છે. કોઈ વેળાયે તો સરખે સરખા સોબતીઓ અજવાળી રાત્રે એક ટોળું મળી તેમાંનો અરધો ભાગ એક બાજુએ અને બીજો અરધો ભાગ બીજી બાજુએ થોડે થોડે છેટે ઉભા રહી સામ સામા એક એકથી ચહડતી કવિતા બોલે છે, તે વેળાયે કોઇ પરદેશી તેવી જગાએ જઈ ચહડે છે, તો એવાતો રસીક અને તીનો રાગ સાંભળવામાં આવે છે કે જાણે મહા વિદ્વાન શાહેરો તુરત નવી નવી કવિતાઓ જોડીને બોલતા હોય તેમ દીસે છે. કવિતામાં સામ સામે થતા જવાબ સવાલ અને તેઓની મુજ જોવાને સેંકડો નાના મોટા રાહાદારી ચીનાઓની જુદ વખતમાં મોટી ઠઠ મળી જાય છે. એ રાહાદારી ટોળામાં ઉભા રહી બેઉ તરફની કવિતા સાંભળી, સમજીને ઘણા ખુસીમાં આવેછે અને કેટલાક તો બેઉ ટોળામાંથી એકની તરફ થઈ પોતે પણ કવિતા બોલવા મંડી

જાય છે. એવી રીતે રસ્તે ચાલતાં પણ ચીનાઓને ગમત કરવાને બની આવે છે. આખા ચીનાઈ રાજના શેહેરોમાં લાખો શાહેરો થયલા છે તેની સંખ્યા પણ ગણાતી નથી. ચીનની સરકારે આસરે ઈસ્વી સન ૫૦૦)નાં વરસમાં કવિતાના મોટા મોટા ગ્રંથોનો શોધ કરાવ્યો તો મોટા મોટા ગ્રંથો ત્રણ લાખ કરતાં પણ વધારે હાથના લખેલા આખા ચીનાઈ રાજમાંથી મળી આવ્યા હતા, અને નાના પુસ્તકોની સંખ્યાનો તો પાર જ ન હતો. એ મોટાં પુસ્તકોને ચીનની સરકારના આસરાથી છપાવ્યાંમાં આવ્યાં છે, તેમા તકરીની, સ્વતંત્રતાની, વનસ્પતિના સાહેબની, આગુનાં ઝાડની, નીતિ શાસ્ત્રની, રાજના કાયદાની બોદ્ધ ધર્મની ક્રિયાની, ખેતી વાડી કરવાની, ઈશ્વરી રચનાની, થઈ ગયલા દરેક શાહાનશાહાની કીર્તીની, વૈદક શાસ્ત્રની, આશુક માશુકની, સંસારી રીત ભાતની, એ શીવાય બીજી બાબદો વિગેરેની કવિતા રચી મોટા મોટા ગ્રંથો બનાવેલા છે અને હાલમાં ચીનાં સ્ત્રી પુરૂષો કવિતાના નવા નવા પુસ્તકો બનાવતા જાય છે.

અત્રેના બંદરમાં કેટલાક મજુરો મજુરી કરે છે તેઓનો ખોરાક હંમેસાં બાજરાના રોટલા, અને સુકા મરચાની ચટણી હોય છે; તોપણ તેઓનું શરીર ઘણું મજબુત દીસે છે. એ ઉપર વિચાર કરતાં જણાય છે કે શરીરની શક્તિમાં અને મન શક્તિમાં ઘટાડો કરનાર હરેક પ્રકારનો રોગ, અને ચીન્તા છે. માણસને કોઈ પ્રકારની ચીન્તા અથવા કોઈ પ્રકારનો રોગ ઉત્પંન થયો તો દવાઈથી, અથવા મજબુત ખોરાકથી, તે દુર ન થતાં મોતને સ્વાધીન થાય છે; પણ જેમાસણ હમેસાં મનની મેહેનતમાં રહી ચીન્તા કર્યા કરેછે તેને અતિશય વિચારમાં રેહેવું ન જોઈએ એ વિષે નીતિ ગ્રંથમાં કહેલુ છે, કે માણસે શરીરની તથા મનની મેહેનત વધારે કરવી નહી તે ઉપર મહાન વિદ્વાનોએ એક પદમાં કહ્યું છે તે આ પરમાણે "ચીન્તા એસી ડાકણી છુપ કલેજા ખાય, જીતે ખાય કલેજા સુપે નક લે જાય" એવી રીતે ચીન્તા ચીના-

ઓમાં જોવામાં આવતી નથી કેમકે ગરીબથી શ્રીમંતોની ખાસીયત એક સરખી હોય છે. સ્વભાવિક તેઓની બુદ્ધીમાં બગાડ થયો તો મોટા જોખમ ભરેલા વેપારમાં પડતા નથી અને તેઓ હંમેસાં ખરાબી થવાના લોભ લાલચના સટ્ટામાં આવીને ખોટા પરીણામ ઉપજે એવા કામથી વેગળા રહી નિરધારતીએ પોતાનું ગુજરાન કરે છે. એટલુંજ નહી પણ કેટલાકને તો બાગબગીચા, ખેતી વાડીની જમીન અને માલ મીલકત હોય છે. તેની ઉપજમાં પોતાના કુટુંબોને પુરતી રીતે પાળે છે. અને વળી થોડી પેદાસ હોવાથી હંમેસાં ગરીબો અને શ્રીમંતો સંતોષથી રેહેવાને વધારે ખુશી હોય છે. અત્રેના ગરીબ અને શ્રીમંતો સહવારથી કામે વલગે છે તે રાતના દશ બાર વાગા સુધી મજુરોની માફક મંડેલા રેહે છે એટલુંજ નહી પણ કેટલાક તો પોતાનો વહીવટ ચલાવતી વખતે અનીતિના શબ્દો પોતાના હાથ નીચેના માણસોને અને ઘરાકોને બોલી સંભળાવેછે અને કુડ કાવતરાં કરી પૈસો ભેગો કરવાની ચીન્તામાં પડેલા રેહેછે, અને કેટલાકતો એવાછેકે મોટી દોલત મેળવી હોય તે છતાં પણ પોતાની જીંદગાની સુખમાં કાહાડવી અને આશાયશ મેળવવી તેવું કંઈ ન કરતાં વધારે લાભની ચીન્તામાં લાગેલા મસગુલ દેખાય છે તેથી દુઃખદાયક સંકટ ભોગવે છે. તે એવી રીતે કે હજારવાળો, લાખોની આશા રાખે છે, લાખ વાળો કરોડોની પુંજી કરવા ધારે છે. એવો વિચાર કરી જેમ દોલતમાં વધારો થાય છે, તેમ તેમ વધારે ઉમેદ રાખે છે. એટલામાં થયલા પાપનો ઈશ્વરી કોપ થાય તો એકા એક મોટા સંકટમાં આવી પડેછે; પણ શ્રીમંત ચીનાઓને એક વખત દોલત મળી તો પોતાની જન્મ ભુમિમાં જઈ આશાયસથી બાકીની હયાતી ખેતીવાડીની ઉપજથી પોતાનું ગુજરાન સુખ ચેનથી ગુજારે છે.

## ચીનાઓની વિદ્યા.

ચીનના શેહેરમાં, ગામે ગામમાં, બેટામાં, દેવસ્થાનોમાં અને સર્વે ઠેકાણે ઠેકાણે વિદ્યાલય હોય છે. તેઓના ઉપરીપણા દાખલ ચીનની સરકારનો ફોજદાર અને રૈયત તરફનો એક અથવા બે જણ હોય છે, એટલુંજ નહી પણ પાઠસાળામાં કેટલાક બાળકોને ખોરાકી પોશાકી આપેછે અને માહાવજતથી રખવાને દાસીઓ રખેલી હોયછે, તે બાળકોની સંભાળ રાખે છે, અને વિદ્યા અભ્યાસ કરાવેછે, તેથી ચીનની સઘળી રૈયત ભણેલી ગણેલીહોયછે. દુનીઆ પેદા થયા પછી કેટલાક દેશોની ભાષાઓમાં અને વિદ્યામાં ફેરફારથઈ તેમાં શુધારો થયલો હાલમાં માલૂમ પડેછે; પણ ચીન દેશની ભાષાની વિદ્યામાં એક સરખી રીતે ફેરફાર થયા વગર અજી સુધી વિદ્યા જેવીને તેવીજ હયાતી ભોગવેછે. એ વિદ્યાની ઉપ્તતી વિશે કેટલાક કેહેછે કે કાચબાની પીઠ ઉપર આડા અવળા સાંધા છે તેની માંહેજીણી નકશી છે તે ઉપરથી ભાષાના શબ્દો ઉપ્તન્ન કરેલા છે. અને વળી કેટલાક તો એમ કેહેછેકે એક ઝાડનાં ઠડ, અને ડાંખળા ઉપરથી શબ્દો ગોઠવેલાછે. કેટલાક યુરોપખંડના વિદ્વાન લોકો કેહેછે કે સંસ્કૃત ભાષાના અસલી વખતનાં કોઇકોઇ અક્ષરોને ચીનાઈ અક્ષરો મળતા આવેછે; પણ ચીનાઈ ભાષાના અક્ષરોનો ચોકસ હેવાલ મળતો નથી. એવિશે વિચાર કરતાં માલમ પડે છે કે, કાચબાનીપીઠની ઉપર બારીકીથી તપાસતાં જીણી જીણી આડી અવળી રેખાઓ હોયછે તેને મળતા અથવા ઝાડના નાનારોપાને જમીનમાથી ઉપાડીને તેના થડનો દાંડો, મૂળીયાં ડાંખળી જેમ હોયછે, તેમ ચીનાઈ અક્ષરોના શબ્દો હોયછે. ચીના લખતી વખતે પ્રથમ એક ઉભી, આડી લીટી કાહાડેછે, તેની નીચે ઉપર માત્રા, અનુંસ્વાર, અને રેફ અને વીગમના જેવા આકાર મુકી શબ્દ ગોઠવેછે. ચીનાઓ પાંચ છ પ્રકારે ઝડપથી લખેછે. ચાલુ કામ કાજમાંતો સાદા અને વાકા સુકા અક્ષરોથી શબ્દો લખેછે; પણ ગંજ દગાની લખાણતો કા-

નકીશુઆસના બનાવેળા ખુબસુરત અક્ષરોના શબ્દોનું હોયછે. ચીના વિદ્વાનો સઘળા શબ્દ શિખતા નથી,પણ જુદા જુદા વહીવટને વાસ્તે મજુરો, ચાકરો, વેપારીઓ ચુંટી કાહાડેલા એક બે હજાર શબ્દો શિખે છે એટલે પોતાના અને કુટુંબના ગુજરાનને અર્થે ઉદ્યોગે લાગે છે. રાજ દરબારી કામ કાજ કરનારા ચીનાઓ મોટી ઉમર હોવા છતાં એ શબ્દોનો અભ્યાસ કરી પાંચ હજાર શબ્દોથી વધારે શિખેછે. જે વધારે શબ્દો શિખેલા હોય તેને રાજદારી મોટી મોટી ચાકરી ચીનની સરકાર આપેછે. જેમ અંગ્રેજ વિદ્વાન મોહોડેથી ભાષણો કરેછે તેમ ચીનાઓ થી ભાષણ થઈ શકતું નથી. તેઓને જો એવું મોટું ભાષણ કરવું હોય તો લાંબા લાંબા લેખ કરી રાજ દરબારમાં વાંચે છે. ચીનાઈ એક શબ્દનો અર્થ ચાર પાંચ રીતે થાયછે તેણેકરી વાંચનાર લખનારથી વધારે જ્ઞાની હોય તોજ તે લેખનો અર્થ તર્ક જ્ઞાનથી બરાબર કરેછે; પણ વાંચનાર લખેલા શબ્દોનો અર્થ બરાબર સમજતો ન હોય તો અર્થનો અનર્થ સેહજમાં કરેછે. ચીનાઓ પોતાની વિદ્યાને એટલું તો માન આપેછે અને કેહેછે કે એ વિદ્યા બેહેસ્તનો ખીલેલો બાગ છે. એ ઉપરથી વિચાર કરતાં માલમ પડેછે કે એ વિદ્યાના શબ્દોની મોટીસંખ્યા છે તેની રચના અને થોડા શબ્દોમાં શિખનારનું કામ ચાલવાને જુદા જુદા શબ્દો ચુંટી કાહાડવાને કેટલું ડાહાપણ ચીના વિદ્વાનો એ ખરચ્યુંછે. એટલુંજ નહી પણ ચીન, કોચીન ચાઈના જાપાન અને તાતારમાં એજ વિદ્યાનો ફેલાવો થયેલાછે, માત્ર જુદાજુદા દેશોના રેહેવાસીઓની ભાષામાં થોડો અંતર પડવાથી એક બીજાનું બોલેલું સમજી શકતા નથી પણ લખાણ એક બીજા સમજી શકેછે એ તારીફ કરવા જેવું છે.

રાજદરબારી વહીવટમાં, ચીનાઈ ધર્મનાં પુસ્તકો કાયદા, અને સઘળી રૈયતની આબાદીને વાસ્તે એ સર્વે ગ્રંથો કવિતામાં રચેલા છે. એ વિદ્યા પરદેશીઓને પ્યારી લાગ્યાથી "ફ્રાન્સ" સરકારે પોતાના પેરીસ શેહેરમાં "રાયેલ કાલેજ" સ્થાપેલી છે, તે કાલેજનો પ્રોફેસર શ્રીયુ

સાતે ફ્રેંચ ભાષામાં ચીનાઈ ભાષાનું વ્યાકરણ કરી પુસ્તક રચેલું છે. અંગ્રેજી ભાષામાં દાકટર મારીસને ચીનાઈ ભાષાની વાકચા બ્યુલરી રચી છે, અને વળી ચીના વિદ્વાનોના રચેલા પુસ્તકોનો સંગ્રહ કરી તેનો તરજુમો અંગ્રેજી અને ફ્રેંચ ભાષામાં કીધો છે, તેમાં સઘળા ચીના ફીલસુફમાં વખણાયેલો કાનફ્યુસ નામે નવ હાથ ઉંચો હતો તેણે કેટલાક ગ્રંથો ચીનાઈ ભાષામાં રચી, ચીનાઈ રાજનું મંડાણ નવેસરથી કીધું છે. તે ફીલસુફના રચેલા ગ્રંથોને ઈંગલંડના વિદ્વાનો માટું માન આપીને તેનો પોતાની ભાષામાં તરજુમો કરેલો છે.

---

## ચીનાનીસ્ત્રીના પગની પાટલી.

હાંગકાંગમાં ચીનાઓની સ્ત્રીઓના પગની પાટલી સઘળાતી નાની જોવામાં આવતી નથી. કેટલીક સ્ત્રીઓના પગની પાટલી મોટી હોયછે. જે ચીનાઓની સ્ત્રીઓના પગની પાટલી મોટી હોય છે, તે સ્ત્રી ગરીબ કુટુંબમાં જન્મેલી જાણવી, કેમકે ગરીબ કુટુંબનાં સ્ત્રી પુરૂષને મેહેનત મજુરી કરી પોતાનું ગુજરાન કરવું જોઈએ, તેણે કરી સ્ત્રીઓના પગની પાટલી મોટી ગએછે. શ્રીમંતોમાં, અને ગજદરબારી કુટુંબમાં છોકરીનો જન્મ થયા પછી તે છોકરીના પગની પાટલી નાની કરે છે. ચીનાઓમાં એવી રીત અસલથી ચાલે છે, તેનું કારણ ચીનાઓ એવું બતાવેછે કે જે સ્ત્રીના પગની પાટલી નાની, કમર પાતળી, લાંબા લાંબા બાલ, મોહોડાનો ચેહેરો ચંદ્ર જેવો તેજદાર, ગુલાબ જેવા ફુલેલા બેહુ ગાલ, મૃગના જેવી ચમકતી આંખો, એવી રીતે જે સ્ત્રી ખોડખાપણ વગરની હોય તેને ખુબ સુરત અને પતીવ્રતા ગણેછે ; કેમ કે પગની પાટલી નાની હોવાને લીધે તે સ્ત્રીઓથી એખલું અને વગર આ-

ધારે ચાલીશકાતું નથી વાસ્તે એક બે દાસીઓ તેનો હાથ પકડીને ચલાવેછે, અને ઘણે દૂર સુધી જવું હોય તો એવી ધીમી ચાલથી ઘણો વિલંબ લાગે છે. એવી ચાલવાની હાલત હોવાથી પર પુરૂષ સાથે વ્યભીચાર કરવાને બની આવતું નથી.

ચીનાઓની સ્ત્રીઓના પગની પાટલી નાની કરવાને શ્રીમંતો, રાજ દરબારી અમલ દારો, અને શાહાનશાહાની સ્ત્રીઓને છોકરીઓનો જન્મ થયા પછી તે પાંચ છ મહિનાની થાયછે, ત્યારે તે છોકરીનાં નીરદય માતા પીતા લોખંડના પતરાના અથવા સીસાનાં બુટ એટલે જોડા બનાવી તેના પગના આંગળા અને અંગુઠો મરડી તેમાં જોર જુલમથી ઘાલે છે, અને તે ઉપર મજબુત શફેદ અથવા રંગીન કપડાનો લાંબો પટો એંચીને જોરથી વીંટાળે છે. એ મજબુત તંગ જોડા નિરદોસ છોકરીના પગમાં પેહેરાવીને એંચી બાંધે છે તેથી આખો પગ અકરસીને સુજી આવેછે એટલુંજ નહી પણ. પગની પાટલી અને ગુટણ સુધી સડો લાગેછે. એવી સ્ત્રીઓના પગને દર સહવારે ધોઈ મલમ પટો લગાડી જોડો પેહેરાવી મજબુત પટો બાંધે છે. એવી રીતે છોકરીની હયાતી સુધી તેજ જોડો અને નવા નવા કપડાના પટા મલમ ચોપડી બાંધે છે. એ પગના પટા છોડતાં એટલી તો દુરગંધી નિકળે છે કે તે જોઈ પરદેશીને જરૂર કંટાલો આવે છે, એવી રીતે સ્ત્રીઓના પગ કંતાઈ ગયાથી એ બીચારીઓ વગર આધારે ચાલી શકતી નથી અને ઘરમાં પણ ચાલતી વખ્તે ભીતનેજ આધારે ચાલે છે. રસ્તે જતી વખ્તે તો એક બે દાસીઓ તેના બેહુ ખભાંમાંથી ધરે છે, ત્યારેજ ડોળતી ડોળતી ઠુમક ઠુમક ચાલે છે, અને દુર જવું હોયતો પાલખીમાં બેસીને જાય છે. એટલુંજ નહી પણ તવાઈ ગયલા પગના દુખથી તેઓના શરીર પણ દુબળાં હોય છે. અને સંસારી સુખને બદલે દુખ હોવાથી વ્યભીચાર કર્મ કરવાથી દુર રેહેછે. ઇશ્વરનો કોપ મારાં ભાયેગે કોઈ ચીના ઉપર થયો તો તેનું કુટુંબ દારીદ્ર અવસ્થામાં આવી પડેછે, તેથી ગાડું સં-

કટ ભોગવે છે કેમકે પગના દુખે સ્ત્રીઓથી મેહેનત મજુરી થઇ શકતી નથી. તેને દુઃખ દાયક વખતે હાથ ધરી ચલાવવાને દાસી અને દાસ મળતા નથી તેણે કરી આગળી પોશાકી મેળવવાને બની શકતું નથી તેથી એ કુટુંબ વધારે સંકટ ભોગવે છે વખતે રસ્તે જતાં એ નાના પગની સ્ત્રીઓ હાથમાં લાકડી પકડી ચાલે છે, પણ થોડુંક ચાલી પગની વેદનાએ બેસી જાય છે એવી અવસ્થાને લીધે ભીખ માગી પેટ ભરે છે. કેટલીક વખતે મોટા શેહેરમા શ્રીમંતોની ગીચ વસ્તીના રેહેઠાણમાં અને સાકડા મોહોલામાં આસ પાસના લુચાઓનુ ટોળું આવી મોડી રાત્રે બળતી જણુસ નાખી આગ લગાડે છે તે વખતે ગીચ વસ્તીના રેહેવાશીઓ ધબરાટમા પડી પોતાના કુટુંબને અને માલમીલકતને એ આફતમાથી બચાવવાને બદલે નાહાસ ભાગ કરે છે તે વેળાએ લુચાઓનુ ટોળુ આવી જે માલ, મીલકત, ધનદોલત, ઝવેરાત, લુટી લઈ જાય છે. એટલુ જ નહી પણ ખુબ સુરત નાના પગની સ્ત્રીઓ, છોકરીઓ, છોકરા, વૃદ્ધ અવસ્તાના શ્રીમંતોને લુચાવો ખાંધ ઉપર ઉપાડી લઇ જાય છે. તેઓને લુટમા મળેલી માલ મીલકત પોતાના રેહેઠાણે લઈ જાય છે, પણ નાના પગની સ્ત્રી, છોકરી, અને છોકરા, વૃદ્ધ અવસ્તાના શ્રીમંતોને તો એક પાહાડ ઉપર લઇ જઇ મજબુત ચોકી પોહેરમા રાખે છે, કેમકે તેની પાસેથી મોટી રકમની નગદી લેવાની માગણી કરે છે તે કબુબાતનુ સેવટ લુચાઓ સાથે આવ્યાથી ચોકી પોહેરમાં પડેલા શ્રીમત અથવા શ્રીમંતનુ કુટુંબ જે હોય તે પોતાના રેહેઠાણ ઉપર ઠેરવેલી રકમ આપવાની ચીઠી લખી આપે છે, તે ચીઠી લઈ લુચાઓની ટોળી માહેનો એક જણ જાયછે અને તે શ્રીમંતના ઉપરીને ચીઠી આપે છે અને તેમાં જેટલી નગદી લખેલી હોય તેટલી રકમ લઈ લુચો આવે છે તો ચોકી પોહરમા પડેલા શ્રીમંતો છુટે છે અગર તેટલી નગદી નહી મળી અને ટોળી વાળો પાછો ખાલી હાથે આવ્યો તો તે ચોકી પોહેરમા પડેલાઓને વધારે સંકટમા નાખવાને દુર દેશ બંદીવાન

દાખલ લઈ જઈ શ્રીમંતોને અથવા પેશીઆને પેર વેચેછે ત્યાર પછી તે માંહેના પુરૂષોને ગુલામગીરી કરવી પડેછે અને સ્ત્રી ઓને તો પેશીઆનું કામ કરવું પડેછે.

એવો મોટો બનાવ નવા વરસનો તેહેવાર આવે છે ત્યારે ચીનાઈ ગજમાં બને છે, માટે એ તેહેવાર આવ્યા આગાઉ લુચ્ચાઓની ટોળીઓ નિકળે છે અને શેહેરોમાં ફરી ફરીને શ્રીમંતોના રેહેઠાણની પ્રથમ તપાસ કરે છે. વખતે લાગ ફાવે તો કોઈ શ્રીમંતના રેહેઠાણની આજુ બાજુએ ફાલતુ જગ્યા જોઇ રાત્રે ફકીરી હાલતે પડી રહે છે, અને ગાઢી રાત્ર થઈ એટલે જલદી બલી ઉઠે એવી લાકડાં, પાટીયાંની જગ્યા ઉપર ગુપ્ત રીતે આતમ બાજી બનાવવાનો દારૂ અથવા બીજી બળતી જણસો લાવેલા હોય તે પાથરીને તે ઉપર અગની અથવા પીવાની બીડીની ચીનગારી મુકી સળગાવી દેછે એટલે દારૂની સાથે તે જગ્યા પણ સળગી ઉઠે છે. જેવી આગ લાગે છે એટલે હોલવવાને બદલે રેહેવાસી ચીનાઓ પોત પોતાની માલ મિલકત લઇ નાહાસ ભાગ કરવા મંડી જાય છે. તેથી લુચ્ચા ટોળીવાળાઓને લુટફાટ કરવાને સેહેલ પડેછે. એ તેહેવારનાં દિવસો આવ્યાથી સરકાર ઘણી ચોકસી રાખે છે, તે છતાં પણ દરદિવસે આગ લાગવાની દેહશત ભરેલી ખબર સંભળાય છે.

---

## જાચકો.

હાંગકાંગમાં જાચકો અત્રે જેવા મજબુત બાંધાના મીજાશી અને મસ્તાન, ધન દોલત વાળા જણાતા નથી; પણ આંધળા, લુલા, પાંગળા, અને રોગી હોય છે તે ભીખ માંગી પેટ ભરે છે. નિરૂ આસરીત પુરૂષો, સ્ત્રીઓ અને બાળકો હોય છે, તે ભીખ માંગી પોતાનો નિરવાહ ચલાવે છે. અત્રે કેટલાક મજબુત બાંધાનાં મસ્તાન ભીક્ષુકો ગુદસ્તો

પાસે જબરદસ્તીથી ભીખ માંગી કંટાળો આપે છે. તેમ એ શેહેરનાં ભીખારીઓ ફરતા નથી. ચીના જાચકો ભીક્ષા માંગવા રસ્તે રસ્તે ફરે છે, તે એવી રીતે કે કોઈ ગૃહસ્થ કે શ્રીમંત કે રાજદરબારી મળે અથવા એવા ગૃહસ્થો પોતાને રેહેઠાણે બેઠેલા હોય ત્યારે તેની સામે રસ્તામાં નમ તાઈથી અને ગરીબીથી ઉભા રેહે છે, તેવામાં ભીખારી ઉપર શ્રીમંતોની નજર પડે છે, ત્યારે ભીખારી વાંકો વળી સળામ કરે છે, અને બોલે છે કે "તાયપાન મોછીન" એટલે શેઠ પૈસા નથી. એવા ગરીબી ભરેલા જાચકના શબ્દો સાંભળી ગૃહસ્થોને તેની હાલત ઉપર દયા ઉપજેછે, તેથી કેટલાક શ્રીમંતો એ ગરીબોને એક કે અરધો કે, પા ડાલર આપેછે અને કેટલાક તો ચીનાઇ ચળણનો ખુરદો સપાકા જે અત્રેની એક રેશની કીમત થાય છે તે એક કે અરધો કે પા સપાકો આપે છે. ગૃહસ્થો પોતાની શકિત પરમાણે કંઇ પણ ભીખારીને આપેછે તે લઇ ગણી ખુસીથી અને નમ્રતાથી સલામ કરી ચાલતી પકડેછે; પણ વધારે લેવાની લાલચે ઉભા રહી આપનાર ગૃહસ્થને સતાવતા નથી, એ કેટલી તારીફ લાયક બીના છે.

કેટલાક સ્ત્રી, પુરૂષો ત્રણ તારનો એક તંબુરો, ઢોળક, કાંસાની થાળી, બે પાટીયાંના કટકાની પટ પટી, લઈ રસ્તે રસ્તે ફરે છે, એટલુજ નહી પણ ગોહોડેથી સુરવર ગળે "સીનસાંગ" ગાયછે અને તંબુરાનો નીચલો છેડો કમર સાથે બાંધે છે, તેના તાર ઉપર જમણા હાથના એક બે આંગળાની જરૂર પડતો રાગ પ્રમાણે વગાડે છે. તેમજ એ હાથના બીજા આંગળાએ લાકડી પકડી કમર સાથે બાંધેલું ઢોળક પણ વગાડે છે. ડાબે હાથે કાંસાની થાળી પકડી જમણા હાથની લાકડીનો તે ઉપર ફટકો મારે છે અને પટ પટી પણ વગાડે છે. એવી રીતે ગાયન કરનાર સુરવર ગળે ગાઈ ચાર વાજીંત્ર રાગ પ્રમાણે જુદી જુદી રેખાએ વગાડે છે. પણ એ જાચક આંખે અપંગ હોવા છતાં કોઈ માણસેથી ભીક્ષા માંગતા જણાતા નથી. એવા અપંગો વાજીંત્રનો નાદ કરતા

રસ્તે ચાલેછે, અને કોઈ ગહસ્થને તેનું ગાનું સાંભળવાની ખાસ્સ થાય તો તે જાચકને બોલાવી તેના મોહોડાનું ગાયન સાંભળેછે, પછી તે ગરીબની મેહેનતજોઇ તેને આપે છે. કેટલાક ગારૂડીનો ખેલ કરેછે, કેટલાક જનાવરોના પીછાં ઉપાડી જાયછે, કેટલાક ફાટાં ટુટાં ચીથરાં, કાગળો, ઉપાડી જાયછે, કેટલાક શિવવા સાંધવાનું, અને રફુનું કામ કરે છે, એટલુંજ નહી પણ ભાગેલા ચીની વાસણને સાંધવાનું કામ કરેછે; પણ એ લોકો ભાગેલા વાસણને રોગાન લગાડી આજુ બાજુએ ટાંકા મારે છે તેથી તે વાશણ ફરીથી બીજી જગોએથી ભાગે છે પણ તે સાંધેલા સાંધા માંથી બીલકુલ ઉખડી શકતું નથી. એવી રીતે મજબુત કામ કરે છે. બીજા સેંકડો ઘરડા ગરીબો ભીખ માંગવાને બદલે મેહનત મજુરી કરી ગુજરાન ચલાવે છે; પણ બનતા સુધી ભીખ માંગતા નથી. ઇશ્વરનો કોઈ ચીના ઉપર કોપ થયો હોય અને તે અપંગ થઇ પડ્યાથી નાચારીએ પાપી પેટ ભરવા માટે ભીખ માગે છે. ચીનાઓ ભીખ માગવાનું કામ ઘણું હલકુ સમજે છે, તેથી ગરીબ નાચારો પોતાનું પાપી પેટ ભરવાને નીતિવાન નીતિથી ઉલટા ચાલતા નથી અને અનીતિવાન માણસો અનીતિ કરવાને ચુકતા નથી. પેટને માટે અનીતિના પ્રપંચ કરી લુચા ઠગારાઓ ઘણી ખુસી માને છે. પેટે સાધુઓને અને મહા પુરૂષોને પ્રપંચમાં નાખી દીધા છે તે ઉપર એક સાધુનું વચન છે તે આ જગોએ લખી જણાવ્યું છે. "કૂપ ભરે અરૂવાપી, ભરે પુન તાલ ભરે બરખારિતુલીનો ॥ કોઠી ભરે ઘટ માટ ભરે ઘરહાટ ભરે સબહી ભરીલીનો ॥ બંદક ખાસ બખ્ખાર ભરે પરિ પેટ ભરે ન ભરોઇ રહીનો ॥ ૧ ॥ પેટસો ઓર નહી કોઈ પાપી ॥ પેટકે કારન જીવ હને બહુ પેટહી માંસ ભખેરૂ સુરાપી ॥ પેટહીલેકર ચોરી કરાવત પેટહી કોગઠ્ઠી ગહી કાપી ॥ પેટહી પાસગરેમાહીડારત ॥ પેટ હુડારત કૂપરે પાપી ॥ સુંદર કાહેકો પેટ દીયો પ્રભુ ॥ પેટસો ઓર નહી કોઇ પાપી ॥૨॥"

## ધર્મગુરૂ.

હાંગકાંગમાં ચીનાઓના ધર્મ ગુરૂનો મોટો જથો જણાતો નથી; પણ ચીનાઇ રાજમાં અતિ ઘણા છે, તેનો દેખાવ અત્રેના બ્રાહ્મણો, માહાગરો, વેરાગીઓ, ગોસાંઈઓ, સૈયદો, ફકીરો, મોબેદો, પાદરીઓ અને ગોરજીઓ જેવા મજબુત બાંધાના પુરૂષ અને સ્ત્રીઓ દીસતાં નથી, અને તેઓનો પોશાક પણ ઉંચી કીમતનો નથી; એટલુંજ નહી પણ તેઓ પોતે પરણતા નથી અને ગૃહસ્થો તથા અમલદારોને બારણે બારણે ભીક્ષા માંગવાને પણ જતા નથી. તેઓને વાસ્તે ધર્મશાળા બાંધેલી હોય છે. તેમાં રેહેછે. ચીનની સરકારે તેઓના ગુજરાનને માટે અને દેવસ્થાનને વાસ્તે ધર્માદા આપેલી જમીનમાંથી જે પેદાસ થાય તેમાંથી દેવસ્થાનની મરામત કરવી અને સાધુઓએ પોતાનું ગુજરાન ચલાવવું. એ ધર્મ ગુરૂઓનો ખોરાક ફક્ત અનાજ ને શાક બાજીનો છે, પણ કેટલાક તો પાહાડની ટેકરીઓ ઉપર જઇ વસેછે, ત્યાં કંદમૂળ ખાઇને ગુજરાન ચલાવે છે. એવી રીતે ચીનાઇ રાજમાં સઘળા બૌદ્ધ ધર્મગુરૂની અને દેવસ્થાનોની માહાવજત લેવાને વાસ્તે અસલથી ધર્માદા જમીન આપેલી છે, તેણે કરી એ ધર્મ ગુરૂઓને બીજાઓ પાસે ભીક્ષા માંગવી પડતી નથી, અને દેવસ્થાનોની ક્રિયામાં કંઈ હરકત થતી નથી. એ ધર્મ ગુરૂઓનો સ્વભાવ માયાલુ હોય છે; પણ તેઓના શરીર દુબળાં દેખાય છે અને મોહોડાનો ચેહેરો ચીન્તા ભરેલો અને ફીકો જણાય છે. તેઓ મોટો જબો પગના પોહોચા સુધીનો લાંબો પેહેર છે, અને તેઓને માથે બાલ એક બે મહીનાના વધે છે તારે માથાના, દાહાડીના અને મુછોના બાલ બોડાવી નાખેછે. પગમાં ઘણુ કરી સફેદ કપડાના જોડા પેહેરેછે. હાથના આંગળાના નખ મોટા મોટા વધારેછે અને ધર્મપુસ્તકો વાંચ્યા કરેછે.

તેહેવારો આવેછે ત્યારે એ ધર્મ ગુરૂઓને ચીનાઓ પોતાને રેહેઠાણે તેડેછે, તે વેળાએ ધર્મ ગુરૂઓ પુસ્તકો લઈ આવે છે. જ્યારે ધર્મ ગુરૂ-

એ ભકિતની ક્રિયા કરેછે ત્યારે દેવ પાસે ધુપ, દીપ, ફુલ, ફળ, ખોરાક, મુકે છે અને કેટલીક વાર સુધી બેસીને પુસ્તક વાંચેછે. ઉભા થઇ શબ્દો બોલેછે. ગરદન નમાવી, ગુટણીએ બેસી, પાછા ઉભા થઇ આનંદથી અનેક પરકારના શબ્દો બોલે છે. એવી રીતે કેટલીક ઘડી સુધી નમતાં અને આનંદથી ભકિત કરેછે.

## હમેલવાળી સ્ત્રીઓ.

હાંગકાંગમાં ચીનાઓનાં બાળકો ઘણાં ફરતા દીસેછે; પણ ચીનાઈ રાજનાં હરેક શેહેરમાં કે ગામડામાં જઇને જોઇએ તો ટાળે ટાળાં છોકરાંઓના ફરતા જણાયછે ; કેમકે ચીનાઓની સ્ત્રીઓ પોતાની હયાતીમાં દશ, પંદરથી વધારે બાળકોનો જન્મ આપેછે. એ સ્ત્રીઓ ચાર પાંચ ફુટ કરતાં ભાયેગે કોઈજ વધારે ઉંચી હોય છે. જેના પગની પાટલીઓ મોટી તે સ્ત્રીઓ શરીરે પુષ્ટ હોયછે; પણ પગની નાની પાટલી વાળી સ્ત્રીઓ શરીરે દુબળી જણાયછે. બાળકોનો જન્મ થયા પછી ગરીબ કુટુંબની સ્ત્રીઓ ઘણા દિવસ પડદે પોશ રેહેતી નથી; એટલુંજ નહી પણ ઘણાક કપડામાં, અને અંધારી ઓરડીમાં રહી શરીરમાં ગરમી લાવવાને ખાતે તેઓનો મજબુત ગરમ ખોરાકમાં ચાવલ, માંસ, અને ચાએ હોયછે. ચીનાઓની હમેલ વાળી સ્ત્રીઓ ખેતરોમાં જઈ હમેસાં ટાળ પકડી એડવાનું અને બારકસ ચલાવવાનું કાંમ ચાલાકીથી કરે છે, તથા શ્રીમંત સ્ત્રીઓ પણ પોતાના ઘર સંબંધી કામ કાજ કરેછે. મજુતોની તથા બારકસ વાળાની સ્ત્રીઓના હમેળના દાહાડા પુરા થાયછે તોપણ તે કશી વાતની ચીંતા રાખ્તી નથી. તેઓ ખેતરમાં, વાડીમાં, બારકસમાં, અને બીજી જગાએજ બાળકોનો જન્મ આપે છે. પછી પોતાનું અને બાળકનું શરીર પાણીએ સાફ કરી, પોતાને વાસ્તે જે હાજર હોય તે ખોરાકી ખાઈ પાછી પોતાને ઉદ્યોગે લાગે છે. અને કેટલીક હિંદુની સ્ત્રીઓ

બાળકનો જન્મ આપ્યા પછી એક બે મહીના સુધી અંધારી અને ગંધાતી ઓરડીમાં પડદે પોશ રેહે છે. સ્ત્રીનું શરીર તવાઇ જાય છે તેનું મુખ્ય કારણ એ છે કે બાળકનો જન્મ આપનાર સ્ત્રીને તે વેળાયે મજબુત ખોરાક આપવો જોઇયે તેને બદલે કેટલાકતો ખાવાને બીલ કુલ આપતા નથી તેણે કરી તે સ્ત્રી વધારે નબળી થાય છે. તે માટે હમારૂ કેહેવું એવું નથી, કે સઘળાએ માંસનો ખોરાક લેવો પણ બાળકનો જન્મ આપનાર સ્ત્રીને પુરી મળે એવો ખોરાક આપવો કે તેની તનદુરસ્તી સારી રેહે. મેહેનત મજુરી કરનારની અને ખેડુતોની સ્ત્રીઓ ચીનાઓની સ્ત્રીઓની માફક બાળકનો જન્મ આપીને એક બે દિવસમાં પોતાને કામ ધંધે વળગી જાય છે.

---

## બાળકનો જન્મ.

ચીનાઓમાં બાળકનો જન્મ થાય છે તેમાં છોકરાનો જન્મ સાંભલી તેનાં સઘળા કુટુંબનાં માણસો ખુસી થાય છે, મેજબાની કરે છે, અને બાળકની સલામતીને વાસ્તે ઇશ્વરની પ્રાર્થના કરે છે, કેમ કે ચીનાઇ ગજના ધારામાં ફરમાવેલું છે કે તેના મા બાપની મીલકતનો વારેશ, બોધ ધર્મના ફરમાને મા બાપના મરણ પછી તેની ક્રિયા કરી મોક્ષ કરનાર, માતાપીતાની વૃદ્ધ અવસ્થાએ તેઓનું પ્રતીપાલણ કરનારનો જન્મ થયાથી તેના માતા પીતાને અને સઘળા કુટુંબને સંતોષ ઉપજેછે. એટલુંજ નહી પણ ચીનાઇ ગજના કાયદામાં અને ધર્મ શાસ્ત્રમાં છોકરા ઉપર એ સઘળી ફરજો બજાવવાનો ઠરાવછે; પણ છોકરીનો જન્મ થયલો સાંભળે છે ત્યારે તેના કુટુંબના સઘળા માણસો દલગીર થાય છે. છોકરીને પાળી પોશી મોટી કરીને બીજા કુટુંબમાં આપવી પડેછે.

તે કુટુંબના માણસોની ખાશીઅત સારી હશે કે માઠી તેથી છોકરીને સુખ દુખ ભોગવું પડશે તેની ચીન્તા છોકરીના માતા પીતાને રેહે છે; એટલુંજ નહી પણ છોકરી સુપાત્ર નીવડી તો માત પિતાને મોટો સંતોષ રેહે છે, અને કુપાત્ર નીવડી તો માતા પીતાના આખાં કુટુંબને સંતાપમાં નાંખી કુળ હિણુ કરે છે.

શ્રીમંત કુટુંબમાં બાળકનો જન્મ થાય છે તો તે બાળકની માહાવજત રાખવાને દાસીઓ રાખે છે; પણ ગરીબ કુટુંબમાં બાળકનો જન્મ થાય છે તો તેની માહાવજત માતા કરે છે, અને કામ કાજની વખતે પોતાની પીઠ સાથે બાંધેછે. બાળકો પાચ સાત વરસની ઉમરના થાય છે એટલે તેના માતપીતા તેને નિશાળોમાં ભણવા મોકળેછે, ત્યાં પ્રથમ દશાંશ આંક, લખતા વાંચતાં, હિસાબ ગણતાં, અને કવિતા વાચતા શિખવેછે, એટલું શિખ્યાપછી કેટલાક ગરીબોના છોકરાઓ ચાકરી ધંધો અને હુનર શિખે છે; પણ કવિતા હંમેસાં વાચેછે. કેટલાક શ્રીમંતનાં છોકરાઓ વધારે વિદ્યા શિખે છે અને રાજ દરબારી વિદ્યાલયમાં પરીક્ષા આપી રાજદરબારી ચાકરી અને વેપાર કરેછે. છોકરીઓ નવી નવી કવિતા બનાવે છે, એટલુંજ નહી પણ સિવવાના, ચીકનના ભરત ભરવાનું રેશમ ઉત્પન્ન કરવાના અને બીજા ઘણાક કામો કરેછે,

---

## ચીનાની લુચાઈ.

---

હાંગકાંગમાં ચીના લુચાઇ કરવાને, કંટાળતા નથી કેમકે અંગ્રેજ સરકારના કાયદામાં તકસીર કરનારને જુદી જુદી સજા ફરમાવેલી છે; પણ ઇનસાફ ઘણો રેહેમદીલી ભરેલો થાય છે, તેથી તકસીર કરનારાઓ ને જુજ સજા મળે છે. બ્રીટીસ રાજના કાયદામાં ફરમાવેલી સજા પરદેશીઓને તો શકત દીસેછે; પણ ચીનાઓને તો એ સજા હલકી લાગ-

ય છે. એટલુંજ નહી પણ વકીલો, બારીસટરો તકસીર કરનારની સાથે અને તેની તરફેનમાં ઉભા રેહેછે. કેટલાક લુચાઓને કાયદાની માહીતગારી હોવાથી લુચાઇ કરેછે તોપણ સપડાતા નથી, કેમકે વકીલ, બારીસટરો પોતાની બનતી મેહેનત લઈ ઘગકની તરફેન કરેછે; તેણે કરી કેટલાકતો અજાણ્યા વગર તકસીરે દગલબાજોની દગલબાજીથી ફસેછે. કેટલાક લુચા તકસીર કરયા છતાં તેના ઉપર સાબેતી ન થાય તો છુટી જાય છે. કેટલાક તો સાક્ષીઓને નાણા આપી પોતાની તરફેનમાં સાક્ષીઓ અપાવેછે. કેટલાક એવી રીતે સાક્ષીઓને નાણા આપી અજાણ્યાંઓને ફસાવે છે. અંગ્રેજ સરકારનાં કાયદા પ્રમાણે સઘળો આધાર સાક્ષી ઉપર રાખવામાં આવે છે. એ ઈન્સાફ ઉપર વિચાર કરતાં માલમ પડેછે કે સઘળા કામમાં સાક્ષીઓ ક્યાંથી મળે કોઇ લુચો રાતની વેળાયે કોઈ ગૃહસ્થનું ઘર ફાડવા જાય છે, તે વેળાએ ઘર ધણી અને ચોર સાક્ષી અગાઉથી લાવી રાખતા હશે? એમ તો કદી બનેજ નહી. તે વેળાએ ઘર ધણી અથવા તેનો સાક્ષી જાગરત હોય તો લુચો ફાવી શકતો નથી. હંમેસાં પોતાના જાત ભાઇને ફસાવવાને, ગુનેગારોને સજા અપાવવાને ભલા માણસો સાક્ષી આપતા નથી; પણ અંગ્રેજી કાયદા પ્રમાણે ઈન્સાફની વખતે સાક્ષીની જરૂર પડેછ તેથી આમણ સામણ વાળાઓને સાક્ષી તો બનાવવા પડે છે. અગર કોઈ ચીનો તકસીર વાર ઠરે છે તો દલગીર થતો નથી, કેમકે તકસીર વાર ચીનાને અંગ્રેજ સરકારની તરફથી પુરતી ખોરાકી અને પોસાકી રૂતુ પ્રમાણે મળે છે. ફકત મજુરીનું કામ કરવું પડેછે તેની દરકાર રાખતા નથી. કેટલાક તકસીર કરનારના મિત્રોનું ટોળું આવી સીપાઇઓને મારી તે બંદીવાનોને ઉપાડી લઈ જાય છે, અને કેટલાક બંદી ખાનાની ગટરોને માર્ગે નાહાસી જાય છે, તેનો પાછો પતો લાગતો નથી. ઈસ્વી સન૧૮૬૧ના સાલમાં મીસીઅરસ ગીંફરડની કંપનીની આફીસના કારભારી અને માલેક આનવાગના કારણને લીધે

એ આફીસમાં હાજર નહતા, તેથી લાગ જોઈ દશ વીશ લુચ્ચા ચીનાઓ બપોરના બે ત્રણ કલાકને અમલે આવી એ કુંપનીની આફીસનાં બારણા ઉઘાડી તેમાં પેસીને એક મોટી મજબુટ તીજોરી છેક માળ ઉપરથી ઉપાડી લાવીને સરી આમ રસ્તામાં મુકી તેવેળાએ કેટલાક ગહાદારીઓ અને આડોસી પડોસી ચીનાઓની ભીડ થઈ હતી, તેઓએ તો પેલા લુચ્ચાઓને ઓલખ્યા હશે, પણ તેની પુછ પરછ બીજ કૂળ કરી નહી. લખનારનું રેહેઠાણ એ આફીસની પાસે હતું તેમાંથી બાહરનો ધોધાટ સાંભળીને બારીએ આવીને જોયું તો તીજોરી રસ્તામાં પડેલી છે, તેને મજુરો બાંધીને ઉપાડી લઈ જવાની તજવીજ કરે છે. તે વેળાએ રસ્તામાં ઉભેલા ચીનાઓને લખનારે પુછયું કે આ તીજોરી ક્યાં લઈ જાવછો ? (લખનાર તો એમજ સમજતો હતો કે એ કુંપનીનાં હુકમથી તીજોરી લઈ જાતા હશે) તેનો જવાબ એક મજુરે આપ્યો કે એ ધણીને રેહેઠાણે લઈ જાઈએ છીએ. એ જવાપનો સવાળ ચીનાએ બરાબર આપ્યાથી લખનારે વધારે ચોકસી કરી નહી, કેમકે લુચ્ચા અને ભલા ચીનાઓના ચેહેરા એક સરખા હોય છે, તેણે કરી પરદેશી તુરત ઓળખી શકતા નથી. એ તીજોરી લુચ્ચાઓ ઉપાડીને બે ત્રણ મૈલની વેગળાઈ એ પાહાડની કદણમાં જારદીન પાંઈટ તરફ લઈ જઈ તેને ઉઘાડવાની અને ભાંગવાની ઘણી મેહેનત કરી; પણ તે મજબુત હોવાથી ઉઘડી નહી અને ભાંગી પણ નહી તેથી તેજ જગ્યાએ પડતી મુકીને લુચ્ચાઓ નાહાસી ગયા હતા. એ તીજોરી બે ચાર દિવસે પોલીસના માણસો ને હાથ લાગી તે વેળાએ ઉપાડી લાવ્યા હતા ; પણ તેને ઉપાડી જનાર લુચ્ચા પકડાયા નહી. બીજા કેટલાક અલફાતુ ચીનાઓને પોલીસે પકડયા હતા પણ તેની ઉપર વાંક સાબેત ન થવાથી અને સાક્ષીઓ તે લુચ્ચાઓને ઓળખી નહી સકયાથી સઘળા છુટી ગયા હતા. ચીનની સરકારે તકસીરવારોને ઘણી શકત સજા કરવાને ઘણા શકત કાયદા બાંધેલા છે. એ કાયદા-

માં એવી તો શકત સજા ફરમાવેલી છે કે હરેક ચીનો એક વખત લુચા઼ઇ કરતાં સપડાયો અને તે સજાને લાયક થયો તો બીજી વખત તકસીર કરવાને હીમત કરતો નથી. ચીનાઓ ચીનાઈ રાજના કાયદાથી ઉલટા ચાલવાને હીમત કરતા નથી; પણ જો સખસ નિરકામ કરતોહોય ને પૈસાની તંગાસમાં આવી ઘણુ સંકટ ભોગવતો હોયતો તે વખતે પોતાના શરીરની અને જીવની દરકાર ન કરતાં લુચાઈ કરે છે. બનતાં સુધી ચીનાઈ રાજના તાબાના દેશો દેશીની રૈયતની કે અમલદારોની સાથે ચીનાઓ લુચાઈ કરતા નથી; પણ પરદેશીઓની સાથે લુચાઇ કરવાને ચુકતા નથી.

---

## ચીનાની લાયકી.

હાંગ કાંગમાં કેટલાક શ્રીમંતો, ગરીબો, મજુરો, ચાકરો, વેપારીઓ, સરાફો અને બીજા સઘળાઓ પોત પોતાના કામ કાજમાં અને વહીવટમાં લાયકીથી ચાલે છે. કોઈ ચીના ગૃહસ્થ સાથે પરદેશીને મિત્રાચારી થઇ તો પરદેશીઓની ભુલ ભાગવાને ચુકતા નથી. અને વળી ચીનાની નીતિ અને અનીતિ વિશે શિખા મણ આપે છે, વેપારમાં નાણાની અને મનની મદત કરે છે, એટલુંજ નહી પણ હંમેશાં તે પરદેશીની માહાવજત રાખી સારી સહલા પણ આપે છે. અસલી વખતમાં ચીનાઓ પરદેશી વેપારીઓને મોટી રકમનો માલ લાંબી મુદતે નાણા લેવાની સરતે ધીરતા હતા; પણ કેટલાક બુરી દાનતનાં પરદેશી ચીનાઓનો મોટી રકમનો માલ ખરીદ કરી દગા ફટકાથી પોતાને વતન જતા રહા છે માટે હાલમાં ચીનાઓનો પરદેશી ઉપરથી વિશ્વાસ ઉઠી ગયલો દિસે છે; તો પણ સારી ચાલનાં ગૃહસ્થ ચીનાઓ પરદેશી વેપારીઓ સાથે મિત્રાચારી થવાથી પરદેશીનું કામ સઘલી રીતે બનતો છે; એટલુજ નહી પણ પરદેશી વેપારીને દીલગીર કરી તેને નુકસાનીમાં નાખતા નથી. અને

કજીઆ ફીસાદ કરી લુચાઈ કરતા નથી. હંમેશાં એક બીજા સાથે સહલા સંપ રાખવાને બનતી કોશેશ કરે છે હરેક વહીવટમાં માલનો સોદો મોહોડે બોલીને કરે છે. સોદો કીધા પછી માલના ભાવમાં ફેર બદલ થઈ હોય અને તેમાં નુકસાની અથવા નફો થયો તો પોતાની જુબાનને ફેરવતા નથી અને તે માળનો સોદો મનમાનતી રીતે પાર પાડેછે. વખતે હરેક માળ નમુના કરતા જરા નરમ નિકળે છે તો જુજ કજીઓ કરી એક બીજાને રાજી ખુશી રાખેછે. અત્રે કેટલાક શ્રીમંતથી ગરીબો સુધી આમણ સાંમણ હરેક વહીવટની કબુલાતના લેખ પત્ર કરે છે, તે છતા મજુરો, વેપારીઓ, હરેક ધંધા વાળા વાંધા કરવાને ચુકતા નથી. એટલુંજ નહી પણ હરેક શબ્દ બોલ્યા હોય અને ત્યાર પછી એક કલાકે જુજ નુકસાની અથવા નફાને વાસ્તે પોતાની જુબાન ફેરવીને જુદા જુદા શબ્દો બોલે છે; અને સેંકડો શખ્સો કરેલા કબાળાના લખતો તોડવાને સરકારમાં હીમતથી કજીઆમાં ચળાવવાને તૈયાર થાય છે. ચીનમાં ફકીરથી ઉમરાવ પોતાની જુબાનેથી એક વખતે શબ્દ બોલ્યા હોય તે શબ્દ બુનીયાદ ચીના ફેરવતા નથી.

એક પૈસાથી તે લાખો ડાળરો સુધીનો માળ પરદેશીઓને, કે ચીનાઓને, એક બીજાઓ વેચતી વખતે લેખ પત્રો, કબાળા, કરતા નથી તેમ ખરીદ કરનાર માળ તોલી લેવામાં પણ એક બીજાને શહી પત્રી કરી આપતા નથી; એટલુંજ નહી પણ લાખો ડાળરો એક બીજાને ધીરે છે, વીઆજે આપે છે, લેહેણા દેવાને પેટે આપે છે તોપણ એક બીજાની પાસેથી લેખ કરાવી લેતા નથી.

ચીનાઓ પોતાનો વેપાર, સરાફી અને હરેક બીજો વહીવટ ચલાવે છે તે વહીવટ ચળાવવાનું મથક પોતાના ઈમાનમાંજ રાખે છે. દેશાવરોનો અને ગામ ખાતાનો વહીવટ હુસીઆરીથી, નીતિથી અને વચનથી ચળાવેછે. અત્રેના વેપારી રાત્ર દિવસ દરપેહેડાઓ ઉપર, કારખાનાઓમાં અત્રે અને દેશાવરોમાં ફરતા ફરેછે; તેમ ચીના વેપારીઓ ફરતા

નથી પણ ચાકરોની મારફતે એક બીજાને સંદેસા લખી મોકલેછે અ થવા મોહોડેથી કહી મોકલે છે. માલેકતો પોતાની પેહેડી મુકીને ઘેર ઘેર ફરતા નથી. બુનીયાદ ચીનાઓ છે તે જુઠુ બોલતા નથી અ ને જુઠુ બોલનારને ધીકારેછે સાચુ બોલનારાઓને ચીનાઓ ઘણુ મા ન અને આબરૂ આપેછે એટલુંજ નહી પણ તેને ઇશ્વરનો ભકત જાણે છે પ્રથમ સાચુ બોલવું, બીજુ ઈમાનદારીથી વહીવટ ચલાવવો, ત્રી જુ વીસવાસ ઘાત કરવો નહી, ચોથુ અમીરી સ્વભાવ રાખવો, પાચમુ કુવચન મોહોડામાથી કાહાડવો નહી, એ શીવાય બીજા ઘણાક સારા ગુ ણ જે ગૃહસ્થમા હોય તેને ચીના ગૃહસ્થો ઘણુ માન આપે છે પણ એક વખત હરેક ચીનામા કે પરદેશીમા અનીતિ જોઇતો પછી તે ચીનાની કે પરદેશીની ચાલ ચલણ ઉપર શ્રીમત ચીનાઓ પુરતો વીશવાસ રાખ તા નથી. ઉપર લખેલા વખાણવા જોગ જે ચીનામા અથવા પર દેશીમા ગુણ હોય તેવો ગૃહસ્થ કોઈ વેળાએ શ્રીમત ચીનાના બાગ બ ગીચામા કે રેહઠાણની હવેલીમા ગયાથી તે શ્રીમત ચીનો આવનારને મોગ માનથી ગરદન નમાવતો નમાવતો સામે આવી આવનાર ગૃહસ્થને માન સાથે પોતાની એકાતની બેઠકમા લઈ જઇ આબરૂઇજતથી બેસા ડી ચાએ પીનારને ચાએ અને હુકો પીનારને હુકો આપેછે ત્યાર પછી આવનાર ગૃહસ્થની આવવાની મતલબ પછી તેનુ કામ બનવા જેવું હોય તેનો ઉપાય બતાવે છે અથવા પોતાથી બને એવુ હોય તો તે કબુ લ કરે છે. નાણા સબધી કામ હોય તો તે પોતાના માણસોની મારફતે મોકલી આપે છે. શ્રીમત અને આવનાર ગૃહસ્થ વેપાર સબધી મા લના ભાવ, તાલ, આવક, ચહલત, ઉપજ નીપજની, રાજ દરબારની વાત ચીત કરી જે વર વાધા હોય છે તે કાહાડી નાખેછે. ચીનાઓ કે ટલાક મોટા કરોડપતી છે પણ તેઓ અભીમાનતો બીલકુલ રાખતા નથી એટલુજ નહી પણ તેઓની રેહેણી વખાણવા લાયકની છે.

એવી રીતે એક બીજાની વાત ચીત થયા પછી આવનાર ગૃહ

રથ પોતાને રેહેઠાણે જવા નિકળે છે તે વેળાએ શ્રીમંત પોતાનાં દરવા- જા સુધી, આવનાર ગૃહસ્થને માન અને આબરૂથી વિદાય કરવા આ- વે છે, એટલામાંતે શ્રીમંતે પોતાના માણસને ઇસારત કરી રાખેલી હોય છે તે માણસ હરેક મેવો કે, મીઠાઈ, ચાએની પેટી કે, સાકરનું ટંબ દર- વાજે લાવીને ઉભો રેહે છે; તે વસ્તુ આવનાર ગૃહસ્થને સોગાત દાખલ આપવાને અને તેનાં રેહેઠાણે પોહોચાડવાને પોતાના ચાકરને કેહેછે કે એ જણસ એઓને ઘેર પોહોચાડી આવો, એટલો હુકમ શ્રીમંતનાં મુખમાં- થી નિકળતાંજ તે ચાકર સોગાતની વસ્તુ આવનાર ગૃહસ્થને ઘેર પોહોચાડવા જાય છે. આવનાર ગૃહસ્થ સોગાત લેવાને આનાકાની કરે છે પણ શ્રીમંતનો હુકમ ચાકરને જણસ, પોહોચાડવાનો થયો એટલે ઝડપથી હુકમ પરમાણે કામ બજાવી આવેછે.

---

## દોલત મેળવવાની રીત.

---

સઘળા ચીનાઓ ગરીબ અને શ્રીમંતોની દોલત મેળવવા- ની રીત વખાણવા જોગ છે. ચીનાઓનો છોકરો પાંચ સાત વરસનો થએ એટલે વિદ્યા અભ્યાસમાં ધર્મ, નીતિ, અને લખવા, વાચવાનું માન મેલવ્યા પછી તે છોકરાને નાની ઉમરમાં મજુરીનું, કારીગરીનું, વેપારનું કે સરાફીનું જે કામ શિખવવાની તેના મા બાપની મરજી હોય તે વહીવટનાં કારખાનામાં, કે દુકાને લઈ જઈને છોકરાને શિખવવા બે- સાડે છે. શિખાઉ રાખનાર ગૃહસ્થો શિખનાર છોકરાને ફકત ખાવાનું આપી હરેક કામ કાજ સીખવે છે. થોડા દિવસમાં તે છોકરો કામ કા- જમાં જાણીતો થાય છે, એટલે તેને જુજ પગાર આપે છે. જો તે ઈમાનદારીથી ચાકરી કરેછે તો આસ્તે આસ્તે તેનાં પગારમાં વધારો થતો જાય છે. અને જેમ જેમ છોકરો મોટો થતો જાય છે, તેમ

તેમ તેના પગારમાં વધારો થતો જાય છે; તેમાથી જુજ ખરચ પોશાકીનો કાહાડી બાકીના નાણા એકઠા કરેછે. ચાકરી, અને મજુરી કરનારાઓને ખોરાકી માલેક કીવા ઉપરીઓ આપે છે તેથી પોશાકીનો અને પરચુરણ ખરચ પગારમાથી કરવો પડે છે. બાકીના નાણાની રકમ એકઠી થાય છે. તે લઇ પોતાને ઘેર બે ચાર મહીને જાયછે ત્યારે પોતાના કુંટુંબને વાસ્તે સોભીતા કપડાં અને બીજી જણસો મોટા શેહેરોમાથી ખરીદ કરી લઇ જાય છે. ચીનાઓ પોતાને ગામ જાય છે ત્યારે આશાયસ પામે છે, કેમકે વડીલાએ મોટી મોટી ખેતીવાડીની જમીનો ખરીદલી હોયછે તે જમીનની પેદાસમાંથી આખું કુટુંબ ગુજરાણ ચલાવે છે; હરેક વડીલાના કુટુંબમાં પાચ દસ જુવાન પુરૂષો હોયછે. તે જુદા જુદા શેહેરોમાં ચાકરી ધધે જાયછે, ત્યાથી એક એક જણ થોડી થોડી રકમ નાણાની લાવેછે તે સઘળાઓ પોતાની રકમ વડીલ ને સોપે છે; તે એકઠી કરીને બીજા કામમાં વાપરી માલ મીલકતનો વધારો કરેછે. જુવાન ચીનાઓ પોતાના ગામમાં થોડા દિવસ રહી પાછા ચાકરી ધનધે જાય છે. તેમાં જો હુશીઆર થયો તો માલિક મેહેરબાન થઈ તે જુવાનને પોતાનો ભાગીઓ કરેછે. તે જુવાનની વધારે હુસીઆરી બીજા વેપારીને જણાઇતો તેને વધારે નફાનો ભાગ આપવાની કબુલાત રાખે છે. એવી રીતે હરેક નાણા વાળા માલેકો જુવાન છોકરાઓને પોતાના વહીવટનો થોડો થોડો ભાગ આપી રાખે છે તેથી નાણા વાળા માલેકને પોતાના વહીવટ ઉપર મોટો ખરચ થતો નથી, ફકત સઘળા ભાગીદારોનો અને જુજ પગાર વાળા છોકરાનો ખોરાકીનો અને બીજો જુજ ખરચ સઘળા વહીવટમાથી થાય છે, તેથી તે વહીવટના માલેક, મોટા ખરચમાં પાયમાલ થતા નથી. એટલુ જ નહી પણ ગરીબોના છોકરાઓ ભાગીદાર થવાથી તેઓને થોડો અથવા ઘણો નફો થાય છે, કોઈ વખતે વહીવટમાં મોટી પેદાસ થાય તો એવા છોકરાઓ તેમાથી સારો ફાયદો પોતાને ભાગે મળવે છે, પણ છોકરાને મોટોબાબ થવાથી બુનીઆદ છોકરા બદફેલીમાં પડી મોટો ખરચ કરતા નથી.

---

## ચીનાઓના મરણ.

ચીના મરણ નોક થવાથી તેને વાસ્તે લાકડાની પેટી લાવી રાખેછે. અને શ્રીમંતો તો ખુબ સુરત પેટીઓ પોતાને વાસ્તે અગાઉથીજ બનાવી રાખેછે. મરણારનો જીવ ગયા પછી કુવામાં થોડા પૈસા નાખી તેમાંથી પાણી મરનારનો કુટુંબી ભરી લાવેછે, અને મુવેલાને તે પાણીએ નહવાડી ઉમી શ્રીમંતનો પોશાક પેહેરાવે છે. મુવેલાને પેટીમાં સુવાડતી વખતે ધણીક જાતની ખુસબો, અને ચુનો ભરે છે; ત્યાર પછી તે પેટીની આંજુ બાજુએ કેટલાક દિવસ સુધી તેનાં કુટુંબી બેશી માહાતમ કરે છે, રેહેઠાણમાં રોશણી, અગરબતી, બીજી ખુશબો અને આતસ બાજી સળગાવે છે. ધર્મ ગુરૂઓને બોલાવી તેઓની પાસે ધર્મની ક્રિયા કરાવે છે એટલુંજ નહી પણ દરરોજ નવા નવા પકવાન અને ફુલ, ફળ લાવી રકાબીઓ અને પ્યાળાઓ ભરી તે માહિના કેટલાક મરનારની પેટી પાસે રાખેછે. અને બાકીના કુટુંબના માણસોને અને ગરીબોને ખાવાને આપેછે. મરનારનું કુટુંબ નવા શફેદ કપડાની કફની, ઇજાર બનાવી પેહેરેછે; પણ માથાના બાળને છોડી નાખે છે, અને રાત દિવસ ઘડી ઘડીએ માહાતમ કરી નમ્રતાથી પગે લાગે છે. એવી રીતે કેટલાક દિવસ માહાતમ પુરશી કરીને મરનારની પેટી દાટવાનું જોષીઓ પાસે મહોરત કહડાવે છે. શ્રીમંતો પોતાના રેહેઠાણમાં કરેલી જગ્યામે દાટે છે, પણ ગરીબોના કુટુંબમાંથી જે મરણ પામે છે તે સંબંધમાં આવી કહી જાય તે પાહાડની કદણમાં તેના સબને દાટેછે. તે પાહાડની તથા જગ્યાની શોધ એ મરનારનો કુટુંબી જઈ ને કરે છે. જો સરકારી જમીન હોય તો દાટવાની પરવાનગી સરકાર પાસે માંગવી પડે છે તથા. ગૃહસ્થની હોય તો વેચાતી લેવી પડેછે. દાટવાની જગ્યા સ્વાધીનમાં લીધા પછી તેમાં કબર આદી તૈયાર રાખે છે. મરનારને સંબારી

તેના કુટુંબી માહાતમ ઘડીએ ઘડીએ કરે છે; અને તેને પગે લાગે છે. જે દિવસે મરનારની પેટી કબરમા દાટવી હોય, તે દિવસે ચીનાઈ વાજીત્રો વગાડે છે, ધમ ગુરૂ ક્રિયા કરેછે. પેટી ઉપાડનાર અત લગના કુટુંબીઓ ઉપર કહેલા પોશાક પેહેરી માથા ઉપર શફેદ કટોરો બાધે છે, કમરે કાથાની, કે સણની વનેલી દોરડી બાધે છે, પગમા શફેદ કતાનના બનાવેલા જોડા પેહેરે છે. એવી રીતનો પોશાક પેહેરી મરનારની પેટી ઉપર શફેદ કાપડ હોગડી ચાર જણ ઉપાડે છે, એટલે કુટુંબના સઘળા લાગ, પીલા રેશમી કાપડને ફાડી તેની ચીંણડીઓ કરી મરનારની પેટી ઉપર નાખી પગે લાગી પેટી ઉપાડી ચાલવા માંડેછે. તેની પાછળ મરનારનો વડો છોકરો અથવા વારેશ જે હોય તે ધુપ દાનીઆમા અગની ભરી તે ઉપર લોબાનનો ભુકતો મુકી ધુપ કરતો ચાલે છે. છોકરાને તો તેની આજુ બાજુએ ચાલનાર કુટુંબી, સગાઓ, મિત્રો, તેને પકડી દીલાસો આપતા ચાલેછે, અને ગુપ માહાતમ કરતા, ગમ ગીન થતા આસ્તે આસ્તે મરનારની પેટી પાછળ સ્ત્રી, પુરૂષો માથાના બાળ ખુલા રાખી ચાલે છે એવી રીતે ઘણીગઈથી મરનારની પેટી દાટવાની જગ્યાએ લઇ જઈને મુકે છે. અને ધર્મ ગુરૂ ક્રિયા કરે છે, પછી પેટીને કબરમા દાટેછે. તે કબર ઉપર મરનારનુ નામ જન્મ, મરણનો દિવસ, વરસ, તે વેલાયે જે શાહાનશાહાનુ રાજ હોય તે સઘળુ પાટી ઉપર લખી તે પાટી કબર ઉપર ઉભી રાખે છે. કેમકે હરેક સખ્સ તે પાટીને વાચી શકે શ્રીમતો કબરને શોભાયમાન પથરે ચણાવે છે, પણ ગરીબો તો માટીનો ઢગલો કરીને તે ઉપર પથરો ગોઠવે છે. અને તે કબર ઉપર એક છાપરૂ નાખી સઘળુ કુટુંબ તે છાપરામા બેસી ધુપ, દીપ કરી માહાતમ કરેછે, તરેહ તરેહની ખોરાકી, ફળ, ફુલ, લાવી કબર પાસે મુકી ધમગુરૂ પાસે કેટલાક દિવસ સુધી ધમ ક્રિયા કરાવેછે ગરીબોને ખવાડી પૈસા આપે છે, અને વારં વાર કબરને નમતાથી સઘળા કુટુંબી પગે લાગેછે.

અને કહેછે કે હમારી હયાતીમાં તમારી તકસીર જાણતા અજાણતા, થઈ હોય તે સઘળું માફ કરવું એટલું જ નહી પણ હમે તમારા કુટુંબી, વારેશ, છોકરા, છોકરી છેયે, અને તમારી પાછળથી હમારે પણ એક દિવસે મોતને આધીન થવું છે. માટે હમે જેમ તમારી પાછળ હયાતી ભોગવીને ધર્મ ક્રિયા કરી છે, તેમ હમારા મોતને દિવસે એવીજ રીતે હમારી પાછળ છોકરાવોની હયાતી થાય, અને સ્વધર્મની ક્રિયા કરે તો સ્વર્ગવાસી થઈશું. ચીનાના ધર્મ સાસ્ત્રમાં લખેલું છે કે માત પીતાના મરણની છોકરાને હાથે ધર્મ ક્રિયા થાય તો તેઓની મુકિત થઈ સ્વર્ગ મળે છે. તેમજ હિંદુ ધર્મ સાસ્ત્રમાં પણ લખેલું છે કે સપુત છોકરો માત પીતાનું મરણ થયા પછી તેની ક્રિયા સ્વધર્મે કરે તો તે માત પીતાનો ઉધ્ધાર થાય છે. વાસ્તે સંઘળા ગૃહસ્થો ઇશ્વર પાસે સ્તુતી કરી પોતાને તારનાર સપુત પુત્રનો જન્મ માંગે છે. મરનાર ચીનાના કુટુંબીઓ કેટલાક દિવસ સુધી કબર પાસે રહી ધર્મ ક્રિયા કરી પોતાને સ્થાનકે જાય છે; પણ એટલામાં તેના કોઇ કુટુંબીને સ્વપ્ન થયું હોય અને તેમાં મરનારે જણાવ્યું કે એ કબરની જગ્યા અશુદ્ધ છે, માટે ફલાણે ઠેકાણે ફલાણી જગ્યામાં માહારી કબર કરવી એવું સ્વપ્ન થયાથી તુરત તે કબરમાંથી મરનારને કાહાડી લઈ બતાવેલી બીજી જગ્યાએ લઈ જાયછે. અને તે જગ્યાએ ઘરમાં મરનારને રાખી પાછી ક્રિયા કરે છે; ત્યાર પછી દર મહીને તે જગ્યાએ કુટુંબી જઈ સઘળી ધર્મ ક્રિયા કરી કુરબાન ચહડાવે છે. ઓદસ ધુપ, દીપ કરી નૈવેદ મુકે છે. એવી રીતે એક વરસ સુધી દરમહીને ક્રિયા કરેછે પછી દર વરસે ક્રિયા કરે છે. મરનારની પાછળ તેના કુટુંબી એક વરસ સુધી શોકના કપડાં પેહેરે છે. જો શાહાનશાહાનુ મરણ થયું હોય તો ચીનાઇ રાજની રૈયત, ચીનાઓ એક વરસ સુધી શોકના સફેદ અને આસમાની કપડા પેહેરે છે; પણ મરનારનો છોકરો તો ત્રણ વરસ સુધી શોકનો પોશાક પેહેરે છે.

---

## વેપાર અને માલ.

એ ટાપુ ઉપર મોટો વેપાર યુરોપખંડનાં વેપારીમાં ઇંગલંડનાં, ફ્રાન્સનાં, જરમનનાં, એમરીકાનનાં, ઇટાલીનાં, રસીઆનાં, આસત્રેલીઆના, અને બીજા દેશોના વેપારીઓ અતી ઘણો ચીનાઈ માલ ખરીદ કરી પોતાને દેશ મોકળાવેછે અને પોતાના દેશનો માલ મંગાવી એ ટાપુ ખાતે વેચેછે. તેમ હિંદુસ્થાનનાં રેહેવાસીઓનો પણ વેપાર થોડો જણાતો નથી. એ ટાપુનો વેપાર એટલો તો વધેલો છે કે દરીઆ કીનારે તરતા પાણી ઉપર લાંબોને લાંબો મોટો રસ્તો બાંધેલો છે, તે રસ્તો આવતજતા માલથી ભરેલો રેહેછે. એટલા માલની આવ જાવ થાય છે તોપણ એ માલ ઉપર જકાત અંગ્રેજ સરકારે લેતી કરી નથી. તેણે કરી વેપારનો અતિ ઘણો વધારો થાય છે. એ બંદરમાં દરરોજ ચીનાઈ, પરદેશીના બારકસોની આવ જાવ થાય છે તેમાં મુખ્ય વેપાર ચાએ, રેશમ, ગરંમ મસાળો, હિંગળો, ખાંડ, સાકર, ફટકી, કપુર અને ઘણીક જાતનો ચીનાઈ, વિળાયતી, કાપડ, અફીણ, રૂ, સુતર, લોખડ, અને પરચુરણ માલનો વેપાર ચાલે છે.

સુતર=અને તેનું બનાવેલું કાપડમાં કોગ, ધોયળા જાનકલાથ, માદરપાટ, શરટીગ, જગંનનાથી, મલમલ, દોરીઆ, જામદાની, ટુંવીલ, રંગીન છાપેલી છીટ, રૂમાલ, ગીગમ, કંતાન અને બીજુ ઘણીક જાતનુ સોબીતુ અને ઉંચી કીમતનું કાપડ હજારો ગાંસડીઓ વાહાણો ભરી યુરોપ, ખંડથી જાય છે. સર્વે માલ પ્રથમ એ ટાપુ ખાતે ઉતરે છે ત્યાર પછી ચીનાઈ ગજના ગામો ગામનાં ચીનાઓ ખરીદ કરી લઈ જાય છે પણ એ માલનો ભાવ ઘટી ગયો હોય તો માલ ધણીઓ પોતાના આડતી આની મારફતે ચીનાઇ રાજના ગામે ગામ મોકલી વેચે છે.

ઊન=અને તેનું બનાવેલું કાપડ મધે શફેદ અને તરેહ તરેહનો સોબીતું કાપડ એ લોકોને ઘણું ઉપોગ પડે એવું યુરોપ ખંડથી જાય

છે. બનાત તો સ્પેન અને ઇંગ્લંડથી ઘણી સરસ છફેદ અને તરેહ વ
રેહના રંગની હલકી, અને ઉંચી જાતની જાય છે; ઈટલી ચીત્રામણું
મોર્ભીના જાડા ઝીણા બાળનું વધારે ગરમ ડમ, ઇસપાનીસ, ઇંગ્લંડથી.
સઘળી જાતનું સેંકડો ગાંસડી દંડીની રૂતુમાં જ્યાબંદ ખપે છે. સઘળી
જાતની ફલાનલ બારેમાસ જાય છે; પણ તેની ખપતી વધારે નથી,
મ કે હંમેસાં સરદિના દિવસમાં ઉનના જાડા કપડાની જરૂર પડેછે. માત્ર
ગરમીના દિવસમાં કામે લાગેછે. બધી જાતની સફેદ અને રંગીન કામળ-
ટની વધારે ખપતી થાય છે કેમ કે એ જણસ જાડા બાલની ગરમ
થાય છે, તે ગરીબ ચીનાઓને વાપરવા લાયેક હળકી કીમતે મળે છે
તેથી સઘળા ચીના ખરીદ કરે છે.

તાંબાના=પાટલાં, પતરાં, ખીલા; સળીઆ એ સૌ યુરોપથી જાય
છે, એ ધાતુમાં જસત ભેળવીને પીતલ બનાવે છે. પતરાં તાંબાના વા-
સણો બનાવવાનાં કામમાં, અને બારકસોને વારતે તાંબાના પતરાં, ખી-
લા અને શળીઆ ખપે છે.

લોખંડના=પત્રાં; પાટા, અને શળીઆ પણ જાય છે અને પોલાદ
એટલે તીખું લોઢુ પણ ઘણું જાય છે. એ લોઢાનો ઘાટ ચીનાઓ
સારી સુઘડાઈથી બનાવેછે, પણ ચીનાઇ લોખંડ ખાણોમાંથી જે વરસે
વધારે મળી આવે છે તે વરસે ઇંગલંડનાં આવેલા લોખંડની કીંમત
ઘટી જાય છે.

સીસું=ઇંગલંડથી, અને એમરીકાથી જાય છે પણ એમરીકાનું
આવેલુ સીસુ સસ્તુ વેચાયછે માટે ઇંગલંડનું વધારે ભાવનુ ચીનાઓ
ખરીદ કરતા નથી. ચીના વેપારીઓ સીસાની ધાતુ જેમ બને તે-
મ વધારે ખરીદ કરેછે કેમકે એ ધાતુનાં પતરા કરી તેની પેટી બનાવી
તેમાં ચાહ, કસ્તુરી અને બીજી ખુશબોદાર ચીજ ભરેછે. તેનો વા-
સ એ ધાતુની પેટીમાંથી નિકળી શકતો નથી.

જસદની=ખપતી વધારેનથી માટે યુરોપથી એ ધાતુ જુજ જાયછે,
કેમકે સીસાની સાથે પીગળાવવાનેજ એ જણસ કામ લાગે છે.

પોલાદ=ઈંગળડથી આવે છે, પણ એ જણસનો અગાઉ જેટલો ખપ હાલ નથી. કેમકે કારીગરીના હથીઆરો ચીનાઈ બનાવટ કરતાં ઈંગ્લંડના ઘણા સરસ તેયાર અને સસ્તી કીમતે મળેછે, એ સઘળા હથીઆરો ચીના કારીગરો વાપરે છે; પણ પોલાદ તો જુંજ કામ કાજમાં અને ચીનાઈ ઓજારો સુમારવાના, બનાવવાના કામમાં વાપરેછે.

ટીન=નાં પતરાનો ખપ વધારે છે તે ઈંગળડથી રકમ બંધ બાકસો ભરી આવે છે. તેના સોભીતા વાસણો, બાકસો, ફાન્સો, અને કારીગરીની ઘણી જણસો ચીનાઓ તારીફ લાયક બનાવે છે, એ પતગના વાસણોને કલઈથી સાંધતા નથી પણ સાંધાઓને મોઠરી લછે તેથી સાધા ખુલી જતા નથી.

ઘડીઆળ=અગાઉ ઈંગલડથી મોહોટા અને નાના ઘડીઆળો તથ, વાંજાની નાની મોટી પેટીઓ કલાક, ટાઈમપીસ, રાગની પેટીઓ, રાગની દાબડી, અને એવો બીજો સામાન પુષ્કળ આવતો હતો, તે હાલ અમેરીકા, ફ્રાન્સ અને જીનીવાનો અતિશય આવે છે, તેવોજ તુરત ખપી જાય છે ચીનાઓની કારીગરીના ઘડીઆળો, રાંગની પેટીઓ અને તરેહ તરેહનાં સાંચાઓ ખુબ સુરત મોતી અને ઉચી કીમતના ઘડીઆળો દાબડીઓ હીરા જડીત બનાવે છે. તેનાખરીદ દાર શ્રીમંતો અને અમીર ઉમરાઓ અને પાદશાહ ઓજ હોય છે. સાધારણ અને ગરીબ લોકો સસતી કીમતની ચીજો હોય તોજ ખરીદે છે

કીરમજ=કટલેરી=સ્ટેસનરી=પરફીમરી=ફીવરેસીટીની=અને બીજી ઘણીક જણસોની પટીઓ, પીપો બારકસોની મારફતે યુરોપખંડથી સેકડોં દાગીના આવે છે. તે સઘળી ખપેછે.

રૂ મુંબઈ, કલકતા અને મદરાસથી અગાઉ દોહોડ બે લાખ રૂની ગાસડી ચીન જતી હતી; પણ ઇસ્વી સને ૧૮૬૦ થી ૬૫ સુધી એમરીકામાં લડાઈ ચાલુ હતી, તેથી મુંબઈ, કલકતા, અને મદરાશમાં રૂ દરખાંડીનો ભાવ વધી રૂ ૧૦૦ થી ૮૦૦ થયો હતો, તેણે કરી ચીન તરફ જ-

તો રૂ બંધ પડયો; એટલુંજ નહી પણ ચીનાઇ રાજ્યના સેંધાઇ, નીંગપુ મારફના ગામોમાં ચીના લોકો એ રૂ ઉપજાવી હજારો ગાંસડી ઇંગલંડ, મુંબાઇ, કલકતે અને મદરાસ વાસ્તે સારો ભાવ આપીને વેચી હતી. ઇસવી સને ૧૮૬૫ ના વરસમાં અમેરીકાની લડાઈ બંધ પડી એટલે રૂના ભાવ ઘટી ગયા તેથી ચીનાઓએ રૂ ઉપજાવાનું બંધ પાડયું. તેથી ઈસવી ૧૮૬૭ માં મુંબઈ, કલકતા, મદરાસથી ચીન ખાતે પાછી રૂની ચહડત જારી થઈ હતી.

અફીણ=નો વેપાર અગાઉ ઈરાનથી ઇરાનીઓ, તુરકસ્તાનથી તુરકીઓ અને હિંદુસ્થાનનાં દમણ ગામથી પોર્તુગીઝો ચોરી છુપીથી ચીનમાં વેપાર કરતા હતા. ત્યારપછી અંગ્રેજ સરકારને એ વેપારની જાણ થઈ તેથી મુંબઈ, અને કલકતામાં એ જણસની આવક કરી, તેણે કરી વેપારીઓએ પારસીઓની મારફતે એ વેપાર ચાલુ કરયો હતો; પણ ચીનમાં તો એ જણસ ચોરી છુપીથી વેચવી પડતી હતી. અંગ્રેજ સરકારના સ્વાધીનમાં હાંગકાંગ આવ્યા પછી એ જણસનો વેપાર ખુલો થયો. ત્યારે મુંબઈથી દર વરસે ૩૫થી ૪૦ હજાર પેટીઓ અને કલકતેથી પણ ૪૦ હજાર પેટીઓ પ્રથમ હાંગકાંગનાં બંદરમાં જઈ સઘળા ચીનાઇ રાજ્યમાં જાહેર રીતે વેચાય છે. કેટલાક વરસો થયાં અફીણનો વેપાર દમણ ખાતેથી ચાલતો હતો, તે હાલ તો નદંન બંધ પડી ગયો છે. તુરકસ્થાનનો, અને ઈરાનનો વેપાર થોડો ઘણો રહેલો છે. એ જણસની મોટી ખપતી ચીનમાં થાયછે તેથી ચીનાઓએ સેંધાઇ નીંગપુથી દુરની જમીનમાં ખેતી વાડીઓમાં અફીણના રોપાની રોપણી કરીને અફીણ ઉપજાવવા લાગ્યા છે. એ થોડા વરસમાં ચીનાઓ દશ વીશ હજાર પેટી અફીણ દરસાલ તૈયાર કરેછે; પણ ચીનાઈ રાજનું અફીણ હિંદુસ્થાનના જેવું જલદ થતું નથી. ચીનાઓ વધારે ઉપજ કરે તોપણ હિંદુસ્થાનનાં અફીણનો અટકાવ થવો મુશ્કેલછે. કેમકે હિંદુસ્થાનનું અફીણ અને ચીનાઈ અફીણ એ બની મેળવણી કરી

કેટલાક ચીનના રહેવાસી વાપરેછે; અને કેટલાકતો એખલું હિંદુસ્થાનનું અફીણ વાપરેછે. એ જણસ સો બમો વરસ ઉપર નમુના દાખલ ચીનમાં જતુ હતું. પણ ટુંક મુદતમાં હજારો પેટીનો ચીનાઓમાં ખપ થયોછે.

હિંગ=એ જણસ ઇરાન, આફગાનીસ્થાનમાં ઉપજી મુંબઈ અને કલકતે આવે છે. અને ત્યારપછી ચીન ખાતે જાયછે, તેને દવાઈનાં કામમાંજ વાપરે છે, તેથી તેનો ખપ ઝાજો નથી. એ જણસ એક જાતના ઝાડનો ચીક છે. તેને જમાવી જનાવરના ભીજવેલા ચાંમડાંમા બાંધીને દેશદેશ મોકલે છે, તેની ખાસીયત ઘણી ગરમછે. તેથી હિંદુઓ. ખોરાકીના પદાર્થોમાં સ્વાદને માટે વાપરે છે; પણ ચીનાઓ, અંગ્રેજો, પારસીઓ, મુસલમાન તો ઓશક મકે મસાલાની જગ્યાએ વાપરતા નથી.

શોપારી=એ જણસ ચીનાઇ ગજના ગામો માંથી થોડીક આવેછે. તેને લીલી ને લીલી પાન સાથે ચીનાઓ ખાય છે, પણ શીગાપોરની આજુ બાજુના કેટલાક ગામડા માંથી શોપારી દશ વીશ હજાર પીકળા દરશાલ ચીનમાં જાય છે. અને તેમાં બીજી દવાઈઓ મેળવી દવાઇ બનાવે છે. એ શોપારી ઝીણી છે તોપણ ઘણી શડેલી નીકળેછે. કેમકે તે ઝાહાડ ઉપર પુરતી રીતે પાકી થવા દેતા નથી. અથવા તેને બરાબર સુકવતા નથી માટે થોડા દિવસમાં સડી જાયછે.

કોલશા=ઇંગલંડ, આસ્તરેલીઆ, એમરીકા, કારડીફ, વીગેરે,સીદની ચીનમાં તો ચેનસી, ચીલી અને નેપાત, અને બીજા દેશોમાંથી થોડાજ આવેછે, કેમકે ફકત સ્ટીમરોમાં બાળવાને વાસ્તે વેપારના મદકનાં ગામે ગામ એ જણસની ખપતી થાયછે ચીનમાં ફાયર ઇંજનનું કામ ચલાવવાના કારખાના નથી. માટે બારકસોનાં ઉપયોગ જેટલા હાંગકાંગમાં અને બીજે ગામે ગામ જાય છે.

લવંગ=એ જણસ દવાઈના કામમાં, અને ગરમ મસાલામાંજ વપરાય છે. માટે જંગબારના લવંગ મુંબઇ આવી ચીનખાતે થોડાક રવાના થાય છે, પણ ગોરીશના લવંગ ઘણા જલદ ખાસીયતના હોય

છે. તે જેંગ ચીનમાં સારે ભાગે ખપે છે અને જગખારી લીંગ, ઘણી કીમતે વેચાય છે.

ઝવેરાત=બીલીઆન, પાના માણેક, મોતી, પુરકરાજ, લીલમ, પરવાળાં, હકીક અને બીજા કીંમતી પથરની જણસો તૈયાર કરી ફ્રાન્સ, ઇંગલંડથી, અને હિંદુસ્થાનથી ચીનમાં જાય છે. પરદેશીને લાયકની જણસો પરદેશીઓ ખરીદ કરેછે અને ચીનાઓને લાયકની ચીના ખરીદ કરે છે; પણ ચીન દેશમાં અસલી ઝવેરાત એટલી મોટી કીંમતનું છે, કે નવી જણસોનો વધારે ખપ પડતો નથી. અગ્રથી વખતમાં બનાવેલા દાગીનામાં બીલીયાન, પાના, માણેક, મોતી, પુરકરાજ, અને લીલમનાં એક એક નંગ એટલાં તો મોટાં અને કીંમતી હોય છે, કે તેની જોડીનાં બીજાનો ખપ પડયાથી તેની સોધ કરતાં પણ મળી આવતા નથી. ચીનની લડાઈમાં ચીનના સરદારોનાં મ્હેલો લસકરી અમલદારોએ લુટ્યા હતાં, તેમાંથી ઘણીક કીંમતી જણસો અંગ્રેજ ફ્રાન્સ અને બીજા લસકરી અમલદારોને મળી હતી. એક ઝવેરાતનો હાર લુટનારે ઈસવી સને ૧૮૬૧ માં હાંગકાંગમાં વેચ્યો હતો, તેની મોટી કીંમત ઉપજી હતી. એવી રીતે મોટી કીંમતનુ ઝવેરાત ચીનમાં મળી આવે છે, પણ હાલ તો હકીક જે હિંદુસ્થાનનાં ખાણમાં ઉપજે છે, અને ચીનાઇ રાજ્યમાં અસમાંની રંગના પથરો નિકળે છે, તેના દાગીનાં વધારે પસંદ કરે છે; તેમાં અસમાની અને લીલા ચીનાઈ પથરાના બનાવેલા કડાં, વીંટીઓ અને બીજા દાગીના ખુબસુરત રંગના હોવાથી ચીનાઓ અને સ્ત્રીઓ તે દાગીના ખરીદ કરે છે.

હાથીદાંત=સુખડ=માં હાથીદાંત સીયામથી, ગાલથી, પરભારો જાય છે અને અરબસ્તાનથી મુંબઈ આવીને ચીન તરફ ચહડે છે. એ માણસ ઉપર અને મલબારી સુખડ ઉપર ચીનાઓ એવીતો નકસી કોતરેછે કે તે જોવા લાયક હોય છે. તેના દાગીના, ઘર સણગારનો સામાન, પ-

આ, રેકાબીઓ અને બીજી જણસો એવી તો બનાવેછે કે ખુબશુરત જણસો શ્રીમંત ચીનાઓ, અને પરદેશીઓ ખુશીથી ખરીદ કરે છે.

હીરાકસી=એ જણસ ઇંગલંડથી અને બીજા દેશાવરથી ચીનખાતે ચહડે છે. હીરાકસીમાં વેપારી અને બીજી જણસોની મેળવણી કરી તેની ચાકીઓ બનાવી દવાઈમાં કામે લગાડે છે. એ દવાઈ માંણસોના બાંધાને મજબુતી આપવા માટે કરે છે.

જીનસીંગ=એ દવા એમરીકાં, તાતાર દેશમાં ઉત્પન થાય છે. તેની કીમ્મત એક તોલાના વજન ઉપર પાંચથી પચીશ ડાલર બેસેછે; એ જણસ માણસના શરીરને પુસ્ટ કરનારી દવાછે. એવી જણસોનો અને જુદા જુદા જનાવરોનો ખોરાક ઠંડીના દિવસમાં, શ્રીમંત ચીનાઓ જરૂર કરે છે.

ઇસેસ=લોબાન=ગુંદર=એજણસ પણ દવાઈના કામમાં વાપરે છે.. કેટલીક વખતે ધર્મક્રિયામાં ધુપ કરવાના કામમાં વાપરે છે. એ જણસની ખપતી અગાઉ વધારે થતી હતી; હાલ એ જણસનો ખપ ઓછો દીસે છે; કેમકે ધુપને બદલે ધુપ સળી સળગાવે છે, એ ધુપ સળી સુખડનો વેહેર, લોબાન, ઇસેસ અને બીજી ખુશબોની જણસોની મેળવણી કરી બનાવેછે. તેણે કરી ઇસેસ લોબાનની ખપતીમાં ઘટારો થયોછે

ગેંડાના=ભેંસના=અને બલદનાં શીંગડાં એ સઘળી જાતના શીંગડાં, મલબારથી, અરબસ્થાનથી અને બીજા દેશાવરથી મુંબઇ આવે છે, અને મુંબઈથી, કોચીનચાયનાથી, ચીન ખાતે ચહડેછે. એ શીંગડાંને સાફ કરી તે ઉપર કારી ગરીઓ ખુબ સુરત નકસી કોતરે છે. અને હકીમો તો એ શીંગડાંને પકાવી તેનો અર્ક જમી લઈ દવાઇ સાથે ભેળીને માણસોને ખોરાકમાં આપે છે. તેણે કરી નબળા બાંધાનાં માણસ થોડા દિવસમાં પુષ્ટ થાય છે.

મોતીનીશીપ=ઇરાનથી, મસકતથી, જન્જીબારથી મુંબઈ આવે છે

ગંબાર્ગથી, શીલાનથી, કાલીફોર્નીઆથી ચીન તરફ ચહડેછે અને ચીનાઇ નદીઓમાંથી પણ મળેછે. એ જણસને ચીનાઓ લઇ જઇ તેના બ્રશ, બરમાચીન, મોટા ગાની, અને બીજા તરેહ તરેહના દાગીના નકશીદાર ખુબસુરત બનાવેછે, એટલુંજ નહી પણ શ્રીમંત ચીનાઓની હોલીઓમાં અને બારી બારણાનાં ચીનીજરીઆમાં અને બીજી જગ્યા એ ચીપનાં શોભાયમાન નકશી કરે છે.

ચોખા=એ જણસ ચીનમાં પુશકળ ઉપજેછે પણ બીજી કીંમતી જણસો ઉપજવાથી ચોખાનો પાક થોડો થાય છે. ચીન દેશમાં ચોખાનો મોટો જથો કલકતેથી, મદરાસથી, બાનકાકથી, બતેવીઆથી, રંગુનથી, શીઆમથી, શેગાનથી, મનીલાથી, અરેકાનથી પ્રથમ સીંગાપોરમાં કે હાંગકાંગમાં અથવા શંઘાઇ, નીંગપુ આતે પરભારા લાખો હંદ્રેટ ચહડે છે. ત્યાં ગયા પછી ચીના વેપારીઓ એ ચોખાને ખરીદ કરી ચીનાઓના નાના નાના ગામોમાં હોડીઓ અને બારકસો ભરી લઇ જઇ વેચે છે. ચીનાઈ માલ ખરીદ કરી મોટા શેહેરમાં લાવે છે. ચીન દેશની જમીન એવી તો રસાળ છે કે વરસમાં બે ત્રણ વખત હરેક જણસનો પાક થાય છે, રકમબંધ ચોખા ઉપજયા છતાં પણ ચીનાઈ રાજની વસતીને બીજા દેશોના અનાજની મદત લેવી પડે છે.

મરી=શફેદ મલાકાં દેશથી ચહડે છે અને કાળા મરી, મલબારથી ચહડે છે. એ જણસ ગરમ મશાલામાં અને દવાઈમાં વાપરે છે પણ કાળા મરીથી શફેદમરી વધારે જલદ અને સસ્તા મળ્યાથી સઘળાઓને ઉપયોગમાં વધારે આવે છે. એ જણસ ઠંડા મુલકમાં ઉપયોગી છે.

નેતર=એ જણસ મલાક્કાની આંજુ બાજુથી રકમબંધ ચીનનાં જુદા જુદા ગામોમાં જાય છે, તેની તરેહ તરેહની કારીગરીની જણસો ચીનાઓ બનાવે છે; અને ચીનાઈ રાજના ગામોમાં અને બીજા દેશોમાં નેતરની કારીગરીની જણસો રવાના થાયછે. એ જણસ મલાકાંમાં

ઉપજેછે; પણ મલાકાં દેશની વસ્તી કારીગરીના કામમાં આલસુ હોવાથી એ કીંમતી જણસ બીજા દેશોમાં જાય છે. અગર મલાકાનાં રેહેવાસીઓ, એ નેતરની કારીગરીના હરેક જણસ બનાવે તો તેઓને મોટો લાભ થાય.

સુરોખાર=એ જણસ કલકતેથી ચીન ખાતે ચહડે છે અને ત્યાં આતશબાજીનાં કામમાં વાપરવાને કામે લાગે છે; અને એ જણસ ચીનની સેસલી ગામની જમીનમાંથી પણ મળી સકે છે માટે એનો ખપ વધારે દીસ્તો નથી.

પાંખપોટા=ચીનનાં સમુદ્ર અને નદીમાં માછલી જાત જાતની છે; પણ તેમાંથી પાંખ પોટા મલી આવતા નથી, એ માછલી મુંબઈ, વેરાવલ, દમણ, કરાંચી અને અરબસ્તાનનાં સમુદ્રમાં ઘોળ, દાહાડા નામે માછલી છે; તેના પેટમાથી પોટા નીકલે છે તેને સુકાવે છે. સુશી અને સીગાળા માછલીની પાંખ માછીમારો કાહાડે છે, તેમાં સુનો ભરીને સુકવે છે. એ પાંખ પોટા સઘળા દેશાવરથી મુંબઈ આવેછે. એટલે વેપારીઓ ખરીદ કરી બારકસોની મારફતે ચીનાં મોકલેછે ચીનમાં પાંખ પોટા ગયાથી ચીનાઓ ખરીદ કરી પોતાના ગામોમાંલઈ જઈ તેને સાફ કરી પકાવે છે. એટલે તે નરમ થાયછે પછી તેમાંથી ઝીણા ઝીણા સેવના જેવા સોનેરી, રૂપેરી, રંગી બે રંગી ચળકાટ ભરેલા તાર એંચી કાહાડેછે. ચીનાઓ એ સેવ જેવા તારને આકરી કીંમત આપી લેછે; તેમાં મીઠાસ, ગરમ મસાલો ભેળીને વખાણથી ખાયછે.

પતંગનાલાકડાં=મનીલા, સીયામ, મલબાર કોસ્તામાં પતંગના ઝાડ થાયછે. એ ઝાડને કાપી તેના લાકડા થોડાક ચીનખાતે મોકલે છે. એ લાકડાને ઉકાલી ચીનાઓ કાપડ રંગવાનો લાલ રંગ કાહાડે છે. કેટલાક તો તેઉપર કારીગરીની નકશી કોતરી ઘર સણગારનો સામાન બનાવે છે.

અનાજ=ચીનાઇ સ્વથાનની કુકીયન જગ્યામાં જાડા ચોખા અને મગ ઉપજે છે. કુંચાઉમાં ઝીણા ઘઉં થાય છે. જાપાનમાં તો ચોખા ઘણા સારા ઉપજે છે. પરદેશીને લાયકનું અનાજ ઝીણા ચોખા, તુ. વરની દાળ, ઘઊં, ચણાની દાળ, વટાણા અને બીજી જાતનું અનાજ કલકતેથી, મુંબઈથી અને બીજા દેશાવરોથી ચીન ખાતે જાય છે.

ઘી=તેલ=ચીનાઓ ઘી તેલ વિશે કેહે છે કે કાચું ઘી તેલ હરેક માણસે હંમેસાં ખોરાકમાં વાપરે તો ખાંસી, કફ, ખુજલી થાયછે, માટે ઘી તો ચીના વાપરતા નથી, અને ચીનમાં થતું પણ નથી. સઘળી જાતનાં બીજને એકઠા કરી તેનું તેલ કાહડેછે, એ તેલ બાળવામાં; અને ખોરાકમાં ચીના વાપરે છે, એટલુંજ નહી પણ હરેક મીઠાઈ કરવી હોય તો તેલમાંજ બનાવે છે. પણ કાચું તેલ, અને ઘી વાપરતા નથી.

ચાએ=ના ઝાડ અસલથી ચીનમાં થાયછે; પણ તેની શોધ ઈસવી સન ૩૫૦) ને વરસે થઇ હતી; ત્યાર પછી ચીનાઓ ચાએને ઉપયોગમાં લાવવા લાગ્યા છે. આપણે તો ચાએને નામે ઓળખીએ છેએ પણ ચીના તો "ચા" કેહે છે. એ ચાએની ઉત્પતી હાલ ચીનાઈ રાજનાં સઘળા સ્વસ્થાનોની સારી જમીનમાં, ખેતરોમાં, પાહાડમાં, બેટોમાં થાયછે; એટલુંજ નહી પણ જાવામાં, કોરીઆ, કોચીનચાયનામાં જાપાનમાં ચાએની ઉત્પતી છે. ચાએનાં રોપા સારી મરોડીની જમીનમાં, પાહાડ ઉપર, રેતાળ જમીનમાં, વનસ્પતીની માફક ઉપજી શકે છે; પણ ચાએના રોપા ઉપર પુરતી માહાવજ્ત અને પાણી પુરકલ હોય તો પાંત્રાં વધારે થાય છે; એ ઝાડ છ ફુટથી તીસ ફુટ ઉંચું થાય છે, તેનું થડ સોખંડનાં રંગ જેવું ઘણીક ડાખલીએ લીલાં પાત્રાથી ભરેલું મટા ઘેર હોયછે. એ ચાએના પાંત્રાં ચોહોળાઈ કરતાં લંબાઇમાં વધારે

ઇંડાને આકારે હોય છે, તેની આજુ બાજુએ કુદરતી કુંગરી બનેછે. એ ઝાડ ઉપર સફેદ છુટા છુટા ફુલ ખુશબોદાર થાય છે; અને "Hazel Nuts" હેઝલ નામના ત્રણ ત્રણ બીજ સામળા રંગના બંધાય છે એ બીજને ડબાવ્યાથી ગરમ આઠીયનું તીખું અને કડવું તેમાંથી પુષ્કળ તેલ નિકળેછે. એ બીજનુ તેલ સઘળાઓને ઉપયોગ આવે છે, માટે ચાએની રીતે તેનાં બીજ પણ કીંમતી જણસ ગણાય છે. ચાએનો રોપો ત્રણ વરશનો થયો એટલે તેના પાંત્રા ઉતારવાનુ સરૂ કરે છે; પણ વીસ વરશનું જુનુ ઝાડ થયાથી તેને કાપી નાખે છે. એ સઘળી જાતની ચાએમાં "બાહીમા પાહાડ" ઉપરથી ઘણી સરસ ઉંચી કીંમતની ચાએ ઉપજે છે. તે ચાએ ચીનાઇ શાહાનશાહા, અમીરો, ઉમરાવો દર કીયાટીના ૫ થી ૫૦ ડાલર આપી તે ચાએને ખરીદ કરે છે. ચાએ ઉતારવાની મોસમ એપ્રીલ, મે, જુન, જુળાઇ, આગસટ મહીનામાં દરવરસે થાય છે; તેમાં ત્રણ ચાર વખતે ઝાડ ઉપરથી પાંત્રા ઉતારે છે. એક હજાર ચોરસ વારની જમીનમાં ત્રણસો ચારસો ચાએના રોપા થઈ શકેછે; પણ દરેક રોપા અને ઝાડ ઉપરથી અરધાથી દોઢ રતલ સુધી ચાએ નિકળે છે.

ચીનાઓ હંમેસાં પીવાને ચાએ બનાવતી વખતે જોશ ભરેલું ગરમ પાણી કરીને ચાએ દાનીમાં ભરેછે; તેમાં થોડીક ચાએ નાખી તેનું ઢાકણું મજબુત ચાર પાંચ મીનીટ સુધી બંધ રાખે છે, એટલે ચાએનો રંગ પાણીમાં ઉતરે છે. એ ચાએનું પાણી બીજા વાંસણમાં કાહાડી તેમાનાં પાત્રા નાખી દેછે, પણ વધારે અથવા ઓછી મીનીટ પાણીમાં ચાએ રાખ્યાથી તેના ફાયદો બરાબર જણાતો નથી; એટલુંજ નહી પણ પાંચ મીનીટથી વધારે રાખ્યાથી ખુશબોને બદલે પાણીમાં કડવાસ ઉતરે છે. એવી ચાએ બનાવી રાત્ર દિવસ કાચા પાણીને બદલે દુધ, સાકર વગરની મોળી ચાએ ચીનાઓ પીએ છે. જેમ પરદેશીઓ મોટા મોટા ચાએના પ્યાલા ભરીને પીયેછે, તેમ ચીનાઓ પીતા નથી; જ્યારે પાણીની

તરસ લાગેછે. ત્યારે નાની પ્યાલી એક બે ભરીને પીએછે. ઇસવી સનની સત્તરમી સદીમાં યુરોપ ખંડના વેપારીઓ એ પ્રથમ નમુના દાખલ એક સો રતલ ચાએ ખરીદ કરી યુરોપ ખાતે મોકલી હતી; તેનોભાવ ઘણો સારો ઉપજ્યાથી તેઓને મોટો નફો થયો હતો. યુરોપમાં પ્રથમ ચાએ ગયાથી ત્યાના વિદ્વાનોએ તેનો કુદરતી ગુણ પીછાન્યો તે ઉપરથી અનુમાન કરયું કે હરેક માણસ સારી ચાએ પીએ તો તેની તનદુરસ્તીને આશ્રયરૂ આપનારી કેહેવાય છે; પણ નબળા બાંધાનાં માણસે વધારે ચાએ પીધી તો તેની નબળાઈમાં વધારો થાય છે. એવી રીતે યુરોપમાં ચાએની ખુબી જાણ્યાથી હાલતો ફકીરથી અમીર ઉમરાવ પણ સારી અને ઉંચી જાતની ચાએ પીયેછે. તેમજ હિંદુસ્થાનનાં રેહેવાસીઓ તો હલકી જાતની ચાએ વધારે પસંદ કરે છે. એવી રીતે સઘળા દેશાવરમાં ચાએની વધારે ખપતી થયાથી ઇસ્વી સને ૧૮૬૩નાં જુન મહીનાથી ૧૮૬૪ના મે મહીના સુધી ચીનનાં અને જાપાનનાં સઘળા દેશોથી આસરે ૧૫૪૬૮૩૦૦૦ પંદરકરોડ, છેતાળીસ લાખ, તેયાસી હજાર રતલ ચાએ યુરોપ ખંડનાં અને હિંદુસ્થાનનાં સઘળા દેશખાતે ખારકસોની મારફતે ગઈ હતી.

રેશમ=ની ઉત્પત્તી ઇસ્વી સનની ૨૬૦૦ વરશ અગાઉ "હવાનતી" શાહાનશાહા ની "સીળીનશી" નામે શાહાનશાહ જાદી હતી, તેની ચાતુરીએ રેશમ ઉપજાવવાની નવી યુક્તિએ રેશમ બનાવ્યું હતું, પણ "હવાનતી" શાહાનશાહે તો નવા રેશમનું કાપડ વણવાની હીકમત સોધી હતી. હાલ રેશમ ઉપજાવવાનું કામ ત્યારથી ચીનાઈ રાજ્યનાં નાનકીન, પીકીન અને કહકીયન એ સંસ્થાનોમાં નાની ઉમરની શાહાનશાહા જાદીઓ, અમીર ઉમરાવોની, અમલદારોની અને રેહેવાસીઓની સ્ત્રીઓ છેળો મહીનાનો એક દિવસ ઠરાવીને રેશમનો નવો પાક કરવાને વાસ્તે ધર્મ ક્રિયા અને મેજબાનીઓ કરે છે. તે દિવસે સેતુરનાં ઝાડ ઉપરથી રેશમના કીડા પકડેછે, અને તેને માહુવજ્જાથી ઉછેરવાને સઘળાઓ એક બીજાને મદત કરેછે. સરકારી અમલદારો રેશમની વૃદ્ધી કરાવવાને બનતી મદત સઘળી સ્ત્રીઓને કરે છે. એ કીડા રાખવાને હેલાવદી

જગ્યા કરી ત્યાં સઘળી સ્ત્રીઓ પોત પોતાના રેશમના કીડા લઈ જઈ સંભાળથી રાખે છે. એ કીડાને વારંવાર આગકમાં સેંતુરનાં પાંત્રા મુકી તેની માહવજત રાખવાને પોતે અને દાસીઓ રાખે છે. કીડાઓ પાંત્રા ખાઈને પુષ્ત થાય છે; એટલે પોતાના શરીરમાંથી તાંતણા કાહાડી આરેક જેવી દડીઓ કરે છે, તેમાં પછી પોતે ભરાઇ બેસે છે. તેઓનો પતંગીઆં થવાનો વખત આવે એટલે તે સ્ત્રીઓ દડીઓને કાહાડીને ગરમ પાણીમાં અથવા નીમખમાં નાખે છે, એટલે રેશમની દડી માહેના ગરીબ કીડા મરણ પામે છે; ત્યારે તેમાં બંધાયલું રેશમને કાહાડી લઈ ગરમ પાણીમાં ખાર નાખીને સાફ કરેછે. એવી રીતે રેશમને સફાઇદાર કરી રેટીઆ ઉપર ચહડાવી તેનો લાંબો સફાઈદાર તાર છુટો કરે છે. દર વરસે જુન મહીનાથી તે બે મહીના સુધી રેસમ ઉપજાવેછે. કીડાયો પતંગીઆ થયા પેહેલા રેશમની દડીઓને ઝાડ ઉપરથી ઉતારે નહી તો તે અંદરથી રેશમની દડી કરડીને પતંગીઆના આકારમાં બાહર નિકળી ઉડતા ફરે છે, પછી તે પતંગીઆ ઇંડા મુકે છે. તેના રેશમના કીડા થાયછે, તેને પાળી પોષી મોટા કરી તે રેશમની દડીઓ કરેછે. ઝાડ ઉપરની બધી રેશમ દડીઓ ઉતારતા નથી, તેમાથી કેટલીક દડીઓ પતંગીઆ થવાને માટે રેહેવા દે છે. એ પતંગીઆ આસરે બે ત્રણ હજાર ઇંડા મુકે છે. રેશમની દડી કરડી કીટો નીકળી જાયછે તો પછી તે રેશમ નકામુ થાય છે, એ કરડેલા રેશમનો આખો તાંતણો નિકળતો નથી, તે ફક્ત કટકા કટકા અને છુટાં જેવું હોય છે. તેમા પ્રથમ પેહેલુ રેશમ ઘણુ સારૂ નીકળેછે, તેથી તેની કીંમત પણ વધારે ઉપજે છે; તેમાંથી કેટલુંક રેશમ તો ચીનાઈ રાંજમાં વણાટના કામમાં વાપરે છે. બાકીનું રેશમ યુરોપખંડમાં હિંદુસ્થાનમાં અને બીજા દેશાવર ખાતે ચહડે છે. ઘણું સારૂ રેશમ લાનકીનમાં, સીગહાઈમાં, નીમપુમાં, હેનાનમાં, હાંગકાઉમાં, સીવકીનગમાં, સીયાનગમાં, જાપાન અને બીજા પ્રદેશમાં ગામેગામથી એકઠું થઈ વેપારના

મકે આવે છે. તેના લાનકીન જેવા બંદલો બાંધેછે. કંતાન, મકાઉમાં તો અવલ, દુઇમ, સીમ, સીવળામ, પનઝંમ, ચારમ અને મથાઉ તા- મનું હલકું, ભારી રેસમ આવે છે. તેની પેટી ભરેછે.

સોનું=રૂપું=સોનું ચીનાઇ રાજ્યમાં આવેલી મોટી મોટી નદીઓને કીનારેથી મળે છે. સોનાની નદીને "પાંગતઝીઝીપાંગ, લીકીગકુ, ચાંગ- ચાંગકુ," અને બીજી નદીઓને કીનારેથી સોનાની રજ ગરીબ ચીના- ઓ લાવે છે, તે ચીનાઓ પોતાનાં નજીકના ગામોમાં જઈ સોનીને વે- ચે છે. એટલુંજ નહી પણ આસ્ટ્રેલીઆ, સીદની તરફ કેટલાએક ચી- નાઓ હંમેસાં આવજાવ કરેછે ત્યાંથી સોનાની રજની પોટલી બાંધીલા- વી ગામેગામ જઈ સોનીઓને વેચેછે. સોનીઓ તે સોનાની રજને સાફ કરી તેના પાના, તરેહ તરેહના દાગીનાં બનાવી તે ઉપર પોતાના નામ- ની છાપ મારે છે; પણ સુંચાઉ, ફુંચાઉ, શંઘાઈ, નીંમપુના સોનીઓ તો લગડી બનાવે છે. હાંગકાંગમાં, કંતાનમાં મકાઉમાં સોનાનાં પાનાને રૈ- ટીઆ જેવા સાચામાં દબાવી જીલડ બનાવેછે; પણ કંતાન મકાઉના સોની- ઓ જે પાના કરી વેચે છે. તેઓની પેહડી જુની છે, અને તેઓ હંમેસાં વેચવી વખતે દર ટેલ દશ પંદર દોકડાં વધારે લેછે. એ સોનીઓ જુના કીછેંગને નામે વરતાએ છે; તેના બનાવેલા સોનાનાં પાનામાંકોઇ વેળા- એ ફેર પડતો નથી. હાંગકાંગમાં સોનીઓ પાના બનાવે છે તેમાં કેટલીક વખતે દશ વીસ ટચનું સોનુ ઓછુ નિકળે છે. રૂપું તો કોચીન ચાયેના, પાસે "ધનાન" નામની જમીનમાંથી એને નદીઓને કીનારેથી રજ પુષ્કળ મળે છે. તે ચીનાઓ લઇ જઇ સોનીઓને વેચે છે. તે સોનીઓ રજને સાફ કરી હોડીના ઘાટનાં રૂપાનાં ગટ બનાવે છે. એ રૂપામાં ઘણી દગલબાજી જણાતી નથી. કોઇ વેળાયે રૂપામાં સોનુ તાંબુ હોયછે. હાંગકાંગમાં સોનીઓ નવી પેહડીઓ કરે છે તેઓ સારી આબર મેળવવાને પ્રથમ સોનું બરાબર ટચનું બનાવે છે પણ સારી આબરૂનો તે સોની જણાયા પછી ચટાવાળાની માફક એક બે રાળને ગા-

પહેલેથી સોનું આપવાનુ સાટું અગાઉથી કરવા લાગે છે. તેમાં હંમેસાં નફો થાય તો બરાબર સોનું આપે છે; પણ એવી રીતે સોદા કરવામાં નુંકસાની થવા લાગી તો કેટલાક દિવસે નુંકસાનીનો બદલો વેપારીઓ પાસેથી વાળવાને દગલબાજી કરેછે. તે એવી રીતે કે સોનાનાં પાના એક સો ટચના આપવાની બોલી હોય છે તેને બદલે હેસી નેવું ટચ સોનાનાં પાના બનાવી ખરીદ કરનારાઓને આપી તેના નાણા સો ટચના થઇ ગએલા ભાવે લે છે. એ દેશમાં પરદેશી વેપારીઓ વીસવાસુ હોય છે તેથી તે વેળાએ સોનાની તજવીજ કરતા નથી, ફકત ચીનીઓ પાસેથી "સીફ્યોરછાપ" લખાવી લે છે. તુરત જે સ્ટીમર જતી હોય તેમાં તે સોનાને બાકસોમાં ભરી ઇંગ્લંડ, હિંદુસ્થાન ખાતે મોકલી આપેછે. તે ગયા પછી એ સોનાની દગલ બાજી તે દેશમાં તુરત માલમ પડી તો ટંકશાલની મારફતે સોનાનો ટચ કહડાવી તેના ઉપરીની સરટી ફીકેટ મેળવી ચીનખાતે મોકલે છે; પણ ચીન ખાતે સરટી ફીકેટ ગયા પછી તે સોનીની પેહેડી સલામત હોવા છતાં પુરતો વાજબી જવાપ આપતા નથી. અંદર ખાનેથી ચીનાવોની મારફતે ઓછો વધતો કઉરો કરી વાંધો માંડી વાળેછે.

ફટકી=ચીનાઈ ગજનાં ચીહલી નામની જમીનમાંથી નિકળે છે. એ જાણસ મેલાં પાણીમાં નાખી તે પાણી સાફ કરવામાં, દવાઇનાં કામમાં કપડા રંગવામાં, કાગળો ઉપર શફેદી લાવવામાં વાપરે છે એટલુંજ નહી પણ કાંચ અને ધાતુનાં સાંધા જમાવવાને ફટકી ઉકાલીને બેહુ છેડાની વચમાં તેનો રસ ગરમા ગરમ રેહેડયાથી તે રસ જમીને મજબુત થાય છે. એ જાણસનો ખપ ચીનમાં થાય છે, તેમ યુરોપમાં અને હિંદુસ્થાનમાં પણ થાય છે; એની કીંમત ઘણી હલકી હોય છે માટે પીકલનો એકથી દોઢ ડાલર બેસે છે.

કપુર=કાવાનગસી, ફહકીયન, ફારમોસાનાં કેટલાક જંગલમાં મોટા મોટા ઝાડ થાયછે. એ ઝાડ પોતાની જાતે એટલુ તો મોટું થાયછે કે તેના થામલા, ભાંગવડીઆ, પાટીઆ બનાવી મોટી મોટી હ-

પેલીઓ, બારકાઓ, પેટીઓ અને ઘર શણગારનો ખુબસુરત સામાન બનાવે છે. એ ઝાડની ડાંખળીઓ માંથી અને પાંત્રામાંથી ગુંદર જેવી ચીકાશનું પાણી નિકળેછે. કુમળા ડાંખળાઓ, પાંત્રાને પ્રથમ પાણીમાં ઉકળવડાવ્યાથી તેમાંનો ગુંદર જેવા પાણી સાથે પીગળી જાય છે; પછી તે ડાંખળી અને પાંત્રા કાહાડી નાંખી મટોડીના મોટા મોટા વાસણોમાં તે ચીકણું પાણી ભરે છે. ત્યાર પછી મુળાયમ સાની મટોડીને સફાઈદાર કરીને ગુંદરનાં પાણી સાથે કાલવે છે; અને થોડા થોડા લાબંડનાં વાસણમાં ભરીને આસ્તે આસ્તે બુઝે છે. એટલે ચીકણો ચીખલ આસ્તે આસ્તે સુકાય છે. એવી રીતે પુરતો ચીખલ શુકાયાથી દાણાદાર કપુર થાયછે. એકપુર બનાવી કાચોનેકાચો ચીનાઈ મોટા શેહેરોમાં ચીનાં વેપારીઓ વેચવા લાવે છે. એવો કપુર જાપાનથી પણ આવે છે. યુરોપખંડમાં કપુર ગયાથી તેને પકાવી દવાઈના કામમાં વાપરે છે અને હિંદુસ્થાનમાં ત્યાથી તેને પકાવી ધર્મની ક્રિયામાજ વાપરે છે.

ફટાકા=ચીનાઇ ગજનાં ગામડામાં ગરીબ ચીનાઓ આતશબાજીનો પ્રબંધ દારૂ બનાવી શકે છે, તેમાંથી થોડોક લઈ પાતળા કાગલની ચીપના છેડા પર મુકી દીવેટની પેઠે વણી એક બીજા કાગલોનાં છેડા સાથે લપેટે છે. એવી રીતે ઝીણા જાડાં ફટાકાં બનાવીને હજારો પેટીઓ ચીનના અંદરના ગામો માંથી મોટા શેહેરોમાં વેચવા આવેછે.

ખાંડ=શાકર=ચીનની અગ્ની કોણે આવેલી શર્વે જગ્યાએ પુષ્કળ શેરડી ઉપજેછે તેને ચીનાઓ "ચે" કેહેછે. એ શેરડીનાં રોપા તૈયાર થાયછે તેને કાપી રેટીઆ જેવાં સાંચામું ડબાવી તેને પીલી કાહાડે છે; એટલે તેમાંથી પુષ્કળ પાણી જેવો રસ નિકલે છે. મોટા વાસણમાં શેરડીનો રસ ભરી ભટી ઉપર મુકી આસ્તે તાપે જોશ આવવા દે છે, એટલે તે ઉપર મેલાં ફીણ આવે છે, તે કાહાડી નાખે છે: પછી જે થોઓ રસ જાડો થાય છે, તે લાલ ખાંડ, ગોળ કેહેવાય છે. લાલ ખાંડને સફેદ કરવાને પાણી અને હાડકા, ચુનો કે જનાવરનું લોહી નાખીને

મેલ સાફ કરે છે; એટલે શફેત ખાંડ થાય છે. શાકર કરવાને ખાંડની ચાસણી મોટા મોટા વાસણમાં કરી ફુગતા પીપમાં ભરી ગરમડતાં મુકે છે એટલે તે માંહેથી કાકવી ઝરી જાઇ તે ચાસણીના દાણા બાઝી રેહે છે.

હિંગળો=એ દવાઈનાં, ઈમારતો રંગવાનાં અને બીજા કામમા આવે છે. ચીનનાં "ચેસલી" નામની જમીનમાથી પારો નિકસે છે. તે પારામાં પ્રમાણ સર ગંધક અને બીજી વસ્તુ મેળવી ભઠીમા પકવવા મુકે છે તે કેટલાક દિવસે તૈયાર થાય છે, તેને કાચો હિંગળો કે છે, તેને બીજી મેળવણી કરી કેટલાક દિવસ સુધી ભઠીમા પકાવી બારીક વાટે છે એટલે લાલ ચોળ હિંગળો થાય છે, તેના પડીકા બાંધી દેશો દેશ પુષ્કળ જાય છે સુરતમાં કાચો હિંગળો પેહેલા પુષ્કળ બની ચીન તરફ જતો હતો તેને ચીનાઓ પકાવી પડીકા વાળી દેશોદેશ મોકલાવતા હતા. હાલ એ વેપાર બંધ પડેલો છે.

પરચુરણમા=તજ બાદીયાન, સુરોખાર, સોમલ, મુરબ્બો, ચોપચીની પીતલ પાના, કાપુર બરાસ, કુલીનજ, બાબુની કારીગરી, બંગડી, સોનમખી, અને બીજી તરેહ તરેહની અનેક જણસો ચીનના ફુહકીયન, કોચીનચાયેના, સીયામ, શીગાપોર, મોરીશ, અને પીનાંગમા વેપારને માટે ગામડાઓથી બનીને જાય છે

---

## અફીણની પરખ અને વેપાર.



બંગાળી અફીણ એટલે પટણા, બનારસના નામે ઓળખાય છે, પણ તેના તોપના જેટલા મોટા ગોળા હોય છે. બંગાળી અફીણની ઉત્પત્તી અંગ્રેજ સરકાર તરફથી બંગાળા પ્રાંતમા થાય છે. ખસખસના રોપા તૈયાર થાય છે પછી તેના દોડાને સાંજે ચાર ચાર પાંચ પાંચ કાપા મુકે છે, તે કાપામાથી રસ ઝરીને બાહાર નિકળે છે, તેને શહવા-

રના પોહોરમાં ચપુની ધારે લુછી લે છે. એ પ્રમાણે બધે ખસના ડોડાં માંથી રસ નિકળે છે ત્યાં સુધી કાપા મુકે છે. એ રસને કાહાડીને એકઠો કરી તેમાં બીજી મેળવણી કરીને ચાર ચાર પાંચ પાંચ રતલનાં ગોળા બાંધી તે ઉપર બારદાનને માટે એજ રોપાના પાંત્રા સાથે મેળવણી કરીને ગોળા ઉપર પડ ચહડાવે છે. એ પડ સુકાયાથી ચામડાના જેટલું કઠણ થાએ છે. ત્યાર પછી તેને પેટીઓમાં ભરી તેની સાથે વજનનો આકડો અને અફીણનો શરકારી ઇન્સપેક્ટર તપાસ કરીને જેટલા ટચ અફીણ ઠરાવેલું હોય તેની સરટી ફીકેટ મુકી પેટીઓ બંદ કરે છે. એટલુંજ નહી પણ કલકતાની સરકારે અફીણનો નવો પાક થયાથી બંગાળી નવા અફીણ જેટલાં ટચ ઉતરયું હોય તે અને દર પેટીનું વજન જાહેર અખબારની મારફતે છપાવેછે. એ સઘળી પેટીઓનો વીભાગ પાડીને દર મહીને સરકાર સરખા ભાગે જાહેર લીલામાં કરી વેચેછે. જેટલી પેટીઓ દર લીલામમાં વેચવી હોય તે પણ છપાવે છે. લીલામમાંથી પેટીઓ વેપારી ખરીદ કરી ચીન તરફ પ્રથમ પીનાગ, શીંગાપોરમાં થોડી ઘણી મોકલે છે અને બાકીની પેટીઓ ચીન તરફ જાય છે. એ પેટીઓ ચીના વેપારી ખરીદ કરતી વખતે પેટીને ઉઘેડી પ્રથમ તેની માહેની શરટી ફીકેટ અને ગોળા તપાસે છે. ગોળામાં ચીનાને શખ ઉપજ થાય તો તેને જોખેછે, અથવા લાંબો સોયો ભોકીને પાછો ખેચી કાહાડે છે, અને તે ચીકની સોરમ લેછે. ચીના વેપારીઓ બંગાળી અફીણ ખુશબોથી તુરત ઓલખી કાહાડેછે એટલુંજ નહી પણ ખોટા, ખરા, સારા, નરસા માલની પીછાણ કરે છે.

એનાં સોરમમાં કે ગોળાના વજનમાં જરા ફેર માલમ પડેતો તુરત ને પેટી ઉપર ચીનાઓ વધારે ચક લાવી એ અફીણ ખામી ભરેલું ગણેછે. બંગાળી અફીણની આસરે ચાળીસ પીસતાળીસ હજાર પેટી ચીન ખાતે જાય છે. તેમાંથી પીનાગ, શીંગાપોરમાં આસરે આઠ દસ હજાર પેટી દર વરશે ખપેછે. બાકીની પેટીઓ ચીનના સઘળા ગામને ના

હાગકાગમા જાય છે ત્યા વેચાણ થઈ માહેના દેશોદેશ જાય છે, તેમા કંતાનમા ચાર પાચ હજાર, મકાઉમા દસ બાર હજાર, અમોઈમા એક હજાર, ફુચાઉમા ત્રણ ચાર હજાર, શેઘાઇમા સાત આઠ હજાર પેટીનો ખપ થઈ સઘળા, ચીનને લગતા દેશોમા જાય છે. બંગાળી અફીણ વેચનારને એટલુ તો સેહેલ પડે છે કે જેમ હરેક મલણી ચીજ વેચતા વિલબ લાગતો નથી તેમ એ અફીણ વેચનારને વિલબ લાગતો નથી. એક તરફ બંગાળી અફીણની પેટી આપે છે, બીજી તરફ અફીણ ખરીદ કરનાર નાણા આપે છે.

માળવી અફીણ મુબઇથી ચાળીસ હજાર પેટીને આસરે ચીનમા જાય છે તેમા દરેક પેટીમા પોણા પોણા રતલને આસરે ગોટી હોય છે. અને થી કેટલાક વેપારી પારસી, અંગ્રેજ દાકતરો માળવા અફીણને પારખીને તે પેટીમા પરખ કરનાર પોતાની ચગ્ટીફીકેટ નાખેછે, તે પેટીઓ ચીના અને અંગ્રેજ વેપારીઓ ખરીદ કરે છે, તે વેળાએ મુંબઈના દાકટરોની ચગ્ટીફીકેટ ઉપર વીસવાસ લાવતા નથી. કેમકે માળવા અફીણમા કેટલાક વેપારીઓની દગલબાજી થી એ માલની બીનકુલ આબરૂ રહી નથી. એ જણસ. ઇદોર, પાટણ, રતલામ, મદસોર, પાલી, મારવાડ, અને ગુજરાતમા થાય છે મારવાડમા અને ગુજરાતમા જે વેપારી અફીણનો ચીક વેચાતો લે છે તે વેળાએ માળવા અફીણનો ચોખો, ચીક ખરીદી તે ચીકની બનાવટ કરી મુબઈ લાવનાર વેપારીઓ અફીણના છોતાના સુકા પાત્રાનો ભુકો, અગસ્તીનુ તેલ, રેતી, ચીકણી મટોડી, ખાંડ, એલીઓ, આટો અને બીજી જણસો ભેળીને તેની ગોટીઓ બાધે છે, તેમા ફક્ત અફીણનો ચીક સેકડે ચાળીસથી સાઠ ટકાનો ભાગ છે બાકીની ભેળવણી કરે છે એવી રીતે નવી નવી ભેળવણી કરી તેની ગોટીઓ બાધી અત્રે મોકલે છે. મુબઈમા માળવી અફીણ ખરીદ કરનાર વેપારી કે પારખનાર દાકટરને ચોખાવી નમુનો આપે છે, તે વેળાએ નવી ભેળવણીનુ તો તાકીદે પાણી થઇ રહી જાય છે,

પણ જુનું અફીણ થયું એટલે બરાબર તે પીગળી શકતું નથી. કેટલાક મારવાડના વેપારી ચીકમાં ખાંડ પુષ્કળ મળેછે તેથી વધારે ખાંડની મેળવણીનું પીગળાવતી વખતે ખાંડનું પાણી થઈ અફીણનાં પાણી સાથે તાકીદે પીગળી જાય છે. પાછું તેને સકત કરતી વખતે ટચ સાથે ખાંડની ચાસણી થઇ કઠણ થાય છે; એવી મેળવણી વાળા અફીણમાં દર સેંકડે વીસથી ત્રીશ ટકા ચીક હોયછે. બીજી મેળવણીને પેઠે ખાંડની મેળવણી અફીણમાંથી જુદી પડતી નથી માટે ચીનાઓ એવા અફીણને રૂપીયાના પાવલે પણ ખરીદ કરતા નથી. એવી રીતે માળવા અફીણમાં દીન ઉગતે જુદી જુદી દગલ બાજી ભરેલી મેળવણી થાય છે, તેથી એ માલની બનાવટ હલકી ગણાય છે. માળવા અફીણની ખપત દરવરસે શીંગાપોરખાતે ૫૦ થી ૧૦૦ પેટીનો છે. મકાઉમાં શીકાર માલનો ૧૦૦ થી ૨૦૦ નો, કંતાનમાં શસ બંધ ૫૦૦૦થી ૬૦૦૦ પેટીનોછે. અમાઈ સ્વટાઉ, અને ફારમોશામાં ૧૦૦૦ થી ૨૦૦૦ શાગ માલનો છે. ફુચાઉમાં શસ બંધ ૫૦૦૦ થી ૭૦૦૦ પેટીનો છે. સેંઘાઇમાં શીકાર માળવાનો ૨૦૦૦૦ થી ૨૫૦૦૦ પેટીનો છે. સઘળું માળવા અફીણ પ્રથમ સીંગાપોર થઈ હાંગકાંગમાં આવી વેચાણ થઈ અથવા મરબાર ઉપર લખેલાં ઠેકાણે ખાતે રવાનાં થાય છે. માળવા અફીણની તપાસ કરનાર ચીનાઓજછે. હરેક વખતે ચીનાઓ અને અંગ્રેજ વેપારીઓ ખરીદ કરેછે પણ ઉત્તર તરફની નદીઓનું પાણી બંધાયાની અગાઉ અને એ પાણી પીગળવાની વેળાયે જોરથી ખરીદી નિકળે છે તે વેળાયે ભાવમાં વધારો થાય છે. ચીના વેપારી તો પોતે અફીણને તપાસે છે; પણ અંગ્રેજ વેપારીની તરફથી અંગ્રેજો હોય છે ખરા પણ તેનાં વિસવાસુ ચીનાઓની મારફતે વધારે તપાસ થાય છે. દરેક વખતે માળવા અફીણનો શોદો કરવાની અગાઉ દર પેટી ઉઘેડી તેમાંથી ત્રણ ત્રણ ગોટીઓનાં ચોથા ભાગથી જગક ઓછી કાપી તેને તોખીને તેમાં પાણી નાખી ઉકાળે છે, અને તે બરાબર એક રસ પાણી સાથે મળી ગયા-

થી ગાળવાના કાગળોમાં અફીણનું પાણી એક ધારે ગાળી કાહડે છે. ત્યાર પછી તે પાણીને પાછું કડણ કરી બીજે દીવસે સુરજનાં કીરણે અફીણનો રંગ જુવે છે, તેને પાછો તોળીને અજમાસ કાહાડી તે અફીણ કેટલા ટચ બાકી રહેલું હોય તેની ખુસબો અને સ્વાદ જુવે છે. એવી રીતે સઘળી પ્રકારે અફીણ બરાબર ઉતરે તો તેનો ભાવ ઠેરવે છે અથવા કંઈ પણ તેમાં જુજ ખામી નજર આવે તો માલ પરમાણે કડદો કરી તેનો ભાવ કરે છે. એ માલ વધારે ખામી ભરેલો નજર આવે તો નમુનાનુ અફીણ લઈ ચાલતી પકડે છે; અગર નકી સોદો થયો તો દરેકપેટી તોળતી વખતે બીજા ત્રણ ત્રણ કટકા પેટીમાંથી કાપી ફરીથી તેની તપાશ કરે છે, તેમાં જે સારો માલ નિકળે છે તે પેટીઓ તોળી લે છે; પણ બીજી ખામી નજર આવે તો તે પેટી પડતી મુકેછે. અંગ્રેજ વેપારીઓની ખરીદી નિકળે છે તે વેળા દલાલો ભાવ ઠગવે છે એટલે તેના પરખનાર દાકટર ઉપર નમુનો લેવાનો અને જે ચીનાઈ લતાને વાસ્તે અફીણ લેવું હોય તે સઘળું લખી મોકલે છે. તે અંગ્રેજ દાકટર આવી પોતાનાં વેપારીને જે ચીનાઇ ગામમાં અફીણ મોકલવાનો વિચાર હોય તે દેશને વાસ્તે દરેક નિશાનની પેટીમાંથી નમુના લઇ જઇ પકાવી જોય છે. અફીણની તપાસ કરતાં તે દેશાવરના ખરનો માલ હોય તો બીજે ત્રીજે દિવસે આવીને પેટીઓ તોળી લેછે, માલ ધણીને ખરીદ કરનાર ઉપર પોતાની રસીદ આપી પેટીઓ ઉપાડી જાય છે; એટલુંજ નહી પણ ખરીદ કરનાર ઉપર તપાસી લીધેલા અફીણની જાત, ટચ, રંગ સવાદ અને તેના સઘળાં ગુણ દાકટર લખી મોકલે છે.

---

## દલાલો.

ચીનમાં અગાઉથી ચીના દલાલો છે, પણ હાલ કેટલાક અંગ્રેજ, પારસી, ખોજા, વોહોરા અને મેમાણ દલાલી કરેછે; તેઓની મારફતે હરેક માલ, અફીણ, સોનું, રૂપું, અને હુંડીનો વહીવટ થયાથી તેઓની દલાલી સારી ચાલે છે. તેઓને ઘણું કરી એક તરફથી વેચનાર દલાલી આપે છે; પણ કેટલાક ને તો બેહુ બાજુએથી દલાલી મળે છે. જે વખતે સ્ટીમર આવવાની અથવા જવાની વકી હોય તે વેળાએ દલાલીનું કામ કેટલાકનું ઘણું સારૂ ચાલે છે ત્યારે તે દલાલો ખુરશી ઉપર બેસી તે ખુરશી ચીનાઓ પાલખીની રીતે ઉપાડી એક રસ્તેથી બીજે રસ્તે અને બીજે રસ્તેથી ચહડાણ ઉતરાણ ઉપર દોડા દોડી કરે છે.

---

## બેંકો.

પ્રથમ ચીનમાં ઓરીયનટલ બેંક નિકળી હતી. ત્યાર પછી આ સરવે બેંકો જુદા જુદા નામની મરકનતાલ, ચારટર, આગરા, કમરસીયલ, સેન્ટરલ, હિંદુસ્થાન બેંક નિકળી હતી એ સરવે ઇસ્વી સને ૧૮૬૩ માં સલામત હતી. ઇસ્વી સન ૧૮૬૪ માં તો બીજી નવી નવી બેંકોની સાખા એ ટાપુમાં સ્થાપી હતી; પણ ઇસ્વી સન ૧૮૬૫ ની અધવચમાં ખરાબ વખતને લીધે મુંબઈ અને બીજા દેશાવરમાં શેર સટાનો અને રૂનાં ભાવમાં એકદમ ઘટારો થવાથી કેટલીક જુની અને નવી બેંકો નાબુદ થયલી છે. અગાઉ એ બેંકોનો વહીવટ ઘણો સારો ચાલતો હતો ત્યારેએ બેંકો હિંદુસ્થાન, અને યુરોપખંડની સરકાર અને વેપારી ઉપરની હુંડીઓ ખરીદ કરતી હતી, તેમ હિંદુસ્થાન, અને યુરોપખંડની સરકારની

અને વેપારીઓની ચીન ઉપરની હુંડીઓ ખરીદ કરવામા આવતી હતી. એટલુંજ નહી પણ સારી આબરૂના વેપારીઓને લખો ડાલરો તેઓની આબરૂ ઉપર અને માલની જામીનગીરી ઉપર ધીરતા હતા, તેણે કરી વેપારને ઘણું ઉત્તેજન મળતુ હતું.

---

## વેપારની દર વરસે હકસાઇ.

---

બંગાળી અફીણ પાતરીસથી ચાળીસ હજાર સુધી અને માળવા અફીણ પણ પાતરીસથી ચાળીસ હજાર પેટી સુધી એવી રીતે હિંદુસ્થાનથી હેસી હજાર પેટી ચીનને લગતા સઘળા ગામેગામ રવાના થાય છે. એ દર પેટીની વગર હરકતે કીંમત સાતસો ડાલરની ગણિએ તો પાચ કરોડ ને સાઠ લાખ ડાલર ઉપજે છે. તેની દર સેકડે બે ટકા લેખે હકસાઇ ના અગીઆર લાખ વીસ હજાર ડાલર ફકત થાયછે. ડા. ૧૧૨૦૦૦૦

રૂની અગાઉ તો દોહોડથી બે લાખ ગામડી હિંદુસ્થાનથી ચીનના સઘળા ગામે ગામ જતી હતી, પણ હાલતો એક લાખ ગાંમડીનો હસાબ મુકયો તો દર પીકલના ૫ દર ડાલર ગણતાં પીસતાળીસ લાખ ડાલર ઉપજે છે તેની હકસાઇ બેટકા લેખેના . .. ... .. . . . ... ...ડા ૯૦૦૦૦

પરચુરણ માલ હિંદુસ્થાન અને યુરોપ ખંડથી સુતર, ઉન, કાપડ,કંતાન, બનાત, ફલાનેલ, કામળીટ, ધાતુ, કારીગરીની જણસો, કરીઆણુ, અયેગત, સઘળુ મળીને પીસતાળીસ લાખની કીંમતનું ગણીએ તો તેની હકસાઇ બે ટકા લેખેની... ... ડા. ૯૦૦૦૦

ચીનથી હિંદુસ્થાન, અને યુરોપ ખંડ ખાતે રેશમ, ચાએ, ધાતુ, ફટકી, હીંગળો, સાદડી, છતરી, બાદીઆન, તજ, બંગડી, બાંબુની અને બીજી કારીગરીની જણસો, કપુર, ચોપચીની, ફગ-

કા, મુરબ્બા, ખાંડ, સાકર અને બીજો સઘળો માલ એક કરો-ડથી ઓછી કીંમતનો રવાના થતો નહી હશે. તેની હકસાઈ ડા. ૨૦૦૦૦૦

એવી રીતે દર વરસે સઘળા વેપારીઓને ફક્ત હકસાઈની પેદાસ પંદર લાખ ડાલરથી વધારે છે. અને વેપારમાં નફો નુકસાન જુદો જાણવો.

---

## વજન અને ચળણ.

---

ચીનાઓના વજન અને ચળણનો હીસાબ; કે એકટેલનાં દશમાશ, એક માશની દશ કુંદરી, એક કુંદરીના દશ શપાકા એવી રીતે પૈસાનું ચળણ છે. અત્રેનાં સવા ત્રણ તોલાનો એક ટેલ, બાર ટેલનો એક રતલ, સોલટેલની એક કયાટી, અને એકસો કયાટીનો એકપીકલ વજનમાં ગણે છે, એક પીકલનું વજન એકસોને સવા તેતરીસ રતલ થાયછે એવી રીતે માલનો તોલ છે. શાક ભાજી, મેવા, રૂ, અફીણ, સોનું, રૂપુ, ખાંડ, સાકર, ચાહ્ય, રેશમ અને સઘળા માલનું લેવડ દેવડ તોલ બંધ છે.

---

## ચીના ચાકરો.

---

હાંગકાંગ અને ચીનાઈ રાજમાં પરદેશી વેપારીઓને વેપારને અને સઘળા કામ કાજને અર્થે ચીના ચાકરો આબરૂદાર ચીનાની ભળામણે અથવા મોહોની કબુલાતે જામીન ગીરીએ રાખવા પડેછે. સઘળો, વહીવટ ચલાવવાને, જોખમ તપાસવાને એક ચીનો મુનીમ, અને એક ચીનો સરાફ રાખવો પડે-

છે અને બીજા કામને અર્થે ઘરનું કામ કાજ કરવાને પણ ચીના ચાકરો રાખે છે. મુનીમ ચીનાને "માહેપાન અથવા કાંપરાદોર" કહેછે. મુનીમનેઅને સરાફને આઠ દશ ડાલરનો પગાર પરદેશી આપે છે. આ-ફીસના અને ઘરના કામ કાજ કરનાર ચીના ચાકરને પાંચ પાંચ ડાલરનો પગાર આપવો પડેછે. માહેપાન, સરાફ, અને ચાકરો એટલા પગાર ઉપર આધાર રાખતા નથી; પણ પરદેશી વેપારીનો હરેક માલ વેચાય છે તેના નાણાની જામીનગીરીમાં કાંપરદોર રહેછે, માટે માલ ખરીદ કરનાર ચીના પાસેથી માલના નાણા એક સો ડાલરનાં બોતેર ટેલ ચાંદી લે છે અને પરદેશી વેપારીને એકોતેર ટેલને સાત મેસ મુજરે આપે છે, તેણે કરી દર સેંકડે ત્રણમેસ ચાંદી સઘળા ચીના ચાકરોને નફો થાય છે. એટલુંજ નહી પણ પરદેશી વેપારી હરેક માલ ચીનાઓ પાસેથી ખરીદ કરેછે તે માલના નાણા આપતી વખતે પરદેશી વેપારીનો ચીનો મુનીમ એટલે માહેપાન પોતાનું કમીશન ચીના પાસેથી કાપી લેછે. એવી રીતે દરેક મહીને જેટલો નફો ચીના ચાકરોને થાય છે તે સઘળા પોત પોતાનાં ભાગે વેહેચીલેછે.

---

## અફીણ પીનારા ચીના.



ચીનાઓ શ્રીમંત અને ગરીબો વૃદ્ધ અવસ્થાના હોય તેજ અફીણ પીયે છે. કેટલાક જુવાન વ્યસની અફીણ પીવાને શિખે છે. બંગાળી અફીણ પીનાર બંગાળી પીયે છે. અને માળવી અફીણ પીનાર માળવીજ પીયે છે. અફીણને ઉકાળી તેનો કાહાડેલો રસ એક લોખંડની સળી ઉપર થોડો થોડો લઈ બતીની આંચે આસ્તે આસ્તે પ્રથમ સુંઘે છે એટલે તે ફુલે છે તે ફુલેલા અફીણને ચીનાઇ ખડીઆના નળીઆમાં

એક બારીક વીંસ પાડી તે વીંસમાં જુંનેલો ટગ ભગવી, તે ખડીઆના મોહોમાં એક લાંબી નળી ઓસી તેનો બીજો છેડો ચીનાઓ પોતાનાં મોહોડામાં ઘરીને દીવાની જોત ઉપર ખડીઆનું તળીયું કે જેમાં અફીણ નો જુંનેલો ટગ ભરાવેલો હોય તે સળગાવે છે અને નળીએથી તેનો ધુમાડો સુતા સુતા એંચેછે એટલે ચીનાઓને કેફ ચહડેછે અને થોડીક વાર કેફમાં પડી રેહેછે. એવી રીતે શ્રીમંત ચીનાઓ તો પોતાના રેહેઠાણ માં રાત્ર દિવસ વૃદ્ધ અવસ્તાના હોય તેજ પીયે છે; પણ ગરીબોને અફીણ પીવાનું વ્યસન લાગ્યાથી પાયમાલ થાય છે. ચીનાઓને વાસ્તે કેટલાક ચંડુલ પીવડાવનારાઓની દુકાનો છે તે જગ્યાએ જઈને ગરીબો પીયે છે. અફીણ પીવાની લતમાં પ્રથમ ચીના પડે છે, તેને ખુશ કેફ આવે છે; પણ એ કેફ કરવાનું વ્યશન ગળે ચોટયાંથી પીનારનું શરીર તરાઈ જાય છે; અને બેસુધ રેહેછે માટે સંસારી વહીવટ ઉપર તેનું પુરતું ધ્યાન રેહેતું નથી અને અફીણ ઉપર મોટો ખરચ કરી પાયમાલ થાયછે.

---

## રતુ.

---

ચીન દેશનાં સઘળાં પ્રાંતમાં રતું જુદી જુદી વેળાયે વધારે ઓછી ઉત્તર દક્ષિણ તરફના પ્રાંતમાં થાય છે. ચીનાઇ ગજના પાય તખત પીકીંગ શેહેરની આસ પાસની નદીઓનું પાણી ઠંડીના દિવસમાં ડીસેંબરથી મારચ સુધી બંધાઇ જાય છે, તે વેળાયે (થરમા મીટર) પારા યંત્રની મારફતે જોતાં દશથી પચીશ ડીગરી પારો ઉતરેછે, અને ગરમીનાં દિવસમાં ૭૫ થી ૯૦ ડીગરી ચહડે છે. નીગપો, ચુશાન, સેંઘાઇમાંતો ઠંડીમાં ૨૦ થી ૩૦ ડીગરી અને ગરમીમાં ૯૫ થી ૧૦૫ ડીગરી સુધી પારો ઉતરે છે અને ચહડે છે. ચી-

નાની ઉત્તર દિશા કરતા દક્ષિણ દિશાની જગ્યા ગરમ છે, માટે કંતાન, મકાઉ અને હાંગકાંગની આબો હવા વધારે તનદુરસ્તી ભરેલી છે તેમા કંતાન નદીના કીનારા ઉપર છે, માટે તેમા સરદીની અને ગરમીની અસર વધારે જણાય છે, પણ હાંગકાંગ, અને મકાઉ સમુદ્રને કીનારે આવ્યાથી ચીનાઈ ગરજના કંતાનથી વધારે ફાયદા ભરેલી આબો હવા છે એ હાંગકાંગ કરતા મકાઉની આબો હવા સારી છે. એ ગામના કેટલાક રેહેવાસી મોટી ઉમર સુધી હયાતી ભોગવી તનદુરસ્ત જણાય છે હાંગકાંગ, અને મકાઉમા ઉન્હાળાની રૂતુ એપ્રેલથી સરૂ થાયે છે એટલે ઝાડ ઉપરથી જુના પાના ખરીને નવા આવેછે. દીન ઉગતે હડીમા ઘણેરો થઈ ગરમી જણાયછે, પણ જ્યારે ગરમી પડયાથી કોઇ કોઈ વેળાએ વરસાદ આવેછે અને આસમાન મેઘલુ રહી ગરમ ધુમસ પડે છે, તેથી સઘળા આમ રસ્તા ઉપર, હવેલીની દીવાલો ઉપર અને જમીન ઉપર પાણીનો થર જણાય છે, એટલુંજ નહી પણ રેશમી, સુતરાઉ, ઉનના પોશાક ઉપર અને કાગળો, બુકો, લાખંડ કામ ઉપર સરદીની અસર થાય છે, જુન મહીનાથી તે આગસ્ટ સુધી સકત ગરમી પડે છે તે વેળાયે પારા યત્રમા ૯૦ થી ૯૫ ડીગરી પારો ચહડે છે ત્યારે માણસો ગરમીથી ઘણો કંટાળો આયછે, પણ જોર ગરમી પડયાથી વા વરસાદ અને કડાકા ભડાકા સાથે વીજળીના ચમકાટ થઈ તોફાની પવન નિકળે છે, એવી રીતે ઘડી ઘડીમા જુદો જુદો દેખાવ નજરે પડેછે જુનાઇ મહીનાથી તે અક્ટોબર સુધી કોઇ વેળાએ એવોતો પવન જોરથી નિકળી આવેછે કે સમુદ્ર કીનારે અને સમુદ્રમા મોટુ તોફાન થાય છે કોઈ વરસે એટલુ તો મોટુ "તાયફુન" એટલે તોફાન થાય છે કે તેનો દેખાવ આગમચથી સમુદ્ર એડનાર ચીના પીજાની બારકસોની અને પોતાની જીદગીની સભાળ કરવાને રેતાળ વાળી અને મોઈ આગાની જગ્યાએ બારકસો લઈ જઈ જાન માલનો બનચાવ કરે છે, પણ દુર સમુદ્રમા ગયના બારકસોનો સંભાળ ઈશ્વરના તાબામા રહેછે તોફાની બનાવ બન્યાથી સમુદ્રમા

અને નદીઓમાં હજારો બારકસોની, લાખો જાનની, અને કીનારા ઉપરની હવેલીઓની નુકસાની તો થયા વગર રહેતીજ નથી.

તોફાન નિકળવાની સરૂવાત થાય છે એટલે પ્રથમ ઉત્તર તરફથી આસતે આસતે સુસવાટ કરતો થોડી થોડી ઘડીએ પવન ફુંકે છે, એવી રીતે પવન ફુંકતાં જેમ વિલંબ થતો જાય છે તેમ તેમ તાકીદે વધારે અવાજ નિકળે છે, સમુદ્રનું પાણી ગરમ થઈ જોરથી મોજાં ઉઠી મધુર ઘુઘવાટ કરેછે. પ્રથમ પવન ઉત્તરમાંથી નિકળતો હોય તે આસતે આસતે ફરીને ઉત્તર પૂર્વ દિશાની વચ્ચેથી ફુંકે છે. તોફાન જેમ વધારે થતું જાય છે તેમ પવન ફરતો ફરતો દક્ષિણ પુર્વ દિશાની વચમાંથી ઝપાટા, સપાટા સાથે અવાજ કરતો જુજ વરસાદ અને વગર વરસાદે આવેછે. એવી રીતે ભય ભરેલું તોફાન ઉઠ્યું તો મોટી નુંકસાની થાય છે. તોફાન બે ત્રણ વરસે તો જરૂર એ દેશમાં થાય છે. મોટું તોફાન નિકળે છે તે વેળાએ મોટા સમુદ્રમાં જઈ નિકળેલા ચીનાઓ "વાયુ દેવની માતાની મૂરતિ" જે હયનાન શેહેરમાં ઉંચા દેવળમાં છે. તે દેવીની માનતા કરે છે કેમકે એ તોફાની પવનથી સંકટમાં આવેલા હોય તેઓનો બચાવ થાય.

ઠંડી, ગરમી અને વરસાદની રૂતુઓનાં હિંદુસ્થાનમાં ચોકસ દાખલા મળે છે તેમ ચીનમાં હરેક રૂતુમાં ગરમી, ઠંડી કે વરસાદ જુદો જણાતો નથી પણ ગરમીને ઠંડી જણાય છે. સપ્ટેંબરથી ઠંડી અને સરદીની સરૂઆત થાય છે તે ડીસેંબર મહીનામાં જોર ઠંડી પડેછે તે વેળાએ જુદા જુદા દેશમાં પારાયંત્રની મારફતે જોતા ૧૦ થી ૬૫ ડીગરી સુધી પારો રેહેછે; પણ દિવસના સુરજનો તડકો પડયાથી પારો ઉપર ચહડેછે અને રાત્રે ધુમસ અને ઠંડી હવા નિકળ્યાથી પારો ઉતરે છે. ઠંડીનાં દિવસમાં ઘણાક જાડા ગરમ કપડાનો કે રૂનો કે ચામડાનો, પોશાક પેહેરી શરીરનો બચાવ કરવો જરૂરનો છે; કેમકે હરેક માણસના શરીરને સરદીની અસર લાગુ પડી તો ભાગ્યેજ તે પાછો તનદરો-

સત થાયછે. એની ઠંડીની રૂતુ મારચ મહીના સુધી ચાલેછે. વસંત અને પાનખર રૂતુ થવાથી કોઇ વેળાએ ઉત્તર પૂર્વ દિશાનો જોર પવન નિકળી વરસાદ આવી કંતાનની નદીમાં પુર આવેછે તે વેળાએ કંતાન, વાંપુવામાં અને મકાઉના બાગમાં અતિશય પાણીનું જોર થાયછે. એટલામાં જો ઉત્તર તરફની મોટી નદીઓનું બધાયલું પાણી પીગળીને એકાએક જોરથી આવી કંતાનની નદીમાં મળ્યુ તો એકે દમ વધારો કરેછે. એ પાણીનો પુર એવોતો ઝડપથી વધી પડેછે કે તેની કંતાન, વાંપુવામાં. અને મકાઉનાં બાગમાં એ પાણીની અસર થઇ નુકશાની થાયછે; પણ હાંગકાંગમાં એ પાણીથી નુકસાની થતી નથી.

---

## પરદેશી વેપારીઓના ગુમાસ્તા.

યુરોપખંડના કેટલાક વેપારીઓના ગુમાસ્તા પોતાના દેશમાંથી ચીનમાં આવેછે, તેઓને આવવા જવાને ખારકસનું નુર, ખોરાકી અને પગાર માલિક આપેછે તે ગુમાસ્તા પ્રથમ મોટા ઉપરીના હાથ હેઠળ વેપારનું અથવા સરકારી કામકાજ કરેછે. ગુમાસ્તો હુશીયાર હોયતો થોડા વરસમાં તેની ચંચળાઈ માલેકને માલમ પડછે કે ગુમાસ્તો વહીવટને લાયકછે તો તે ગુમાસ્તાને માલેક પોતાના વહીવટમાંથી થોડોક ભાગ આપવાનો ઠરાવ કરી બીજે ગામ અથવા તેજ ગામના મોટા વહીવટનુ કામ સોંપેછે. યુરોપખંડના ગુમાસ્તાને તેડાવી પ્રથમ સઘળા વહીવટમાં ગુમસ્તા તરીકે અગ્રેજ ગણેછે અને તેને હુશીયાર કરીને મુખ્ત્યારીનું કામ સોંપેછે, કેમકે યુરોપથી ગુમાસ્તાઓને આવતાં જતાં અને ખોરાકીનો મોટો ખરચ થાયછે, માટે પોતાના હાથ તળે જે દેશમાં વહીવટ ચલાવવો હોય તેજ દેશના રહેવાસીઓને કામકાજ કરવાને ગુમાસ્તા

રાખેછે, તેથી ગુમાસ્તા તરફનો આવવા જ્વાનો અને ખોરાકીનો ખરચ બચેછે.

હિંદુસ્થાનના વેપારીઓનાં મુનીમો અને ગુમાસ્તા હિંદુસ્થાનમાંથી નાના મોટા પગારે ત્રણ ચાર વરસની મુદતે ચીન તરફ જાયછે. કેટલાક ગુમાસ્તાનો પગાર, આવવા જ્વાનો બારકસોનું નુર અને ખોરાકી પોશાકીનો ખરચ માલિક ઉપર હોયછે. કેટલાક માલિકતો બારકસનું નુર, ખોરાકી, ને પગાર આપેછે અને પોશાકીનો ખરચ ગુમાસ્તા પોતાના પગારમાંથી કરેછે. ચીન ખાતે ગુમાસ્તા ગયા પછી શ્રીમંતોની રીત એક બીજાની ૮૫ ૭૫ જોઇ, પરદેશી વેપારીની આબરૂ પરમાણે અને ચીનદેશના રેવાજ પ્રમાણે ગુમાસ્તાને વરતવું જોઈએછે. તે વેળાએ પોશાક સારો પેહેરવો જોઇએ, તેમ ન કરેતો વેપારીની અને તે ગુમાસ્તાની અપકીર્તી થાય, એટલું જ નહીં પણ ત્યાં જનાર ગુમાસ્તાના સ્વભાવમાં ફેર પડી ગરીબાઈને બદલે શ્રીમંતીનો સ્વભાવ થાયછે. એવી રીતે નીતિ મારગે ચાકરી કરતાં મુદત ભરાઇતો પોતાને વતન આવેછે, તે વેળાયે સોભીની જણસ લેવાનો અને પોશાકી માલિક તરફથી ન મલી હોયતો સમજો થયેલા ખરચનો હિસાબ ગણેતો થોડા પગાર વાળાની ચાકરીનો પગાર ખરચમાં બાદ થઇ માલિકનો દેવાદાર થાયછે. ચાકરીનો પુરતો પગાર હોય તોજ એ દેશમાં જઇ ચાકર નીતિને માર્ગે થોડીક પેદાશ કરેછે. ગુમાસ્તાની કે મુનીમની મુદત પુરી થવાથી ચીનથી હિંદુસ્થાનમાં પાછો આવેછે, તે વેળાએ પોતાના માલિકની ચાકરીમાં સારી નરસી ચાલ ચલાવી હોયતે બતાવેછે. ગુમાસ્તાની ભલી સોચના માલિકને જણાઇ હોયતો લાયક ગુમાસ્તાને બીજી ચાકરીની જગ્યા આપેછે; પણ કેટલાક માલિકતો ભલા ભુરા ગુમાસ્તાને બરતરફ કરેછે. કેટલાક વેપારીની પેહેડીઓ ઉપર નવાનવા મુનીમ જાયછે તેનો મીજાસ એટલાતો વધી પડેછેકે હરેક હાથ હેઠળના ગુમાસ્તાને સંકટ ભોગવવું પડેછે, એવી રીતે માલેકો થોડા પગાર

આપવાના લાભે જુના ગુમાસ્તાને કાહાડી નવા ગણેછે. માલેકોતો એવું સમજેછેકે ઓછો પગાર આપ્યાથી એટલો ફાયદો થયો પણ બાતેનમાં શિખાઉ ગુમાસ્તાથી કેટલી નુંકસાની થાયછે તેની સમજ પાછળથી પડેછે.



## આફીસનો વખત.

યુરોપ ખંડના અને હિંદુસ્થાનના વેપારીઓની આફીસમાં સવારના દશ કલાકેથી સાંજના ચાર પાંચ કલાક સુધી વેપારનું કામ કાજ ચાલેછે પણ યુરોપ અને હિંદુસ્થાન ખાતે જતી મેળ સ્ટીમરનું કામ મેળને ટાંકણે નિકળેછે તે વેળાયેતો બે ત્રણ દિવસ અને આખી આખી રાત્રસુધી કામકાજ ચાલેછે તેમાં માલ વેચવાનું ખરીદ કરવાનું, હુંડી પતરી લેવાનું, વેચવાનું સઘળું કામ આફીસમાં બેઠાં બેઠાં થાયછે. હરેક માલ લેવો હોય તો ચીના ચાકરો અને દલાલો નમુના લાવેછે, ભાવ ઠરાવેછે. સારૂં થયુતો ચીના વેપારીને હુકમ કીધાથી સઘળાં દાગીના તૈયાર કરેછે એટલે ખરીદ કરનાર પરદેશી વેપારીનું એક માણસ જઈ થોડાક દાગીના કાઢી તેના નમુના સાથે મેળવી વજન તપાસે છે. બરાબર માલ હોયતો ચીના વેપારીઓને માલ ચહડાવવાનો હુકમ કીધાથી બારકસોમાં ચીના વેપારી માલ ચહડાવી આપેછે. હરેક માલ વેચવો હોયતો ચીના વેપારી આવે તેને વખારમાંથી નમુનો આપ્યાથી તે વેપારીને પસંદ પડયો તો તેનો ભાવ માલેક ઠરાવી ગુમાસ્તા તોળી આપેછે, તે વેળાયે ચીના ચાકરો વજન કરી આપેછે. પરદેશી અને ચીના ગુમસ્તા તોલના આંકડા લખેછે. હુંડી વેચવી, લેવી હોયતો દલાલો માલેક સાથે ભાવ ઠરાવેછે તેનાં નાણા મોકલવા હોયતો ચીના

ચાકરો સાથે મોકલીને હુંડી મંગાવવાને અથવા પાછળથી નાણા આપવા લેવાની કબુલાત હોય તો હુંડી એક બીજાને મોકલી આપેછે. એવી રીતે હરેક કામ આફીસમાં બેઠાંબેઠાં થાયછે. વખતેબીજા દેશાવરમાં માલ ખરીદ કર્યો હોય અથવા વેચ્યો હોયતો તે ગામમાં જવું પડેછે. હરેક સંદેસા અને વાતચીત વેપાર બાબદ કરવી હોયતો ચીના ચાકરો સાથે ચીઠી લખી મોકલેછે. તેનો જવાબ સામેવાળો લખી આપેછે. યુરોપ ખંડના કેટલાક વેપારીની આફીસ રેહેઠાણમાંજ હોયછે, અને કેટલાકનું રેહેઠાણ આફીસથી વેગળું હોયછે. હિંદુસ્થાનનાં સઘળા વેપારીની આફીસ રેહેઠાણમાંજ હોયછે.

---

## પરદેશીનો ખોરાક.

——oo——

યુરોપ ખંડના અને હિંદુસ્થાનના રેહવાસીઓ સહવારના ચાહ અને થોડોક ખોરાક ખાય છે અને દશ કલાકે ખાનું ખાઇ આફીસમાં કામ કાજે બેસેછે. સાંજના ચાર કલાકે ચાએ પીઈ થોડોક ખોરાક ખાય છે અને રાત્રે આઠ કલાકે ખાનું ખાઈ તે ઉપર સૂવા જાય છે. માંસ ખાનારાઓને માંસ મળે છે અને શાક ભાજી ખાનારાને તરેહ તરેહની શાક ભાજી મળે છે. અનાજમાં ઝીણા ચોખા, તુવેરની દાળ, કોઠોળ અને ઘીઇ તો મુંબઇથી અને કલકતેથી મંગાવવું પડેછે અથવા ત્યાં વેપારીઓ એવી જણસો વેચવા રાકલે છે તેની પાસેથી લેછે.

## પરદેશીનો પેહરવેશ.

ચીનમાં સરદ હવા હોવાથી ગરમ ઇજાર, સટાકીન, મજબુત તળી-
ના જોડા પેહેરવા પડેછે. શરીર ઉપર ૨ ભરેલું અને ગરમ કાપડનું કે
ચામડાનું બદીઆન, ડગલો પેહેરવો પડે છે. હાથના આંગળાને વાસ્તે
ગરમ હેનડ મજોઆની જરૂર પડેછે. એવી રીતે શરીરને ગરમી આપના-
ર પોશાક ન પેહેરયો હોય તો પગના તળીઆંને કે કલેજાને સરદી લાગી
તો જાનથી હાથ ધોવા પડેછે, વાસ્તે મોટી કીંમત કપડાં ઉપર ખરચીને
વધારે જાડા અને ગરમ કપડાં લેવા પડે છે. જેમ જેમ વધારે ઠંડી
પડે તેમ તેમ એક એક કપડું વધારે પેહરવુ જોઇએ તેમ કરવામાં આ-
ળસ કરેતો સરદીના દરદથી દુઃખી થાય. હિંદુસ્થાનના વેપારી અને
ગુમાસ્તા માથે પાગડી પેહેરેછે; પણ તેના રસોઇઆ તો એ ખાસી ટોપી
પેહેરેછે.

---

## પરદેશીનો ફુરસદનો વખત.

ચીનમાં પરદેશીને ફુરસદનો વખત સહવારના અને સાંજના મળે
છે. તે વેળાએ કેટલાક સહવારના અને કેટલાક સાંજના ખુલી જગા-
માં, ચીનમાં અને કેટલાક પાહાડની ચરાણ ઉપર ફરવા જાય છે; પણ
ઠંડીના દિવસમાં તો જેમ બને તેમ વધારે અને ઝડપથી મંજલ કરેછે,
તેથી શરીરને મેહેનત પડી ગરમી આપેછે, માટે ઠંડીની અસર વધારે
જણાતી નથી. હંમેસાં ઠંડીના દિવસમાં માણસનું લોહી બરોબર ફર-
તું નથી તેથી શરીરને મેહેનત આપીને લોહી ફરતું રાખેછે તો
શરીમાં ગરમી થાયછે અને તનદુરસ્તીમાં વધારો થાયછે. હરેક દેશમાં

ઠંડીના દિવસમાં માણસોએ વધારે મેહેનત કરવી જોઇએ, પણ ઠંડીના સમાતે જરૂર શરીરને વધારે મેહેનત આપવી, સારો ખોરાક ખાવો જોઇએ, કે ઠંડીની અસર શરીરને થાય નહી. કેટલાક ફુરસદની વખતે એક બીજાના મિત્રોને રેહેઠાણે જાયછે, બીલીયર રમેછે અને કેટલાકતો નવા નવા પુસ્તકો વાંચેછે.

---

## પરદેશી ગુમાસ્તાઓને લાભ.

પરદેશી વેપારી હરેક ગુમાસ્તાને ચાકરી રાખતી વખતે તેનાં લખતમાં વેપાર કરવાની બંધીનો દસ્તાવેજ કરેછે, તેણે કરી નીતિવાન ગુમાસ્તે એ લખી આપેલા લખત પ્રમાણે ચાલેછે, અને કોઈ પરકારે ચીનમાં ગયા પછી પોતાનો વેપાર કરતા નથી. માલેકો અથવા મુનીમોના હાથ તળે ગુમાસતા રહી માલેકના અથવા મુનીમના હુકમ પરમાણે નામુ લખવાનું કે, વખારમાં ચીના ચાકર સાથે જવાનું કે, બારકસો ઉપર જવાનું કે બીજું હરેક કામ તાબે થઈ તેની મરજી પરમાણે કરવું જોઇએ. ઉપરીનાં હુકમથી ઉલટો ચાલવાને કે, નીતિથી બીજો લાભ ગુમાસ્તો કરી શકતો નથી, તેમજ નીતિવાન ઉપરી પણ પગાર ઉપરાંત અંગત ખાતે બીજો લાભ મેળવી શકતો નથી. યુરોપ ખંડના ગુમાસ્તાનો પગાર પોંડને હસાબે હોય છે, અને તે ગુમાસ્તો ચીનમાં આવ્યાથી તેને ખરચ ડાલરોને હસાબે કરવો પડે છે. ત્યારે તેને વધારે અચુરતી લાગતી નથી, કેમકે પોંડના ચારડાલર ઉપરાંત થાય છે. હિંદુસ્થાનનાં ગુમાસ્તાનો પગાર રૂપીઆને હસાબે હોયછે, અને તે ગુમાસ્તાને ચીનમાં ગયાથી, ખરચ ડાલરોને હસાબે કરવો પડે છે તે વેળાએ હસાબ ગણતાં એક ડાલરના સવા બે રૂપીઆનો ગણે છે

તથી હિંદુસ્થાનના ગુમારતાનો પગાર ચુકતી વખતે ચાકરીનો પગાર અને ચીનનો ખરચ ગણતાં થોડા પગારના ગુમાસ્તાની ખાતરી થાય છે. કેટલાક તો ચાકરીનો પગાર ખરચીને માલેકના દેવા દાર થાય છે. હિંદુસ્થાનના વેપારીઓને ચીન ખાતે ગયલા ગુમારતા ઉપર શક ઉપજ થાય છે કે મોટી રકમ નાણાની લાવેલો હશે; પણ નીતિવાન ગુમારતા ઉપર તો એવું તોહોમત રેહેછે એટલું તો ચોકસ છે કે ચીન તરફ ગયલા ગુમારતાને સારા કપડાં, આગક, ફળ ફુલ અને શ્રીમંતોની સંગત ની જરૂર પડે છે, તેણે કરી તેના સ્વભાવમાં અને નીતિમાં વધારો થાય છે.

---

## ધોબી.

હાંગકાંગમાં પરદેશીના કપડાં ધોવાને ચીના ધોબીઓ છે તેઓ દરેક માણસના અથવા વેપારીઓની પેહેડીના ઉપરીના અને ગુમારતાના, રસોઇઆના, સઘળાઓનાં કપડાં ધોવાની આલીએ પગાર ઠરાવે છે; જે દિવશે મેલા કપડાં ધોબી લેવાને આવે છે તે દિવસે ધોબી અને વેપારીનો ચીનો ચાકર બેહુ જણ પોતાની બુકમાં સઘળાં મેલાં કપડા લખે છે ત્યાર પછી ધોબી લઇ જાય છે. એ ધોબીઓ ઝરાનાં મીઠા પાણીમાં ચીનાઇ ખાર, સાબુ, ચીકાકાઇથી કપડાંને ખાફ્યા વગર સુતરાઉ, ઉનના, અને રેશમી કપડાંને ઘણા સફાઇદાર એવાતો ધોય છે કે તે ધોબીની વખાણ કરવી જોઇએ. કપડાંને ધોઇસ્ત્રી કરીને ધોબીઓ લાવે છે, તે વેળાએ પરદેશીના ચીના ચાકરની ચોપડી સાથે ધોબીમેળવી પોતાની ચોપડીમાં જોઇ ઉપરીના, દરેક ગુમારતાના કપડાં વગર નીશાને કાહાડી આપેછે એસી રીતે ચીના ધોબીઓ હુશીયારીથી પોતાનું કામ બજાવે

છે, અને કપડાં ઉપર બીજાઓમાંના નીશાન અગ્રેના ધોબીની પેઠે એના ધોબી કરતા નથી.

---

## દરજી

——oo——

હાંગકાંગમાં પરદેશીઓનાં કપડાં બરાબર બેસતાં ખોડ ખાપણ વગરનાં ચીના દરજી શીવેછે. હરેક પરદેશીનો પ્રથમ પેહેલો પોશાક વેતરવો હોયતો મોટો કાગળ અથવા પાટીઆના નમુના લાવીને પોશાકની બરાબર લંબાઇ, પોહળાઇ, જાડાઇનો નમુનો તૈયાર કરીને દરજી પોતાની ખાતરી કરેછે. તે નમુનાની બરાબર કાપડના કટકા કાતરી તે પોશાક પેહેલા દોરવીને પોશાક પેહેરનારના શરીરમાં બેસતો કરી ખોડ ખાપણ હોયતે કાહાડી સીવેછે. તે પોશાકની સીવણ એવીતો બારીક અને બેવડી રીતે મજબુત સીવેછે અને તે ઉપર ઝીણા બખીઆ વખાણવા જોગ ભરેછે. એટલુંજ નહી પણ ગોદડી, સુજની, તકીઆ તળાઇની ખોલ એવીતો સીવેછે કે તેનો છેડો કે સાંધો, ઉલટ, સુલટ તપાસતાં માલમ પડતું નથી. એક વેળાએ હરેક ગૃહસ્થનો પોશાક તેને સીવ્યો એટલે તેનું નામ ઠેકાણું પોશાકની લંબાઈ, પોહાળાઇની સાંધે સાંધ દરજી બુકમાં લખી રાખે છે. બીજી વખતે તેજ ગૃહસ્થનો નવો પોશાક સીવવો હોય તે વેળાયે પોતાની બુકમાં લખેલું હોય તે પરમાણે વેતરે છે; પણ એટલું ગૃહસ્થને પુછે છે કે આગલા સીવેલા પોશાકથી નવા પોશાકની લાંબાઇ પોહોળાઇમાં ઓછું વધતું કરવું છે કે તેની બરાબરજે વેતરું? એવી રીતે ગૃહસ્થની મરજી લઇ કાપડ વેતરે છે. ચીનાં દરજીની વેતરવાની રીત ઘણી ડાહાપણ ભરેલી છે કે હરેક કાપડ રદ થતું નથી.

---



હજામ અને ગૃહસ્થ

## મોચી.



હાંગકાંગમા પરદેશીને પેહેરવા લાયક ઘણા સરસ બુટ ચીના મોચી બનાવે છે. દરેક પરદેશીના પગના બુટ જુદી જુદી તરેહના બનાવવાને એક વેળાએ પગની લંબાઈ, પોહોળાઈ, ઉંચાઈ ભરી લઈને પોતાની બુકમા નોંધી રાખે છે. જેવી રીતના બુટ બનાવવાને પરદેશી ફરમાવે તેવી ઢબના બનાવી લાવે છે, પણ એક વખત પરમાણુ આપ્યાથી તે બુટ ઉંચાતો બેસતા બનાવે છે કે પેહેરનારના પગને ચાલતી વખતે કળતર થતી નથી, એટલુંજ નહી પણ જ્યારે નવા બનાવવા હોય, ત્યારે ફરીથી પરમાણું આપવુ પડતુ નથી. ત્યાં બુટ મજબુત તળીના બનાવે છે કે પેહેરનારને રસ્તે ચાલતા પગના તળીઆને સરદી લાગતી નથી.

---

## હજામ.



હાંગકાંગમા પરદેશીઓની હજામત કરવાને ચીના હજામો છે. એ હજામોની પેહેડીમા કેટલાક માણસોની ટોળી થઈ પરદેશી વેપારી સાથે પગારનો બંદોબસ્ત કરેછે. તેમા માલિકની, સઘળા ગુમાસ્તાની અને રસોઇ કરનારની વખતે વખત ઠેકાણે આવી હજામત કરે છે. એટલુંજ નહી પણ ચીનાઇ રાજમા વેપારના મથકે તે હજામની પેહેડી રાખેલી હોય છે તે ઠેકાણે પરદેશી પેહેડીવાળાના માલેક અથવા ગુમાસ્તા ગયાથી તેના વખત પ્રમાણે જઈ હજામત કરે છે. એવી રીતે સઘળે ઠેકાણે થોડા થોડા માણસો રાખી પરદેશી વેપારીઓની ચાકરી કરે છે. ચીના હજામનો સારો પોશાક દેખાવના માટે હજામત કરવાનો સામના

ઝબાની અંદર પેટઆગળ બાંધી રાખે છે; પણ ગરીબ ચીનાઓની હજામત કરનાર ચીના હજામ કાવડ લઈ રસ્તે રસ્તે ફરે.

---

## ભાગ પાંચમો.

---

### મકાઊ.

——00——

હાંગકાંગથી સમુદ્રને મારગે આસરે ચાળીસ મૈલની વેગળાઈ એ મકાઉનો બેટ ચીનના સમુદ્રના મુખડા આગળ સપાટ જમીન ઉપર આવેલો છે. એ બેટની વસ્તીને સમુદ્રની તનદુરસ્તી ભરેલી આબો હવા મળે છે. એની આજુ બાજુએ કેટલાક વિચિત્ર દેખાવના પાહાડો છે. એ બેટને ચીના લોકો "ગાવમુન" કેહેછે; પણ પરદેશીઓ તો મકાઉ કેહે છે. એ બેટની હદ લંબાઇએ ભરેલી છે; પણ પોર્તુગીઝ સરકારની હસ્તક પાંચ સાત મૈલ જણાય છે. એ બેટ ચીનાઈ રાજના તાબામાં આગાઉ હતો પણ પોર્તુગીઝ લોકોનો વેપાર ઇસવી સને ૧૫૧૭ થી ચીન ખાતે ચાલુ થયાથી મકાઉનું ફરાગત બંદર હોવાથી બારકસો વીસામો એ બંદરમાં કરતાં હતાં. એક વેળાએ સમુદ્રમાં તોફાન થયાથી બારકસ માહેલો માલ ડામીજ થયો, માટે ચીનાઈ સરકાર પાસેથી મકાઉની જમીન માલ સુકવવાને બાહાને માંગી હતી. તે વેળાએ પોર્તુગીઝો એ કેટલાક છાપરાંબાધી ત્યાં રહ્યા હતા, પોર્તુગીઝ સરકારનો પગ દંડો એ જગાએ થયો માટે કેટલાક માલ ભરેલા, લડાયક બારકસોની આવજાવ થવા લાગ્યાથી ચીનની સરકાર સાથે અનબનાવ થયો હતો. આખરે મકાઉ બેટ પોર્તુગીઝ સરકારે દરવરસે પાંચસો ટેલ બાડે ચીનની સરકાર પાસેથી લીધો હતો. તે વેળાએ ચીનાઓની વસ્તી થોડી હતી; પણ

ટાપતો મોટું અને રળીઆમણું શેહેર બનેલુંછે. એ શેહેરને સમુદ્રમાર્ગે સઘળી તરફ ઘણાક રસ્તાછે, તેણે કરી દેશો દેશની આવ જાવ થાયછે. મોટી મોટી હવેલી એવીતો ખુબસુરતછે કે ચીનાઇ રાજમાં અને વખાણાયના હાગકાગમા પણ એવી રૂપની હવેલી દીસતી નથી

---

## ગામનો દેખાવ.

——oo——

મકાઉનું બારૂ, ચીનના મહાસમુદ્રના નાકા ઉપર છે, તેને આગલે કીનારે તરતા પાણીમાં લાંબોને લાંબો બાંધેલો રસ્તોછે, તે પગથા ગગડાને નામે ઓળખાયછે, પણ એ બાગમા સમુદ્રનુ જોર વધારે હોવાથી કોઇ બારકસ ત્યા ઠરી શકતુ નથી. કીનારા ઉપર મોટી અને એક સરખી ખુબસુરત હવેલીઓની હાર સોભેછે તે સમુદ્રમાંથી જોતા રાજદરબારી મેહેલની હાર દીસછે. તે રસ્તે સાંજની વખતે રેહેનારીઓનો મેળો ભરાયછે, વાજીંત્ર વાગેછે માહેલી તરફ ગયાથી મોટા રોમન કથોલીક ધર્મના દેવળોછે. અને સુકયાની નાના મોટા રસ્તા તો પથરની લાદીઓથી જડેલાછે. પોર્ટુગીઝોની હવેલી મોટા કીલા જેવી છે. કેટલાક ચીનાઓનુ રેહેઠાણ તો છાપરામાજ હોયછે. શ્રીમંત ચીનાઓ વખાણવા જોગ હવેલીમા રેહેછે. અફીણનુ સટ્ટા બજાર, જુગાર બજાર, મોભીતા સામાનનુ બજાર, કાપડ બજાર ખુરદાનુ બજાર, ખીજો માલ અને શાક ભાજીનુ બજાર જુદે જુદે ઠેકાણે સોભાયમાનછે.

---

## પેરાયા ગરાડી.

——oo——

મકાઉનાં આગલા બંદર કીનારે આસરે બે મૈલ લાંબો અને પચાસ ફુટ પોહોળો પાણીથી દશ પંદર ફુટ ઉંચો પથરની લાદીઓથી મજબુત બાંધેલો રસ્તો છે. તે ઉપર સાંજથી તે રાતના બાર વાગાસુધી સમુદ્રની હવાને માટે રેહેવાસીઓનો મોટો ભાગ ત્યાં ફરવા આવેછે. એ રસ્તે અને શેહેરમાં કચરો ઉપાડનાર ફરતા નથી તોપણ હમેસાં રસ્તા સફાઈદાર રેહેછે. સમુદ્રમાં ભરતી થવાથી એ રસ્તાની ઉપર સમુદ્રનું પાણી આવતું નથી તેમ ઓટ થવાથી જમીન પણ દીસ્તી નથી. ઇસ્વી સન ૧૮૬૨ માં તોફાન થયું હતું તે વેળાએ એ રસ્તાઉપર આસરે ત્રણ ફુટ પાણી ચહડી આવ્યું હતું.

——

## ક્રીલ્લા.

——oo——

મકાઉની આજુ બાજુએ ટેકરી ઉપર ઘણાક ક્રીલ્લા બાંધેલાછે તેની સંભાળને માટે બબે ચારચાર સોલજરો દરેક ક્રીલ્લામાં વાસ કરી રાખેછે, પણ મોટો ક્રીલ્લો જે પરાયા ગરાડીનાં નાકાની ટેકરી ઉપર આવેલોછે તેમાં આસરે ત્રણસો ચારસો સોલજરો રેહેછે. તેઓને સહવારના ચાવલની કાંજી એક એક ટીનપાટ ભરીને આપેછે, બપોરનાં પાંઉ અને માંસ, આપેછે, સાંજના પકાવેલા ચાવલ, માછલી, કે માંસ આપેછે. ગામની રખેવાળીને વાસ્તે દર રોજ સહવાર, સાંજ જુદી જુદી ટુકડી ઠેકાણે ઠેકાણે અને ક્રીલ્લામાં વાસ કરતી ઉભા રેહેછે. કેટલાક બેકાર સોલજરો વાંકી ટોપી માથાઉપર મુકી ગરીબ રૈયતને, રસ્તે રસ્તે સતાવેછે.

——

## ઈમારત.

——o——

મકાઉ ગાંમ મધે પોર્તુગીઝોની ઈમારતો ઘણી સોભાયમાન, મોટી મોટી હોયછે, તેની લંબાઈ પોહોળાઇ બસો ચારસો ફુટની હોયછે. તેની કીલા જેવી મોટી ભીત, આઠ દસ ફુટ પોહોળાઇની અને ઉંચા દરવાજા, દાદર પથરની લાદીથી ચણેલા હોયછે. માળ ઉપર જઈ જોઇએ તો પાંચ પચીશ મોટા મોટા ઓરડા, બારી, બારણા ખુબસુરત દેખાવના હોયછે. એવી મોટી ઈમારતની અંદર ગયાથી પાંચ દસ માણસની વરતી થોડી જગ્યા વાપરી રેહેછે. બાકીની કેટલીક જગ્યા અને ઈમારતો ખાલીજ રેહેછે. તેનું મુખ્ય કારણ એછેકે પોર્તુગીઝ સરકારનો કાયદો એવો છેકે હરેક પોર્તુગીઝ સરકારની રૈયત હોય તેનેજ ઈમારત ભાડે આપે અથવા વેચાતી આપવી. તેણે કરી પરદેશીનેતો અડચણ પડેછે.

———

## રસ્તા.

——o——

મકાઉની માંહેલી તરફ ગયાથી મોટા, નાના રસ્તા પથરની લાદીઓ જડેલા અને તેની વચમાંથી બગર પાણી સમુદ્રમાં નિકળી જવાને ગટરો બાંધેલી છે, તે ઉપર આડી લાદીઓ મુકેલી હોયછે. તે ઉપરથી ચાલી જવાને સઘળાં માણસોને સાવચેતી રાખવી પડેછે કેમકે પથરની લાદી ઉપરથી ચાલતાં કેટલાકતો પડી જાયછે. ગામની બાજુએ બાંધેલી દીવાલની બાહાર બેનર અને બાગ બગીચા તરફ ગયાથી લાલ મોરાડીના ખુબસુરત સફાઇદાર રસ્તાછે. એ રસ્તામાં ગાડી ચાલતી

નથી ચીનની સરકારનો આદર્શન આવ્યાથી. ગોરા ઉપર બેસી ફરેછે અને શ્રીમંતો તો પાલખીમાં બેસી ફરેછે.

---

## વાજીંત્ર.

——oo——

મકાઉના પરાયઃ ગરાડીના મોટા કીલ્લાની સાંગે પોર્તુગીઝ લસકરનું બ્યાંડ દરરોજ સાંજની વખતે વાગેછે. તે વેળાએ રેહેવાસીઓની ઠઠ મળેછે. તેમાં અજવાળી રાત્રેતો રાતના બારવાગા સુધી ધુમ મચી રહેછે. કોઇ કોઇ દિવસે ગામની માંહે હથીયાર બંધ લસ્કર, વાજીંત્ર વગાડતા, ગીશ ફરવા નિકળેછે, તે વેળાયે હજારો ચીના તેની આગળ પાછળ દોડતા ફરેછે.

---

## મીઠા પાણીના ઝરા.

——o——

મકાઉના અને બીજા આજુ બાજુના મોટા પાહાડોછે, તેમાંથી હંમેસાં મીઠા પાણીના ઝરા ચાલેછે. એ ઝરાનું પાણી પીવાથી માણસની તનદુરસ્તીમાં વધારો કરેછે. મોટી મોટી હવેલીઓમાં, બાગ બગીચાનાં પાણીના કુવા છે, પણ ઝરાનાં પાણી જેવા મીઠાં નથી માટે ઝરાનું પાણી પીવાને વધારે પસન કરેછે.

---

## વનસ્પતિ.

——oo——

મકાઉ અને તેની આજુ બાજુના પાહાડની જમીન હાંગકાંગથી વધારે રસાળ છે, તેથી કેટલીક જાતની વનસ્પતિ ચીનની બીજી જમીન માં ઉપજતી નથી. તે સઘળી જાતની શાક ભાજી અને મેથીની ભાજી, ફુલ, આંબા, અને તરેહ તરેહના ફળ, કંદમૂળ, અને બીજી ઘણીક, વનસ્પતિ ઉપજેછે.

---

## પારસીના દખમાની જગ્યા.

——o——

મકાઉની વસ્તીની બાજુએ આસરે એક મૈલની વેગળાઇએ એકાંત અને સમુદ્ર કીનારે પારસીના દખમાની જગ્યા વખાણવા જોગ કરેલીછે. તે જગ્યાએ જઇ જોઇએતો કેટલાક બેહેસ્તી ગૃહસ્થોની ખુબસુરત પથરે ઊંચી ઊંચી ચણેલી કબરોછે. તેના ઉપર સોભીતા અક્ષરે મરણ પામેલા ગૃહસ્થોના નામ, જનમ મરણનો દીવસ કોતરેલા હોયછે. તેની પાસે પાહાડમાંથી મીઠા પાણીનો ઝરો નિકળેછે, તેણે કરી આજુ બાજુએ લીલી હરીઆળિ ઉગી નિકળે છે. એ જગ્યા એવીતો ઠંડક અને આસાએસની છેકે કેટલાક હયાત ગૃહસ્થો પણ તે જગ્યાની આસપાસ જઈ બેસવાની ખુસી રાખેછે.

---

## ભાર બોજ.

---

મકાઉમાં ભાર બોજ ઉપાડવાને ગાડાંનથી. હરેક વજનની જણસ લાવવી લઇજવી હોયતો મજુરો ખાંધ ઉપર ઉપાડી જાયછે. મજુરો મકાઉના પાછલા બંદરેથી સેંકડાં દાગીના, અફીણની પેટીઓ, નગદીના બાકસો, એક મૈલની વેગળાઇથી મુકાદમના હુકમે માલ ધણીઓની તપાસ ન હોવા છતાં વેપારીની પેહેડીએ અને રેહેઠાણે પોહોચતા કરેછે, તેમાં એક પણ દાગીનાનો ફેર પડતો નથી. જેવારે હરેક વેપારીનો માલ આવે તે વખતે વેપારીનાં નામનાં બાંબુના કટકા ચીના મુકાદનો મજુરોને દાગીના દીઠ આપેછે. તેથી બરાબર માલના દાગીના અને નગદીનાં બાકસો પોહોચતા કરેછે.

---

## કીનારેના માછીમાર.

---

સધળા બેટો અને પાહડોને કીનારે ચીનાની વસ્તી વસેલી હોયછે, તે લોકો માછલાં પકડવાનાં જાળાં રાખેછે. એ જાળાંને ચારે છેડાએ બાંબુ બાંધેછે; પણ તેના બે છેડાએતો વજન બાંધી પાણીમાં નાખેછે. અને ઉપર રાખવાના બે છેડાને લાંબી લાંબી દોરીઓ બાંધેછે એવી જાળીને હોડીમાં નાખી કીનારેથી થોડેક દુર લઇ જઈ ઊંડા પાણીમાં વજન દાર છેડા પાણીના તળીઆમાં નાખેછે, અને ઉપલા છેડાની દોરીઓ કીનારે લાવી પાહાડ ઉપર ઉંચે લાકડાનો બનાવેલો રેહેંટ હોય તે સાથે બાંધે છે. એ રેહેંટની સાથે દોરી લપેટેલી હોય છે, તેણે કરી જાળાને પકડી રાખેછે અને પોત પોતાના ઉદ્યોગે લાગેછે. કેટલાક કલાક સુધી જાળાને પાણીમાં રાખી રેહેંટ વતી જાળાને કીનારે ખેંચી લેછે

તે વેળાએ જાળાંમાં જે સેટલાં માછલાં આવ્યાં હોય તે કાહાડી લે છે; અને ફરીથી જાળાંને પાણીમાં નાખી આવેછે-એવી રીતે પાહાડી કીનારેથી માછલી પકડનાર પોતાના રેહેઠાણે રહી માછલાં પકડે છે, આજુ બાજુની જમીનમાં ખેતી વાડીનું કામ કરી તેની ઉપજમાંથી ખુસીથી ગુજરાન ચળાવેછે. મકાઉમાં કેટલાક શ્રીમંત અને ગરીબ પોર્ટુગીઝો અજવાળી રાત્રે જાળાવાળી મગયા ગગડીએ પાણીમાં નાખીને આખુ કુટુંબ માછલી પકડવાના ઉદયોગે લાગે છે.

---

## તગા બોટ.

---

મકાઉના બંદરમાં બાગ્કસો ઉપરથી ઉતારૂઓને લાવવા લેઇ જવાને તગા બોટ કામે લાગેછે. એ બોટ પાચ સાત ફુટ લાંબી હોયછે તેનો પાછલો ભાગ ત્રણ ફુટ અને આગલો ભાગ એક ફુટ પોહોળો હોયછે, જેમ કેળ દાડાના લાલ છોતરા નિકળેછે તે આકારે એક છેડો અણીદાર અને બીજો છેડો પોહોળો હોયછે તે શડ ડોળ વગરની બોટ હોય છે. એ બોટોની વચમાં ચીનાની જુવાન એક સ્ત્રી ઉભી રહીને બોટની પાછલી બાજુએ એક હલેસું બગવી રફુરની રીતે હલેસુ ફેરવે છે તેણેકરી બોટ ચાલે છે; પણ જોરથી બોટ ચલાવવી હોયતો બે સ્ત્રી બોટના મુખડા ઉપર બેસી હલેસાં મારેછે. એ બોટની ઉપર બાંબુના ત્રણ ચાર કટકે છાપરાં હોયછે તે છાપરાને એક ઉપર એક ચહડાવી ગએછે જ્યારે તડકો, વરસાદ આવેછે ત્યારે સઘળાં છાપરાથી બોટને ઢાંકી રાખેછે. એ બોટની પાછલી તરફની બેઠકની વચમાં "ચીન ચીન ચાસ"* એટલે દેવસ્થાનની ગોઠવણ કરેલી હોયછે, તેની આજુ બાજુએ ખુસનો, આરસીઓ, પીકચરો, રાખેલાં હોયછે. તે બેઠકની નીચે કપડાં

અને કીમતી જણસ રાખવાને કબાટના ખાના કરેલાં હોયછે. તે માટે વાળી ચીની સ્ત્રીનું રેહઠાણ પણ એજ ભાગમાં હોયછે.

## પાછલું બંદર.

——oo——

મકાઉનું પાછલું બંદર ઘણું ફરાગત અને સ્થીર પાણીનું હરેક બારકસ માલ ભરવાને, ખાલી કરવાને વાસ્તે બંદરમાં આવેછે ત્યારે તે મોટા નાના બારકસ એ બંદરમાં આવી લંગર કરેછે. વેપારીનો માલ હરેક બીજા દેશાવરથી ભરીલાવેલા હોય તે ખાલી કરીને બીજો માલ ભરી અથવા ઉતાર લઇ હંકારી જાયછે

## રાજ દરબાર.

પ્રથમ પોર્ટુગાલના વિદ્વાનો એ હિંદુસ્થાનમાં આવવાનો સમુદ્ર માર્ગની સોધ કીધા પછી, પોર્ટુગાલના અમલદારોએ હિંદુસ્થાનના કેટલાક સમુદ્ર કીનારે આવેલા ગામો એ સરકારે સ્વાધીન લીધા હતાં. ઇસ્વી સને ૧૫૧૬ ના વરસમાં મલાકાથી "પ્રીસટર" નામે એક પોર્ટુગીઝ ચીનાઈ બારકસની મારફતે કંતાનમાં ગયો હતો. ઇસ્વી ૧૫૧૭ વરસમાં વેપારને અર્થે આઠ બારકસનો કાફલો આનડ્રેડ નામે પોર્ટુગીઝ લઈ નિકળ્યો હતો તે કંતાનનાં બંદરમાં જઈ પોહોંતો હતો. એ પોર્ટુગાલના બારકસો કંતાનનાં બંદરમાં ગયાથી ચીનાઇ સરકારને ધાસ્તી લાગી માટે તે બારકસોની આજુ બાજુએથી ચીનાઇ સરકારના અમલદારોએ ઘેરો નાખ્યો હતો. તે વાંધાનુ સેવટ આવ્યા પછી કેટલીક વખ

તે વેપારમાં હરકત થઇ હતી, ઇસ્વી સન ૧૫૫૮ ના વરસમાં પોર્તુગીઝ વેપારીઓનો માલ ડામીજ થયાથી તે સુકાવવાને મકાઉની જગ્યા ચીનની સરકાર પાસેથી માગીને તે ઉપર માલ સુકવવાને બાહાને છાપરાં બાંધી રહ્યા હતા. તે જગ્યા અને અંદર પોર્તુગીઝોને પસંદ પડયાથી ચીનની સરકાર પાસેથી દર વરસે ૫૦૦ ટેલ આપવાની બોલીએ ભાડે લીધું હતું; તે વેળાએ મકાઉમાં ચીનાની વસ્તી ૨૫૦૦૦) અને પોર્તુગીઝ ૫૦૦૦ હજાર હતા. પ્રથમ પોર્તુગીઝ સરકારના અમલદારે સારી ચાલ ચલાવ્યાથી વસ્તી, રોનક, હવેલી; વેપાર અને ચાલ ચલણમાં અતી ઘણો શુધારો કીધો હતો; પણ આરતે આરતે પોર્તુગીઝ સરકારનો શકત કાયદો અને અમલદારોની બે પરવાઇ, એલોકોનો વેપાર બંધ પડયાથી આસ્તે આસ્તે એ બેટની રોનકમાં અને વેપારમાં ઘટારો થયો છે. ઇસ્વી સને ૧૮૪૦ માં અંગ્રેજ અને ચીના સરકારને લડાઇ ચાલી હતી, તે વેળાએ અંગ્રેજ સરકારની જીત અને લસ્કરે રેહેઠાણ એ જગ્યા એ કીધાથી સઘળી રીતે તેની સોભામાં પાછો વધારો થયો હતો, અને અંગ્રેજ અને ફ્રેંચ સરકારે મકાંઉમાં રાજનુ મથક રાખવાને ત્રણે સરકારે ઘણીક પરકારે ગોઠવણ કરી હતી; પણ પોર્તુગીઝે કબુલ નહી રાખ્યાથી અંગ્રેજ અને ફ્રેંચ સરકારે તેને છોડી બીજા ગામ વસાવ્યાં હતાં.

---

## ગવરનર.

---

મકાઉનો ગવરનર પોર્તુગાલથી આવે છે, તે સ્વભાવે ભલો, માન ભરેલો હોય તો તેને માન મળે છે. ઇસ્વી સને ૧૮૬૨ ના વરસે જાઈક અવરતાનો એક ગવરનર હતો, તે સ્વભાવે ગીલન સાર, અમલદારો માં અને રૈયતમાં સલાહ સંપ રાખનાર, એ સરકારના હુકમને તાબે રે-

હતો હતો. એટલુંજ નહી પણ અંગ્રેજ સરકાર સાથે મિત્રાઈ રાખતો હતો. ગવરનરનો અને બીજા અમલદારોનો પગાર ઘણો ઓછો હોય છે, તેણે કરી થોડા ખરચે રહી બાહારથી વધારે દીમાગ બતાવે છે. ઈસવી સને ૧૮૬૨ ના વરસમાં રસતમજી બરજોરજી એ મોટી રકમનું હાંગકાંગના વેપારીઓનું, અને બેંકોનું દેવું કરીને મકાઉ આવી રહ્યો હતો, તેનાં માંગનારાઓએ હાંગકાંગની કોરટમાં અરજ કરીને બતાવ્યું કે રસતમજી એ તરકટ કર્યું છે માટે એ રસતમજીને હાંગકાંગની સરકારે સ્વાધીન માંગવો એવા સમાચાર મકાઉમાં ગયાથી તુરત રસતમજીને પકડીને ઉંચા પાહાડના કીલ્લા ઉપર કેદ મકાઉના ગવરનરે રાખ્યો હતો. ત્યાર પછી કેટલાક દિવસે અંગ્રેજ સરકારની મનવાર રસતમજીને લેવા આવી તે વેળાએ મનવારના કપતાનને સ્વાધીન કીધો હતો. એ મનવાર હાંગકાંગમાં જઈ રસતમજીને પોલીસ અમલદારનાં સ્વાધીનમાં આપ્યો હતો. રસતમજીની તથા કપતાન સ્ટાન્ફોર્ડની હાંગકાંગની કોર્ટમાં તપાસ કરી તેમાં તેઓ ગુનેગાર ઠરવાથી તેઓને સખ્ત સજા થઈ હતી; પણ મકાઉના ગવરનરને તો રસતમજીને કબજ રાખવાનું અંગ્રેજ સરકાર તરફથી માન મળ્યું હતું.

---

## કમાન્ડર ઈન ચીફ.

——oo——

મકાઉના લશ્કર ખાતાનો ઉપરી કમાંડર ઈન ચીફ પોર્ટુગાલથી ઈસવી સને ૧૮૬૨ ના વરસમાં નવો આવ્યો હતો, તે સ્વભાવે ઘણો ભલો અને ચંચળ હતો. તે સઘળાં લશ્કરનું ઉપરી પણું ચલાવવામાં અને અમલદારોને વગર કારણે ગામમાં રખડી ચિતને ઇજા કરવા ન દેતો, એટલુંજ નહી પણ સહવારના પરોઢીઆંથી આઠ વાગા સુ-

ચી અને સાંજના ચાર કલાકથી છ કલાક સુધી સઘળા લશ્કરી અમલદારોને ભેળા કરી તેઓને કવાયત આપતો ; અને ગતના નવ કલાકે પાછી હાજરી લઈ, રૈહેઠાણના કીલ્લામાં બંધ રાખતો હતો. એવી રીતે લશ્કરી અમલદારો ઉપર વધારે તકેદારી રાખ્યાથી બદફેલ લશ્કર કંટાળ્યુ. એ સઘળુ લશ્કર એક સંપ થઇ હમેસની રીતે ગતના નવ કલાકે કમાંડર ઈન ચીફ હાજરી લેવા ગયો તે વેળાએ લશ્કરે લડાઇ કરવાનું રણશીંગુ વગાડી હથીઆર બંધ બાહાર નિકળી પડયું. તે વેળાએ કમાન્ડર ધભરાટમાં પડયો અને એ લશ્કરની મતલબ પુછી ત્યારે લશ્કરે રણશીંગાંમાં એ કમાંડરની સામે થવાની મરજી બતાવી, એવી રીતે રણશીંગુ વાગ્યાથી આખા ગામમાં દોડા દોડી થઇ; એટલામાં ગવરનર મેહેલમાંથી પોતે નિકળી મોટા કીલ્લા ઉપર જઇ પોહોચ્યો અને લશ્કરને કબુલાત આપી કે પોર્ટુગાલથી બીજો કમાડર મંગાવીશ અને હાલના કમાંડરનને પોર્ટુગાલ ખાતે પાછો રવાને કરીશ. એ કબુલાત ગવરનરની લશ્કરે કબુલ રાખી સમાધાનીનુ રણશીંગુ વગાડયુ હતુ. ત્યાર પછી ભલા અને ઇમાનદાર, નીતિ માર્ગે ચલાવનાર કમાડરને ચાકરી ઉપરથી પાછો, પોર્ટુગાલ મોકલી દીધો, એ ભલા કમાંડરન ઉપર ઈન્સાફને બદલે બેઈન્સાફી એવી રીતે થઇ હતી

---

## જ્યુડેશ કોરટ.

——oo——

મકાઉની કોરટ અરીણના સઠા બજારની પોંચે છે તેનો દેખાવ ભભકા ભરેલા બાહારથી દેખાય છે. તેમા ગોવાનો પોર્ટુગીઝ જડજ સ્વભાવે ગરીબ અને વૃદ્ધ અવસ્તાનો હતો એ કોરટમાં ઇન્સાફ પોર્ટુગાલની સરકારના ધારા પરમાણે થાયછે. પરદેશી રૈયતને વધારે

છુટ જણાતી નથી. ને ઓએ કાયદાનાં માહીતગાર અને વગ વાળાં વધારે છુટ મળેછે; પણ અજાણ્યા પરદેશીનેતો હરેક વાતે વધારે અડચણ પડેછે. તેમ રૈયતને અને અમલદારોને વાસ્તે શકત કાયદા છે.

---

## પોલીશ માજીસ્ટ્રેટ.

—o—

પોલીશ માજીસ્ટ્રેટ બરનાદીનો નાગે મકાઉનો રેહવાસી છે. તેનો દેખાવ ક્રુર પણ નબળા બાંધાનો છે; એ ધણી વિશે એવું સંભળાય છે કે અગાઉ સમુદ્રનાં ચાંચીઆનો સરદાર હતો, ત્યાર પછી પોલીશ સીપાઇની ચાકરીમાં રહયો હતો. પોલીશની ચાકરીમાં બાહાદુરી બતાવ્યાથી અને લુચાઓની લુચાઇ પકડયાથી તેને માજીસ્ટ્રેટની જગ્યા આપી છે. ત્યાર પછી મકાઉ ગામની લુચાઇ નાબુદ થઇછે.

---

## બંદી ખનું.

—oo—

મકાઉનું બંદી ખાનું અરીણના થડા બજારની પાસે કોરટની હવેલીની બાજુએ છે; પણ તેની ઓરડીઓની મોટી મોટી બારીઓ સરીયામ રસ્તા ઉપર આવેલી છે. તે બારીઓમાં લોખંડના આડા અવળા ખીચો ખીચ શળીઆ ભરેલા છે, તેમાંથી બંદીખાને પડેલા ને આવતા જતા રાહાદારી જોઈ શકે છે; પણ તેની દયા લાવી કંઈ જાસુસ આપી શકાય નહી. એવી બારીઓ રસ્તા ઉપર રાખ્યાથી આવતા જતા રાહાદારીઓ બંદી વાનને ઓળખી શકેછે. એ બંદીખાનામાં દેવાદારોને રાખતા નથી; પણ તકસીર કરનારને ઓરડીમાં કાંઇ

અને પોશાકી સરકાર આપે તો તેની પાસે સખત મજુરી કરાવે છે બંદીવાન ખોરાકી પોશાકીનો ખરચ પોતાની પાસેથી અથવા અતનગના સગાની તરફથી કરે તો તેને મજુરી કરવી પડતી નથી પણ બાધી માગવાની અને હાથની ટપેલીમા કરકા મારવાની સજા દર રોજ થાય છે એવો સખત પોર્ટુગાલની સરકારનો હુકમ તેનાથી કોઈ વેરાએ વીગલા બંદીવાન એ શિક્ષાથી બચેલો નજર આવે છે

---

## કસ્ટમહાઉસ

——oo——

મકાઉના પાછલા બંદરેથી ગામમા આવવાનો કસ્ટમ હાઉસમાથી દરવાજો છે તે દરવાજે કેટલાક સોલજરો હથીઆર બંધ ઉભા રહે છે હરેક માલ, માણસોની આવજાવ કસ્ટમના દરવાજેથી થાય છે એ ગામમા હરેક માલ ઉપર જકાત સરકાર લેતી નથી માટે આવતા જતા માલનો સરકાર પાસેથી પરવાનો લેવાની જરૂર પડતી નથી સરકારનો કર ફક્ત ટપેલીઓની અને જમીનની ઉપજ ઉપર છે એવુ માફી ભરેલુ ગામ શેનકતાર દેખાવનુ, વખાણવા જોગ આબો હવાનુ અને કુદરત બંદરનુ, તેનાથી સરકાર સારી સોગાત કરતો વેપારે એ ગામ માલે ગુજર થવુ જોઈએ, પણ સરકારની અમલદારોની, જેવની દાનત સુધારવામા ખામી છે માટે દીનપર દીન વેપારમા ઘટાડો થાય છે

---

## જુગાર ખાના.

——oo——

મકાઉમાં જુગાર રમવાના કેટલાક જાહેર કારખાનાછે. ત્યાં દર વર્ષે જુગારનાં કારખાના ચલાવનારને સરકારી હકુમતનો પટો આપવાં લીલામ થાય તે વેળાએ સરકારને સાડ ચાર હજાર ડાલરથી વધારે જુગાર રમાડનાર ચીના, પોર્ટુગીઝસરકારને આપેછે, ત્યાર પછી જુગાર રમાડવાને સરકાર પાસેથી પરવાનો મળેછે. એ જુગાર ખાનામાં તરેહ તરેહથી ચીનાઓ જુગાર રમેછે, તેમાં હજારો ડાલરનો દરરોજ જુગાર થાયછે. એ જુગાર રમનાર લુચ્ચા ચીના અંગ્રેજ સરકારના અને બીજી સરકારના ગામોમાંથી લુચ્ચાઈએ નાણાં મેળવી મકાઉમાં આવેછે અને જુગાર રમેછે. પણ મકાઉમાં તો તેઓ લુચ્ચાઈ કરતા નથી.

———

## ચલણ.

——oo——

મકાઉમાં પોર્ટુગીઝ સરકારનો શીક્કો ચાલતો નથી. રૂપાની ધાતુ અને મેક્સીકન ડાલર, ચીનાઈ રાજ્યના સપાકાનું ચલણછે. ચીનાઈ રાજ્યમાંથી સપાકાનો પુરતો અતી ઘણો એ ગામમાં આવેછે, તેણે કરી અથવા ચીનાઈ રાજ્યથી એ ગામમાં સસ્તો અને રકમ બંધ મળેછે, કેમકે ચીનાઈ રાજ્યમાંથી બીજા રાજ્યમાં જવાની બંધી છે. મુંબઈ, કલકત્તા, મદરાસના રૂપીઆ ચાલેછે, અને ઇંગલંડ, ફ્રાન્સ અને બીજા દેશનો શીક્કો પણ વટાવી શકાય છે.

## બજાર.

——oo——

લીલોત્રીનું બજાર વસ્તીની મધ્ય ભાગે છે. તેમા સઘળી જાતની ભાજી કોબી, હોળકોળ, મુળા, કાકડી, તુરીઆ, દુધી, કારેલાં અને કેટલીક જાતના કંદ મૂળ, કેળા, અનનાશ, પપનસ, મીઠા નારંજ, નારંગી, ખાટા લીંબુ, સકરજન, લુગાન સુકા અને લીલી લાચેચી, આણા અને તરેહ તરેહનો મેવો બજારમા મળેછે.

માંસ માછલીનું બજાર એક કોરેછે ત્યા માસ ખાનારને સઘળી પ્રકારનું માંસ માછલી મળેછે એટલુજ નહી પણ મરઘા, કુકર, બતકા, હાસ, તરકી, બકરા, દુંબા ખુબસુરત દેખાવના મળેછે.

કાપડ બજારમા ગયાતો ચીનાઈ અને વીલાતી કાપડ વેચનારની હારેહાર દુકાનો હોયછે ત્યા કાપડ અને તૈયાર પોશાક તરેહ તરેહનો ચીનાઓને લાયક મળેછે.

ખુરદાના બજારમા ગયાથી ચીનાઇ રાજનો ખુરદો જેને સપાકા કહેછે એ સપાકા વખારો અને દુકાનોમા મોટા મોટા કોથળા ભરીને ઉપરા ઉપરી રચેલા હોયછે, અને કોઈ વેપારીને સપાકાની ખરીદી કરવી હોયતો મે કડો પીકલ વેચાતા આપેછે એ ખુરદો ચીનાઈ સરકારી ગજમા વેચવાની મનાઈ છે માટે જે પરદેશી વેપારીને ચીનાઇ ખુરદો ખરીદ કરવો હોય તેઓને મકાઉ ગામમાથી વેચાતો લેવો પડેછે.

સોનીના બજારમા જઇએ તો સોનાના, પાના; તરેહ તરેહના દાગીના બનાવેલા અને બનાવી આપવાને સોનીઓ તૈયાર હોયછે. જેવો નમુનો સોનીઓને બતાવીએ તે નમુના પરમાણે દાગીના બનાવી આપેછે તે લોકો સોના રૂપાનો અને મજુરીનો ધંધો કરેછે; પણ મજુરી સાથે વજનની અથવા દાગીનાની કીમત લે છે.

હરેક ચીનાઇ માલ વેચનારના બજારમાં ગયાથી માલ રકમ વાર

ગામડેથી આવેલો હોયતો સસતી કીંમતે મળેછે; પણ આપણે અપના જણસ લેવા જાઇએતો તે જણસનાં વધારે નાણા આપતાં પણ તે માલ વખતે મળી આવતો નથી, માટે નાણા વાળા વેપારીઓને સસ્તો માલ લેવાની તક માલની છત હોય તે વેળાએ બની આવે છે.

---

## અફીણનું સટા બજાર.

——oo——

પોર્તુગીઝ સરકારની કોરટની હવેલીની સામે બંગાળી અફીણનું સટા બજાર ભરાય છે. એ બજારમાં ચીના, પોર્તુગીઝ, અને પરદેશી વેપારીઓનો દર વેળાએ મેળો ભરાય છે. એ સટા બજારમાં બંગાળી પટણા અફીણનો સોદો ચાલે છે તેમાં ત્રણ અઠવાડીઆની મુદતનો સોદો થાય છે. તે મુદત પુરી જે દિવસે થાય છે, તે દિવસે પેટીઓની આપલે થાય છે, અથવા તે દિવસનો જે ભાવ હોય તે હસાબે ખોટ નફો એક બીજાને ભરી આપે છે. એ બજારમાં ઘડી ઘડી એ ભાવની વધઘટ થાય છે, તેનું મુખ્ય કારણ એ છે કે, ચીનાઇ અને કોચીન ચાયનાને લગતા ગામે ગાંમથી પટણા અફીણની ખરીદી કરવાને ચીનાઓ દર ઘડીએ બારકસો લઇ આવે છે તે વેળાએ માલની વધારે ઓછી ખપતી અને બાલાસ ઉપર આધાર છે.

---

## વેપાર.

——oo——

યુરોપ ખંડથી લોકોને ઉપયોગનો સઘળી જાતનો માલ બારકસોની મારફતે આવેછે. કેટલાક માલ એ ગામમાં વેચેછે અને

કેટલીક બીજા દેશાવરમાં મોકલી વેચાવે છે. એ બારક્સો ખાલી થયાથી તેમાં ચીનાઈ માલ અગાઉથી થોડો થોડો રાખી જાતનો ખરીદ કરી રાખ્યો હોયતે ભરેછે અને પછી બારકસ હંકારી જાયછે.

હિંદુસ્થાનના વેપારીનું બંગાળી પટણા અફીણ હાંગકાંગથી દર વરસે પાચ સાત હજાર પેટી આવેછે એ જણસ ખરીદ કરનારને માલમા દગા કટકાની ધાસ્તી રહેતી નથી; પણ સટાથી ભાવમાં વધ ઘટ થવાની ધાસ્તી રહે છે. એ જણસ નજીકનાં ગામો વાળા પોતાની ગરમ ખાસીઅત હોવાથી બંગાળી અફીણ વધારે પસંદ કરેછે. એ માલ ખરીદ કરનાર ચીના માલના નાણા આપતી વખતે પુરા વજનના એકસો ડાલર આપી તેના ૭૨) ટેલ ગણે છે, તેથી હાંગકાંગ કરતા સેંકડે ત્રણ મેસ ચાદી વધારે ઉપજે છે. તેના દર પેટીએ આસરે પાચ ડાલર વધારે માલ ધણીને મળે છે.

બંગાળી બનારસ અફીણ હાંગકાંગથી બે ત્રણ હજાર પેટી દર વરસે આવે છે. એ જણસ ખરીદ કરનારનેપણ પરખની અને માલમાં દગા કટકાની ધાસ્તી રહેતી નથી. એ જણસનો ભરો ચાલતો નથી માટે ચીનાઓને હરેક વખતે ખરીદ કરવાને સવલ પડેછે તેના નણા ખરીદ કરનારને ૭૨) ટેલના વજને આપવા પડેછે.

માળવી અફીણ હાગકાંગથી શીકાર માલ હોયતો સો બસો પેટી દર વરસે આવેછે, અગર ચાલે માલ નહી હોયતો પાછી હાંગકાંગ લઈ જવી પડેછે, એ ગામની આસ્ત્રુ બાજુના ગામો ગરમ હોવાથી માળવી અફીણને પીતા નથી. એ જણસ ખરીદ કરનાર આકરી તપાસ કરેછે તેમ તેના નાણા ૭૧)૭ એકોતેર ટેલને સાત મેસના વજનના આપે છે.

રૂનો વેપાર દર વરસે પાચ સાત હજાર ગાંસડીનો ચાલે છે, તેટલી ગાંસડી હાગકાંગથી આવે છે અથવા કેટલાક બારકસોની મારફતે આવી ત્યાંથી ભરી જાય છે. સારો માલ હોવાથી ચીનાઓ ખરીદ કરેછે.

તેના નાણા માલ ધણીને ૭૨) ટેલને હિસાબે આપી ચીનાઇ અને હિંદુસ્થાન મોકલવાના જાતમાં ચીના વેપારીઓ વેચવા લઇ જાયછે.

ચીનાઈ માલ ખરીદ કરવાનો હોય તે ખરીદ કરેછે અને મકાઉમાં આવેલા બારકસની મારફતે મુંબઇ, કલકતે, મદરાસ અને બીજા દેશ ખાતે રવાના કરેછે. તેમાં કેટલાક માલના નાણા આપતી વખતે સો ડાલરના ટેલ ૭૧) ૭ માસ લખે આપે છે અને કેટલાકનાતો ટેલ ૭૨) લખે આપવા પડે છે.

ખોરાકીની જણસોમાં જાડા ચોખા, મગ, ચોળા, ચોખાનો ઘઉંનો આટો, તથા તેલ મળે છે; પણ ઝીણા ચોખા, ઘી, અને જે મુંબઇથી અને કલકતેથી આવેતોજ મળે છે.

---

## ચીના વેપારીની નીતિ.

મકાઉમાં ચીનાઇ માલના વેપારીઓ ગીદારા અને લાયકી ભરેલા દીસેછે, એ ચીના કંતાનના રેહેવાસી ચીનાથી વધારે ચંચળ છે. પરદેશીને ચીનાઇ માલ વેચતી વખતે ડાહાપણથી ઉંચે માજટ સમજાવીને હરેક માલનો સોદો કરે છે, અને માલ ભરતી વખતે પરદેશી વેપારીનું ધ્યાન હોયતો માલની માંહે નરમ માલનો અને બીજો દગો ફટકો કરવાને ચુકતા નથી. એવી રીતે માલમાં ભેળસેળ કરવાનું કામ ચીના પોતાના માણસોને ઉસકેરી રાખે છે, અને માલ ધણીતો નીતિ ભરેલ ગણાવાને પરદેશી વેપારી સાથે રેહતી ગમે છે. હરેક પરદેશી ચંચળ હોય તે છતાં તેની જરા નજર ચુકી તો નરમ ગરમ સારા માલ સાથે ભેળી નાખે છે, એટલામાં પરદેશીની નજર ભેળ સેળ થતાં માલ ઉપર પડીતો પોતાના માણસને તે ચીનો વેપારી ધમકી આપેછે. તેથી પરદેશીતો એમજ સમજે કે, માણસો

ખુનથી અથવા જાણી જોઈ દગળબાજી કરે છે, પણ અંદર ખાનેથી ચાના વેપારી પોતે એવી તજવીજ માણસો સાથે કરી ગએ છે.

---

## અફીણ ગાળવાના કારખાનાં

—o—

મકાઉમા બંગાળી અફીણ ગાળવાનું મોટું કારખાનુ છે, તેમા અફીણની પેટીઓમાથી સમળા ગોળા કાહાડી તે ઉપરનુ પડ ઉખેડી નાખેછે. એ એખળા અફીણને કહડાઈમા પાણી સાથે ભરીને ભઠી ઉપર મુકી અફીણને પકાવે છે. પાણી અને અફીણ એક રસ થયા પછી તે ગાળીને કચરો અળગ કરેછે, અને ચોખ્ખુ અફીણ રહે છે, તેની ચાસણી કરી નાના નાના વાસણો ભરી મજબુત ઢાંકણાથી બંધ કરે છે એવા વાસણો ચીનાઈ અને બીજા દેશો દેશમા ચીનાઓને લઇ જવાને સહળ પડેછે, એટલુજ નહી પણ ચીનાઈ સરકારની જગાત આપવામા ફાયદો થાયછે.

---

## ચિત્ર કાહાડનાર.

મકાઉમા સબી ચિતરનાર હુશીઆર છે તે લોકો કંતાનના કાપડને લાકડાના ચોકઠા સાથે મજબુત જડીને પ્રથમ સુખડ પેને સબી ચિતરેછે. તે ઉપર ગુલાબી રંગ ભરી માણસના શરીરનો ભાગ ચિતરે છે. એ રંગ સુકાયા પછી જે ગૃહસ્થની આકૃતિ કાહાડવી હોય તેના આંખ, કાન, નાક, ગાલોનો ચોરંગ, બાલ, હાથ, પગ, આંગળા, અને શરીરના ભાગો જુદા જુદા રંગે નમુના પ્રમાણે કાહાડે છે. પોશાકનો જે રંગ કરવો હોય તે રંગ ટાંણે ટાંણે ભરે છે. એવી રીતે ચિતારાઓ સબી

પાડવાની સેહેલી ગોઠવણે ચિત્ર કાહાડે છે. એ ચિત્ર ઉપર તેજ સાવ-વાને વારનીસ લગાડે છે તેથી ચક ચકીત થાય છે. કાચ ઉપર સબીચિત્રે છે ત્યારે પ્રથમ શરીરની લંબાઇ પોહોળાઈ સાહીથી ચિત્રે છે, ત્યાર પછી આંખ, કાન, નાક, મોહોનો ચેહેરા, બાળ, પેહેરવેશનો રંગ પીછીએ પુરી માણસ-ના શરીરનો રહેલો ભાગ જે રંગે ચિતરયો હોય તે રંગે અથવા જરી-એ ચિત્રે છે. કાચની ઉપર સબી જલદીથી ચીનાઓ ચિત્રી કાહાડે છે. ચિત્રનું કામ શિખવાને ચીનાના કેટલાક છોકરા બેસે છે, તેને ચિત્રનું કામ શિખવવાને પ્રથમ હરેક સબીનું સુબાડપેનનું કામ હોય તે કામ શિખાઉ છોકરાઓને આપે છે.

---

## મીઠાઇ બનાવનાર.

—o—

પોર્તુગીઝની સ્ત્રીઓ જાત જાતની મીઠાઇ બનાવવામાં ઘણી હુશી-આર છે. તેઓ પોતાનાં રેહેઠાણમાં ઘાસનો, સકરકંદનો, દુધીનો, અને મઉના, ચોખાના, મગના, શીંગોડાના, ખરસાના આટાનો અને બી-જા તરેહ તરેહના ફળોનો હલવો અતર અને ગુલાબ જળથી બનાવે છે. એટલુંજ નહી પણ તરેહ તરેહનાં બીજ ઉપર ખુસબો-દાર મીસરી ચડાવે છે; એ પોર્તુગીઝોની રીત જોઇ કેટલાક ચીના પુરષો અને સ્ત્રીઓ એવી મીઠાઇ બનાવી ફેરી કરી વેચેછે.

---

## ચાએનાં કારખાનાં.

—oo—

ખેડુતો ચાએના જુદી જુદી જાતના કુમળા અને નવા પાંદડાંને ઝાડ ઉપરથી હાથે ઉતારીને અથવા ઉંચા પાહાડ ઉપરથી વાંદરાની સ-

ગ્રૂતે ઉતારી પ્રથમ વળ દઈને સુરજના કીરણે તેને સુકવે છે. એ ચાએ સારી રીતે સુકવીને તેના કોથળા ભરી વેપારને મથકે વેપારીને અથવા ચાએના કારખાના વાળાને વેચે છે. કારખાનામાં ચાએ ભુંજવાને કેટલીક ભઠી હાર દોર જમીનથી ત્રણ ફુટ ઊંચી કરેછે, તે ઉપર લોખંડની કહડઇઓ ગખી તેની નીચે ભઠીમાં ધીમો તાપ કરેછે. ભઠી ઉપર મુકેલી કહડઈ ગરમ થાય છે એટલે તેમાં થોડી થોડી ચાએ નાખી તેને હાથ વતી અથવા કપડાએ ચાએને ઉપર નીચે કરેછે. પ્રથમ ચાએ સેકેછે તે વેળાએ તેમાંનું તીખુ તેલ ગરમ થઇ તીખાસ ભરેલો ધુવાડો ચાએ સેકનારને લાગેછે, માટે ચીનાઓ મોહોડાને અને નાકને આડો પાટો બાંધેછે. એક ભઠીમાં પુરતી ચાએ ભુંજયા પછી પડોસની બીજી ભઠી ઉપર ભુંજવાને લઇજાયછે; એવી રીતે હારેદોર દસથી પંદર વેળા ભઠીઓ ઉપર ઝડપથી ચાએ સેકાયા પછી તૈયાર થાયછે. કાળી ચાએ કેટલીક જાતના જુદા જુદા નામે ઓળખાયછે. તે ચાએના પાંત્રાં કુમળા અને જાડા જુદી જુદી જાતના વધારે ઓછા સેકવાથી અને તેમાં જુદી જુદી ખુસબોમાં ભુંજ્યાથી તે ચાએનો જલદ નરમ સોરમ થાયછે, તે ચાએ જુદે જુદે નામે ઓળખાય છે સઘળી ભઠીમાં ચાએ ભુંજયા પછી તેને ઠંડી પાડે છે, અને મોટા મોટા મજબુત પીપમાં ભરેછે, કેમકે સઘળી દબાણમાંગ્લાથી ચાએમાં સોરમ વધારે આવેછે એવી રીતે પીપમાં કેટલાક દીવસ ચાએ ગખી કલાઈ અને ટીનનાં બાટ્મો, પેટીઓ ભરી તેનાં મોહોડા મજબુત બંધ કરી કારખાના વાળા ચીના ચીનાઈ અક્ષરે કારખાનાના માલેકનુ નામ, ચાએની જાત, ખરીદકરનાર વેપારીનું નામ નીસાન લખેછે.

લીલી ચાએ બે ત્રણ જાતની આવેછે તેનાં પાંતરાંને પ્રથમ વળ દેની વખતે તેનો જુદો જુદો આકાર બનાવીને સુરજના તાપે સુકવે છે. ત્યાર પછી કારખાનામાં આણે છે, એ ચાએને રંગ આપવાને હળદ ચુનો અને ગુંદી એ ત્રણ વસ્તુનો ભુકો ગીતને એકઠો કરી તેનો રંગ

તૈયાર રાખેછે. રાત્રે ચાઓને આકળમાં ભીજવે છે, અને સહુવારના થોડી થોડી ચાએ કહડઈમાં લઈ તે ઉપર ગુળીના રંગનો ભુકો થોડો થોડો છાંટી કહડઈને હીલવે છે; એટલે સઘળો રંગ ચાએને લાગે છે. એવી રીતે થોડી થોડી ચાએ રંગીને તડકામાં સુકવે છે. સઘળી ચાએ સુકવ્યા પછી તેને ભઠી ઉપર ભુંજે છે, એટલે ખુસબો દાર લીલી ચાએ થાયછે કેટલીક વખતે કાળી ચાએ કરયા પછી લીલી ચાએનો બાર જતી ગયો હોય તો તેને ફરીથી રંગીને લીલી કરે છે.

---

## પોર્ટુગીઝ.

——oo——

મકાઉમાં પોર્ટુગીઝ ગયા પછી ત્રણસો વરસમાં સેંકડો ચીનાઓ સાથે ભેળ મેળ થઇ મોટી વસ્તી થઈ છે. સઘળા પોર્ટુગીઝ રોમન કેથોલીક ધર્મ પ્રમાણે ચાલેછે. પ્રથમ પોર્ટુગાળના ગોરા અને ગોવાના રેહેવાસી, અમળદાર, વેપારી, પાદરીઓ એ દેશમાં ગયા હતા; તેનો પેહેરવેશ અંગ્રેજોની રીતે છે. કેટલાક રોમન કેથોલીક ધર્મના પાદરીઓ એ ચીના અને મલાઇને પોતાના ધર્મમાં લીધા પછી મલાઈ, ચીના, પોર્ટુગીઝો સાથે ભેળ સેળ થઇ તેઓનો મોટો વસતાર થયોછે. પોર્ટુગીઝની સફાઇદાર હવેલીમાં આગલો મોટો ઓરડો હોય તેમાં ટેબલ, ખુરશી, કોચ, અને બીજી સોભાવાન જણસો ગોઠવી સોભાયમાન કરેછે, તેમજ ખાવાનો, સુવાનો ઓરડો પણ સફાઇદાર રાખેછે; પણ બહારથી ખાનું સફાઇદાર ગમતા નથી. હંમેસાં હવેલીનાં બારણાં બંધ હોયછે; પણ બારણા પાસે તારની ઘંટડી હોય તે અંદરથી માંહેલી તરફ ઘંટડીનો અવાજ થાય છે, તે વેળાએ રેહેવાસી સ્ત્રી પુરૂષ કપડાંની સંભાળ કરી પોતાનાં બારણા ઉઘાડે છે. આવનાર કોઇ ગૃહસ્થ મળવા આવે તેને મોટા માન રેહેઠાણના મોટા ઓરડામાં

બેસાડે છે. પછી તેને ચાએ, સોડા વાટર, દારૂ, ફળ, ફુલ, મીઠાઈ આપે છે, જે ગૃહસ્થને એવી જણસો ખપતી ન હોય તેનેતો એખલી સોપારીના કટકા અને બીડીઓ આપેછે, ત્યાં મીજનસાગીથી વાત ચીત કરેછે તે પરદેશીઓ ઉપર વધારે પ્રીતી ગણે છે પોર્તુગીઝ ગૃહસ્થો-ના સ્ત્રી, પુરૂપ પોતાના રેહેઠાણમાં જાડા, હલકી કીંમતના, જુના એક બે કપડાં પેહેરેછે; પણ બાહાર ફરવા નિકળે તે વેળાએ ભભકાદાર પોશાક પેહેરે છે. તે પોશાક રેહેઠાણમા દર રોજ ધોઈ તેને હાથે ધસ્ત્રી કરી મોભાઈતો કરેછે, દર સાજના ફરવા નિકળતી વખતે તે પોશાક પેહેરી અમીર ઉમરાવના જેવો ભભકો કરેછે. તેઓના ખોરાકમાં ચાવલની કાજી એક બે વેળાએ પીએછે. કેટલાક પાણી, રોટલી, ખાઇ ગુજરાણ ચલાવેછે, અને સાજના બાફેલા ચાવલ અને માછલી, માંસ ખાયછે; પણ સાંજના ફરતી વખતે કીંમતી ડોળ બતાવે છે.

---

## દેવળ.

——00——

મકાઉમાં પોર્તુગીઝના મોટા મોટા દેવલો છે તેનો બાહારથી દેખાવ ઘણો રળીઆમણો છે. તેની આજુ બાજુએ ખુબસુરત ફરસ બંધી જમીન અને દેવળની ઉંચાઇ, પોહોળાઈ ઘણી છે તેનો ચમતકારી દેખાવ જોઈ ખુસી ઉપજેછે તેમાં ભકિત કરવાના મોટા ઓરડામાં સોનેરી, રૂપેરી, ઝવેગતથી મઢડી કાહાડેલી ચમકતી મૂર્તિ અને તેની આજુ બાજુએ કરેલી નકસી, ગીલીટ, તરેહ તરેહનો પુરેલો રંગ, હાડીઓ, ઝુમરો, મુન, અને ચીનાઇ બનાવટનો મોભાય માંન ઓરડો શણગારેલો હોય છે. એ દેવળોમાં પોર્તુગીઝ સ્ત્રી પુરૂષો રાત્ર દિવસ પરમેશ્વરની ભકિત કરવા ભેગા થાયછે તે વેળાએ મોટી ધામ ધુમ દીસછે.

---

## ચીરૂટનું કારખાનું.

—00—

મકાઉમાં ચીરૂટ બનાવવાને શ્રીમંત પોર્તુગીઝ રેમીઉઝે પોતાની ગરીબ જાત ભાઇને ઉદ્યોગે લગાડવાને કરેલું છે. તેમાં ચીનાઇ તંબાકુની મનીલા જેવી ચીરૂટ બનાવે છે; પણ તેનો સ્વાદ ઓળખનાર મકાઉની ચીરૂટને તુરત ઓળખી શકે છે. એ કારખાનામાં સેંકડો ગરીબ પોર્તુગીઝ અને ચીના કામે લાગેલા છે, માટે દીનપર દીન વધારે સારી ચીરૂટ થવા લાગી, તેણે કરી યુરોપ ખંડના વેપારીઓ મોટો જથો ખરીદે છે. મકાઉમાં ચીરૂટ ચીનાઇ તંબાકુની બનાવે છે એ તંબાકુનાં પાંત્રાં ઘણા કુમળા અને ફીકા હોય છે. તેમાં બારની ભેળવણી કરતા નથી.

---

## ગુલામીવેપાર.

—000—

કેટલાક અમરીકાની આજુ બાજુના વેપારીઓ મકાઉમાં વેપારને અરથે આવી રહેલા છે, તેઓની બંદીખાના જેવી વખારો છે. ત્યાં એ વેપારીઓ રહીને કેટલાક ચીનાઓને મોટો પગાર આપી ચાકરી રાખી મકાઉ, કંતાનની આજુ બાજુનાં ગાગડામાં અને કફકીવર્ન સ્વસ્થાનોમાં મોકલી બેકાર ગરીબ ચીનાઓને ચાકરીના લાલચે અ-જાણ્યાઓને મકાઉમાં તેડી લાવે છે. બેકાર ચીનાઓ મકાઉમાં આવ્યા પછી ગુલામી વેપાર કરનારના દેશ તરફ જવાની ચાકરીમાં ચીનાઓ ને પગાર, ખોરાકી, પોશાકી અને આવતા જતાં બારકસોનું તુટેલો ખરચ સઘળું આપવાની કબુલાત કરી સેકડો ચીનાઓને બંધીઆર વખારોમાં કેદ કરી ગણે છે. વખારોમાં ચીનાઓને રાખ્યા પછી

તેઓને પુરતી ખોરાકી, પોશાકી અને થોડોક પગાર આપે છે. ચાકરી રહેલા ચીનાઓને વખારમાં રાખી કોઇની નજરે પડવા દેતા નથી; કેમકે બીજા ચીનાઓ તેને ઉશ્કેરણી કરેછે એટલે તેઓનો વીચાર ફરી જાયછે. એવી રીતે ચીનાઓ મોટા બારકસનું ભરતીયું થયા પછી અમેરીકાના વેપારી રાતની વખતે સઘળા ચીનાઓને બારકસ ઉપર મોકલી દેછે. એવી રીતે લાખો ચીનાઓ એવા વેપારીઓની મારફતે ચાકરી ગયલા છે, તેનો પાછો પતો લાગતો નથી; કોઈ ભાગ્યેજ પાછો આવે છે. ચીનાઓનું ગરીબ કુટુંબ ગએલા મુસાફરની સાત વરસ રાહા જોઇ આખરે ધર્મ શાસ્ત્રનાં આધારે ચાકરીએ ગયેલા ચીનાની મરણની ક્રિયા કરેછે. એવી રીત અગાઉથી મકાઉમાં અને ચીનાઈ ગામમાં ચાલતી હતી તેનો અટકાવ કરવા વિશે ઇસવી સને ૧૮૬૭ નાં જીન મહીનાની અઢારમી તારીખે હાગકાંગની લેજીસ લેટીવ કાઉન્સીલમાં તકરાર નિકળી હતી.

---

## ભાગ છઠો.

---

### વાટર ફાલ.

——00——

કેટલાક પાહાડ મકાઉની આજુ બાજુએ છે તેમાં વાટર ફાલછે; પણ ગામની પાછળ સમુદ્રની વાટે એક મૈલની વેગળાઇએ ગનહાંગ અથવા વાટર ફાલનાને પાહાડ છે. તેની કેટલીક જગ્યા ટળાણની છે; પણ દુર જ્યાં ઉંચો પાહાડ આવે છે, તે પાહાડ ઉપરથી મોટો પાણીનો ધોધ પાંચ દસ ફુટનો પોહોળો પડે છે. એ ધોધનાં જોરે જમીન ખોદાઇને

નદીની રીતે પાણી જોરથી સમુદ્ર તરફ વહી જાય છે. એ ઝરાનું જોર પાણી આવ્યાથી એ જગ્યા એ આટો દળવાની ઘંટીના; ચીની કામના, અને મુરબ્બાના કારખાના થયેલાં છે; એટલુંજ નહી પણ એ જગ્યાએ ખેતી વાડી કરનારને સવલ પડે છે. કેટલાક ચીનાઓ, પરદેશીઓ ગરમીના દિવસે એ જગ્યાએ જઇ ઝરાનાં પાણીમાં નાહીને આરામ સ ભોગવે છે.

---

## ખેતીવાડી.

એ જગ્યામાં ખેતીવાડીનું કામ ઘણું સારૂ થાય છે, તેનું મુખ્ય કારણ એ છે કે પાહાડ ઉપરથી આવતા ઝરાનું પાણી જેટલું જોઇએ તેટલું ખેતરમાં લેવાને ઉત્તમ ગોઠવણ કરેલી છે. વધારે ખેતરમાં પાણી થયું તો તેનો અટકાવ કરવાને અને કાહાડી નાખવાની પણ ગોઠવણ છે, તેણે કરી ખેતીવાડીનું કામ દરેક વરસમાં બે ત્રણ પાક અનાજના, લીલોત્રીના, ફળ, ફુલના થાય છે. એ જગ્યા એ નાના રોપાઓ માતબર ફળ ફુલથી ભરેલા દીસે છે; એટલુંજ નહી પણ આખો પાહાડ અને સપાટ જમીન હરીઆળી ભરેલી છે.

---

## ચીની કામનું કારખાનું.

——oo——

એ જગ્યા એ કેટલાક ચીની કામ બનાવવાનાં કારખાનાં છે. ચીની કામ બનાવવાને ચીનાઈ જમીનમાંથી કેટલાક લીલા, સફેદ રંગના પથર શકત નિકળે છે. તે પથરને બારીક ભુકો કરી ઝીણાં કપડા-

ગાથી છાણી કાહાડે છે, તેની સાથે ચીકણી મોરાડીની મેળવણી કરીને કેટલાક દિવસ પાણી સાથે ભીજવી ગારો કરે છે. એ ગારો તૈયાર થયા પછી તેના વાસણો ચક્રા ઉપર મહુડાની લાકડાના, લોખંડના હથીઆરે કાંતે છે, તેણે ફરી વાસણો સરખાં ડોળદાર કરે છે. ત્યાં મોરાડીનાં વાસણો આજાઓબ જેવા ટોપ, તપેલાં, કીટલી, કહડાઈ, બરણી, ઝારી, થુકદાની, પીયાલા, રકાબી, દાબડી, ઢાબડા, કુંડા, ખુરશી, ઇંટ, જાળીઓ અને ઘર શણગારનો સામાન, એટલુંજ નહી પણ ચીનાઓને રસોઈ કરવા લાયકના વાશણો તરેહ તરેહના બનાવે છે. એ વાસણો સાદા બનાવી તે ઉપર નકશી અને નળા નાળવા, કડા, વાઘના મોહોડા, અજદાના ચિત્રો જગ્યા જગ્યાએ કરી સુરજના તાપે સુકવવા મુકે છે. એવી રીતે મોરાડીના વાસણ તૈયાર થયા પછી તેને પકાવવાની ભઠી પાચ સાત ફુટ ઉચી દસ પંદર ફુટ લાબી અને પોહોળી તંનદુર જેવી હોય છે. એ ભઠીમા થોડુ બળતણ ગોઠવી તે ઉપર વાસણ ગખી ઉપર હલકા વજનની બળતી જણસો આગળ પાછળ વચમાં મુકી સળગાવે છે. એ બળતણ ધીમે તાપે બળી સઘળું ચીની કામ પાકું થાય છે એટલામા ભઠી પણ ટાહાડી પડે છે. ભઠીમાથી સઘળા વાસણો બાહાર કાહાડી બગબર પાકેલા અને આખા વાસણો જુદા પાડે છે, અને બગડેલા હોય તો તેને રદ કરે છે આખા અને પાકેલાં વાસણને અંદરથી, અને બાહારથી તરેહ તરેહનો રંગીન અને સાદો ચીન-રોગાન લગાડી સુરજના કીરણેસુકવે છે તેથી ચક ચકીત થાય છે.

---

## મુરબ્બાનું કારખાનું.

અને બીજો મેલ સાફ કરી તેમાં કાપા મુકી ગોટા ગોટા પીપો ભરેછે. કેટલીક મોટી મોટી ભઠીઓ સળગાવી તે ઉપર ત્રાંબાની મોટી કડાઈ-માં લાલ ખાંડમાં પાણી મેળવીને ઉકાળવા મુકેછે. એ ખાંડનો શીરો ય-યાથી બીજા વાસણમાં કાઢી ઠંડો પાડેછે. ખાંડનાં શીરામાંથી એક માપટું ભરી દરેક ખાલી બરણીમાં પ્રથમ નાખી કેટલીક બરણી વજન પ્રમાણે એખલું આદુ, કેટલીક ગાંતો એબલા સકરજન, અને કેટલીક માંતો પગ્ગુગણુ ગેવો વજન પરમાણે ભરે છે, તે ઉપર બાંબુની અથવા, નેતરની ચીપો આડી અવળી ભરાવીને, સીરામાં મુકેલા ફળને દબાવી રાખે છે. એ બરણીનાં મોહોડા ઉપર માટીનું નાનું કોડીયુ મુકી બરણીના મોહોડાની ધાર અને કોડીઆની ધાર ઉપર પાતળો કાગળની ચીપે રોગાન લગાડી વળગાવે છે. એટલુંજ નહી પણ બરણી ઉપર ઢાકણું ઢાંકી તેની ધારને પણ બાંબુનાં કાગળની ચીપોને રોગાન લગાડી ચોહોટાડે છે, તેણે કરી બરણી વાંકી સુંકી થયાથી તેમાં હેનાં ફળ અને ખાંડનો સીરો ઢોળાતો નથી. એ બરણી ઉપર મજબુત આડી અવળી નેતર ગુંથેછે, પણ તેનાં મોહોડાને તો સુતળી બાંધેછે. પેટીના હજારો ખોખાં તૈઆર રાખેછે તે દરેક પેટીમાં છ છ બરણી ગોઠવેછે. ચીનાઈ મુરબ્બો યુરોપ ખંડમાં અને હિંદુસ્થાનમાં હજારો પેટીઓ ખપેછે; સકરજનનો મુરબ્બો એ મુરબ્બા મધિનો અતિસારના મરજ વાળાઓને ઘણો ઉપયોગી છે. ચીનાઓ મુરબ્બો બનાવવામાં ઘણા હુસીઆર છે તેથી તેઓનો મુરબ્બો બીજા દેશોમાં ઘણો ખપેછે અને વખણાય છે.

---

## ઝરાના પાણીથી આટો દળવાની ઘંટી.

——oo——

એ જગ્યાની ચઢાણમાં અનાજનો આટો કરવાનું કારખાનું છે. ત્યાં જઈ જોઇએ તો ઝરાનાં જોરથી અનાજનો આટો કરવાની ઘંટી ફરેછે, તેમાં પ્રથમ અનાજ સાફ થાયછે. બીજું સાફ થયલું અનાજ ઘંટીમાં ખપતું પડેછે. ત્રીજુ અનાજનો આટો થાયછે. ચોથું થયલો આટો બાહાર પડેછે. પાંચમું આટો સાફ થઇ મેંદો થાયછે. છઠું આટામાંથી ફુસું જુદુ થાયછે. એ પાહાડની ઉંચાણ ઉપર એટલું તો જોરથી પાણી વેહેછે કે તેણે પોતાનો રસ્તો સમુદ્રમાં જવાને ગટાડીની અને પથરની દસ બાર ફુટ ઉંડી જમીન ખોદીને કીધોછે. એ કારખાનાંમાં ઘંટીને વાસ્તે ઉંચી બેઠક ઉપર પથરનું થાળું કરી તેમાં પાંચ, છ ફુટ પોહોળો અને એક ફુટ ઉંચો ગોળ પથર મુકેલોછે, તેની ઉપર એક એટલુંજ ગોળ પથરનું પડ મુકેલુંછે.એ ઘંટીનુ થાળું અને નીચલો પથર મજબુત જડેલો છે તેણે કરી તે ફરી શકતા નથી. ઘંટીનો ઉપલો પથર ફરતો રાખવાને પદર વીસ ફુટ લાંબું અને એક ફુટ ગોળ લાકડું લાટની માફક આડું રાખી તેના એક છેડાએ પાંચ સાત ફુટના બે પૈંડાં એક બીજાથી બે ત્રણ ફુટને છેટે જડીને તેની વચમાં મજબુત પંખા જડી તે પૈંડાંને ઝરાના વેહેતા પાણીમાં મુકેછે, એટલે પાણીના જોરથી પૈંડું ફરીને ગોટી લાટ ફરતી થાયછે. એ લાટની વચમાં અને છેડે બીજા નાના મોટા ચકરો ગોઠવેલાં છે, તેણે કરી લાટ ફરવાથી ઘંટી પણ ફરેછે એટલે અનાંજ સાફ થઈ ઘંટીમાં પડેછે, અને આટો દળાય છે, થયલો આટો બીજા વાસણમાં જાયછે અને આટામાંથી મેંદો અને ફુસું જુદું પડેછે. એટલુંનજી પણ ઘંટીનું સઘળુ કાંમ બંન પાર્યું તોયલો એવી સેહેલી ગોઠવણ કરેલી છે કે ઝરામાં ફરતું પૈંડું

પાણીએ કરી બે ત્રણ ફુટ ઉંચેથી એંચી બાંધેછે એટલે પેડું અને લાટ ફરતી બંધ પડેછે અને સઘળું ઘંટીનું કામ બંધ થાયછે.

---

## ભાગ સાતમો.

——oo——

### કેંતાન

—o—

કેંતાન શેહેર ચુકી આંગ નદીનાં કીનારે છે. ચીનાઈ આખું રાજ્ય આસરે બાર હજાર વરસ ઉપર નવ ભાગમાં વેહેંચાયલું છે. તે ઉપર જુદા જુદા અમલદારોને મોટા રાજ્યની હકુંમત વેહેંચી આપીછે. તે સઘળા અમલદારો ઉપર શાહાનશાહ હાકમી ચલાવાનો પીતળનાં પત્રાં ઉપર લેખ કરયો છે. એ ચીનાઈ રાજ્યના. કેંતાનનાં તાબામાં, આગાડ રવસ્થાન માહેલું "કવાંગટન" પાયતખ્ત રવસ્થાનછે. એના તાબામાં કેટલાક પરગણા અને ગામોછે, તેની કુલે જમીન એક લાખ પચાસ હજાર ચોરસ મૈલછે, તેમાં વસ્તી જમીન અને જલ ઉપર મળીને બે કરોડ માણસથી વધારે છે. એ શેહેરને પરદેશી તો કેંતાન કેહે છે; પણ ચીનાઓ તો જુદા જુદા નામોથી ઓળખે છે તેમાં પેહેલું કવાંગચુ ફુ, બીજુ કવાંગટંન, ત્રજુ કવાંગટન સ્યાંગ, ચોથું સ્યાંગ ચીંગ પાચમું રામનું શેહેર, એટલાં નામે કેંતાનને ચીના ઓળખે છે. એ શેહેરને લગતી જે નદી છે તેમાં પાંચસો મૈલની વેગળાઇથી બીજી ઉત્તર, પુર્વ, પરિચમ દશાએથી આવતી નદીનો સંગમ થાયછે. માટે એ નદીનું પાણી ઉંડું અને જોર ભરેલું છે. પરદેશીનું રેહેઠાણ અગાઉથી એ શેહેરની નદીને કીનારે સોભાયમાન કાકેટોની ગાયવા દાગ એ નામે.

હવેલીઓમાં હતું; પણ ઈસ્વી સને ૧૮૪૦ ના વરસમાં બ્રીટીસ અને ચીનની સરકાર વચ્ચે લડાઇ ઉઠી તેમાં એ ઠેકાણની હવેલીઓ તારાજ થઇ ગઇ હતી. લડાઈનું મેવટ આવ્યાથી બ્રીટીસ સરકારે પાછી કંતાનની આગલી જગ્યા જે નદીને કીનારે ફ્રાકટોરી હતી ત્યાં જમીનમાં પુરણી કરી તેના નાના મોટા ભાગો ઈસ્વી સને ૧૮૬૦ ના વરસમાં જાહેર લીલામની મારફતે, તે જગ્યા ઉપર ખુબસુરત બાગ બગીચાની હવેલીઓ બાંધવાને અંગ્રેજ સરકારે તે ખાલી જમીન વેચી નાખી. અંગ્રેજ સરકારની પુરેલી જમીન મુકી ચીનાની વસ્તી તરફ ગયાથી સાંકડા મોહોલાં, આડી અવળી ગલીઓની આજુ બાજુ એક બીજાને લગતી ગીચ હવેલીઓ ઝાંખી અને જુની છે. દરેક મોહોલાની હદમાં કેટલીક ગલીઓમાં બીજી કેટલીક ગલીઓ છે; પણ કેટલાક મોહોલાની હદને દરવાજા છે. એ શેહેરનાં સઘળાં રસ્તા સાંકડા છે; પણ રસ્તાની નીચે ગટરો બાંધી તે ઉપર પથરની લાદીઓનાં સફાઇદાર રસ્તા છે. એ શેહેરના મોટામાં મોટા આસરે પાંચસો છસો મોહોલા છે, દરેક મોહોલામાં ગીચ વસ્તી હોવા છતાં રસ્તાની સફાઈ રેહે છે. એ શેહેરની આબાદીને માટે કેટલેક ઠેકાણે નદીનું પાણી લાવેલા છે અને કેટલાક સરોવર, નેહેર અને કુવાછે. કેટલાક બૌદ્ધ ધર્મનાં દેવસ્થાન છે. જોવા લાયક હાર બંદ દુકાનો છે. ઉંચા અને સોભીતા મીનાર છે. એ શેહેરની સંભાળને માટે પુર્વ પશ્ચિમીન દિશાએ વીસ પચીસ ફુટ પોહોળી ભીતછે. ચાળીસ ફુટ ઊંચી અને કેટલીક જગ્યાતો પાંચ સાત ફુટ પોહોળી અને વીસ ફુટ ઊંચી છે. ઈસ્વી સને ૭૦૦) ના વરસમાં ચીનાઈ સરકારે કંતાનમાં વેપાર ખુલો કરવાને કલેકટર હાઉસના, કસટમ હાઉસનાં અને બીજા અમલ દારોનો વધારો કીધો છે. ચીનાઇ ગજનો સુબો ચીનનુક કંતાન શેહેરનો હાકેમ ગણાય છે અને કંતાનના તાબાના પરગણાની રૈયત, અને અમલદારો ઉપર કંતાનના સુબાની હકુમત ચાલે છે. ચીનાઈ

સરકારનો સઘળી રેલ્વે ઉપર આવતા જતા માલની જકાત અને ગોહેસુલખાતાની ઉપજ સીવાએ ગામની સુધરાઇનો કર નથી.

---

## બંદરનો દેખાવ.

——o——

એ શેહેરનાં બંદરમાં મીઠા પાણીની મોટી નદી વહેછે. ચીના વેપારીના, સરકારી બારકસો જે નદીનાં જોરે તણાય નહી એવા બારકસો અને પાણીમાં થામલાં દાટી બાંધેલી હવેલીના મોટા જુકંટા હોયછે. દરેક પરદેશી, ચીના વેપારીને બંદરમાં આવ જાવ કરવાને પોતાની અને ભાડાની તરેહ તરેહનાં દેખાવની બોટો ફરતી દીસે છે. ચીનાઓને ગમત આપનારા બંજરા, ફુલાવર બોટ અને બીજી મોટી મોટી બોટો કે જેમાં સેંકડો માણસો રહી શકે તેવી હોય છે. હંમેસાં એવી બોટમાં ઘણીક તરેહની શેણગી, ફળ, ફુલથી, બરેલી સોભાયમાન હોય છે. એવી બોટોમાં સેંકડો ખુબસુરત ચીની સ્ત્રીઓ રહી રાત દીવસ તરેહ તરેહનું ગાયન અને નાચ રંગ કરી શોખીન ચીનાઓને ગમત ઉપજાવે છે. એ ગમત સાંભળવાને સેંકડો ચીનાઓ એવી બોટમાં રાત દિવસ ભેળા થાય છે, ચીનાઓને સારી ખોરાકી, ફળ, ફુલ અને સઘળી મોજ મઝા કરવાને એવી બોટમાં હમેસાં બનીઆવે છે. માલ ભરવાની નાની મોટી બોટો ચીનાઓની હોયછે તે બોટો પરદેશી વેપારીનાં મોટા બારકસો વાંપુવાના બંદરમાં પડેલાં હોય ત્યાં જઈ બારકસોમાંથી માલ ભરી કંતાનમાં લાવેછે અને ખાલી કરેછે અને ભરવો હોય તો ભરેછે. નદીઓમાં ચાલનારી સ્ટીમરો તો કંતાનનાં બંદર આવ જાવ કરે છે.

---

## બાહારથી દેખાવ.

——oo——

કંતાન શેહેરનો બાહારથી દેખાવ ઈસ્વી સને ૧૮૪૦ ની આગાઉ વખાણવા જોગ હતો. તે વેળાએ પરદેશીઓનું રેહેઠાણ મોટી મોટી હાગો, હવેલીઓમાં હતું. એ હવેલીઓમાં યુરોપના વેપારી અને રાજ દરબારી અમળદારો, અમેરીકા, ફ્રાન્સ, રસીયા, અને બીજા પરદેશના વેપારી અને અમેરીકાની સરકાર તરફના અને યુરોપખંડના કેટલાક દેશોની સરકાર તરફના વકીલો, આડતીઆઓની હવેલી ઊપર તરેહ તરેહનાં રંગી બેરંગી રાજ દરબારી વાવટા, નીશાન ઉડતાં હતા. એટલુંજ નહી પણ અંગ્રેજ સરકારના પોહોરેદાર, અમલદારો રૈયતની રખેવાળી કરતા હતા. એ રળીઆમણો દેખાવ હાલ નજર પડતો નહી.

---

## વેપાર.

——oo——

એ શેહેર વેપારનું મથક હોવાથી અસલનાં વખતથી તેમાં મોહોટો વેપાર ચાલે છે. હિંદુસ્થાનના રેહેવાસીઓ ખુસકીને મારગે આગાઉ ચીનમાં જઈ હિંદુસ્થાનનો માલ વેચતા અને ચીનની બનાવટનો માલ હિંદુસ્થાનમાં લાવી વેચતા હતા. તે વેળાએ ચીનાને (થીના) ને નામે ઓળખતા હતા. કારણ લોકો, કાસ્પીયન સમુદ્ર કાંઠાના લોકો ચીનાઈ તાર્તરી અને ટીબેટને રસ્તે ચીનમાં વેપારને વાસ્તે જતાં હતા. હિંદુસ્થાનના લોકો સિંધુ અને ગંગા નદીને રસ્તે ટીબેટમાં થઈ ને ચીનમાં વેપારને માટે જતા હતા; કાશ્મીરના, નેપાળના, શીકીમના, ભુતાનના અને બંગાળાના લોકો પણ ટીબેટને રસ્તેથી ચીનમાં વેપારને

મારતે જતા હતા. તાતાર દેશમાં આંગારે દર વરસે મેળો ભરાતો હતો એ મેળામાં હિંદુસ્થાનની કેટલીક જણસો હિંદુ લોકો લેઇ જતા તેમ ચીનના વેપારી ચીનાઇ માલ વેચવાને તે જગ્યાએ આવતા હતા. તે વેળાએ બાકતરીઆના, ગ્રીક, યુનાની, સીરીઆના લોકો, ચીનાઓ અને હિંદુસ્થાનનાં કેટલાક વેપારીઓ અને તમાસગીરો એ મેળામાં ભેળા થઈ ચીનાઇ અને હિંદુસ્થાનની બનાવટનો માલ અને તાતાર દેશના જનાવરોની મુલાયમ પોસતીન અને અરસ પરસનો બીજો માલ ખરીદ કરતા, હતા. એવી રીતે મોટો વહીવટ ચાલતો હતો. એટલામાં તાતારી જંગલી-રેહેવાસીઓ શાહુકારીઓને લુટવા લાગ્યા, એટલુંજ નહી પણ ચીનની હદમાં ટોળે ટોળાં આવી ચીનાઇ હદમાં છાપો મારવા લાગ્યા અને ચીનાઈ સરકારની સામે લડાઈ કરવા લાગ્યા હતા. તાતારી લોકોને સેંકડો વરસ સુધી ચીનની સરકારે દબાવી રાખ્યા હતા અને ચીનના સાહાનસાહા હવાંગતીએ ચીનની અને તાતાર દેશની હદ જુદી પાડીને તેની વચે મોટી દીવાલ અને કીલ્લા બાંધીને તાતાર દેશમાં જવાને માર્ગે ચોકી પેહરા રાખ્યા હતા. ત્યાર પછી તાતારી લોકોના જુલમને લીધે "શુન" શાહાન શાહાએ મોટી દીવાલતને સુધારીને તાતારી લોકો આવતા બંધ કીધા હતા. તેવારથી હિંદુસ્થાન સાથેનો ખુસકી મારગનો વેપાર બંધ પડયો છે.

કાપડ અને હરેક બીજા માલના વેપારીઓની દુકાનો એક એક મોહોલ્લામાં ભરેલી હોય છે. દરેક જાતનો માલ અને વેપારનો મોહોલ્લો જુદો અને તે જાતના વેપારને નામે તે ઓળખાય છે. હરેક મોહો- લાના ગલાથી આજુ બાજુની બેહુ હાર લાંબીને લાંબી એક સરખી

બજારમાં ચીનાઈ કાપડ જણાય છે, વીલાતી કાપડ બજારમાં વીલાતી કાપડ અને સુતર જણાય છે. ચીનાઈ બજારમાં ચીનાઈ તરેહ તરેહનાં જોડા ગોઠવેલા જણાય છે. શાક ભાજીના બજારમાં શાક ભાજી તથા ફળ ફુલ, કારીગરીના બજારમાં તરેહ તરેહની કારીગરીની સોભાય માન જણસો લાકડ કામની, નેતરની, બાંબુની, સોના, રૂપાની, તાંબાની, પીતલની, ઝવેરાતની, પથરની, હાથીદાંતની, સુખડની, શીપની, એવી રીતે તરેહ તરેહની યુરોપ ખંડની, હિંદુસ્થાનની અને ચીનાઇ બનાવટની હરેક જણસ અને સોભાયમાન સામાનનો વેપાર ચલાવેછે. એ શેહેરનાં વેપારીઓ ચીનાઇ રાજના કેટલાક ગામનાં વેપારીઓનું આડતનું કામ અથવા ગામે ગામ દુકાનો રાખી તે દેશનો તૈયાર થયલો માલ ખરીદ કરી શેહેરમાં મંગાવે છે, અને શેહરનો માલ ખરીદ કરી ચીનાઇ રાજના ગામડામાં મોકલે છે, માટે કારી ગરી ની જણસો ગામડાના ગરીબ ચીના નવીનતાઈથી બનાવી મોટા શેહેરના વેપારીઓને વેચે છે.

---

## દેવસ્થાનો.

——oo——

કંતાનમાં કેટલાંક મોટાં દેવસ્થાન છે તેના દરવાજાની બેહુ બાજુએ ગએવાજને માટે બે મોટા કદનાં આઠ દસ ફુટ ઉંચાઈની અને પાંચ સાત ફુટ જાડાઈની બે મૂર્તિ બેસાડેલી છે. તેઓના માંથાનો અને મોહોડાનો આકાર ધણોમોટો બીહામણો છે; તેના દાંત, હોટ, આંખો, અને કાન મોટા છે, અને તેઓના આખા શરીરને સામળા અને લાલ રંગથી રંગેલું છે. તેનું સ્વરૂપ જોવાથી રાક્ષસના જેવું દીસેછે, તેના શરીર ઉપર સોનાના અને ઝવેરાતના દાગીના છે. તેના હાથમા મોટા મોટા હથીઆરો છે. તેની પાસે એક ધુપદાની અને દીવા-

બાતીનું વાસણ રાખેલું છે. એ દેવસ્થાનની માહેલી તરફ મોટા ઓરડો છે, તેમાં ફરતી બેઠક ઉપર એક બીજાથી એક બે ફુટ વેગળી સોનેરી ઝળકારની નાની અને ખુબસુરત ચેહેરાની હાથ પગના નખો મોટા મોટા વધેલાં હોય તેવી મૂર્તિ બેસાડેલી છે. તેમાં કેટલાકનાં હાથમાં પુસ્તકો કેટલાંકની આંખો વીચેલી, કેટલાક હાથમાં માળા લઈ જપ કરતાં, કેટલાકતો પરવાળાનાં ઝાડની ડાંખળી ઉપર બેઠેલા, અને કેટલાક ભણતા ભણાવછે. એવી રીતે સઘળા દેવોની મુર્તિ જુદી જુદી રીતે તપ કરતી હોય તેવી રીતે બેસાડેલી છે. હરેક દેવસ્થાનમાં સેંકડો મૂર્તિ બેસાડેલી છે. પણ તેઓની આગે ધુપ શળીઓ, મીણ બતીઓ સળગાવે છે. સઘળાં દેવસ્થાનમાં કેટલાક ધર્મ ગુરૂ રહેલા છે તેઓ તે દેવસ્થાનના સઘળા દેવોની જુદી જુદી વેળાએ ધર્મ ક્રિયા કરેછે તે વેળા જોવા લાયક રમુજ દીસે છે.

---

## છાપવાની રીત.

——oo——

ચીનમાં અગાઉનાં વિદ્વાનોએ લાબા ગ્રંથો હાથે લખીને પ્રસિદ્ધ કરેલા છે; પણ "શુન" શાહાનશાહાના વખતમાં છાપવાની કળા નિકળી તેની અગાઉના લખેલા ગ્રંથો છપાવામાં આવ્યા હતા. ચીનમાં છાપવાની રીત ઘણી સેહેલી છે. હરેક બીના નવી છાપવી હોય તો પ્રથમ સફાઈથી ખુબસુરત અક્ષરે કાગળ લખીને લાકડાનું કકણુ પાટીયું લીસું કરી તે ઉપર લખેલો કાગળ ભીણે ચોહોટાડે છે. તે કાગળ સુકાયા પછી લખેલા અક્ષરો પ્રમાણે લોખંડનાં તીના હથીઆરે પાડીને ઘણી સફાઈથી કોતરે અને તેમાં છાપવાની સહાઇ વારંમ વાર ભરી તે ઉપર કોરા કાગળ

સુધી સંકજામા ડાબી કાહાડે છે. એટલે લખેલા અક્ષરો પ્રમાણે કોરા કાગળો છપાય છે. એવી રીતે છાપવાની એહેલી ગોઠવણ હોવાથી દરરોજ ગ્રંથો છાપવાનુ કામ કીફાયતે થાયછે, અને તે પાટીઆ વારં વાર ઉપયોગમા આવે છે

ચીનાઈ રાજના પાયતખત પીકીંગ શેહેરમા અને બીજા મોટા મોટા ચીનાઈ શેહેરમા રોજીંદા સરકારી અને રૈયતના અખબાર નિકળે છે, તેમા દેશો દેશની ખબર રાજદરબારી નવા કાયદા, કાનુનમા સુધારો થઇ વધારો છપાયછે. એટલુજ નહી પણ દરેક દરબારમા ઈનસાફ કે વિદ્વાનોની પરીક્ષા થતી હોય તે વેળાએ છાપખાનાનો માણસ ત્યા જઈ સઘળો મીના લખે છે પણ અગત્ય જોગ હેવાલ પ્રસિદ્ધ કરવો હોય તો દરેક પાટીઆમા છપાઇ શકે એટલુ લખાવાથી તુરત તે લખેલી નકલ છાપખાનામા મોકલી અને તુરત પાટીયુ કોતરી તે ઉપર હજારો જાહેર ખબરની નકલો છાપી રસ્તે રસ્તે અને ગલીએ ગલીએ ચોંટાડેછે. એવી રીતે દરબારમા ઇનસાફ કે પરીક્ષા પુરી થવાની અગાઉ થોડો થોડો ભાગ રેહેનાસીઓને જાણ કરે છે હરેક ભારી તકસીર કરનાર રૈયત કે અમલદારનો ઇનસાફ, નાના, મોટા અમલદારોની પરીક્ષા, કે શાહાનશાહાનો, અમલદારોને અને રૈયતને થયલો નવો હુકમ, વૈદક શાસ્ત્રની પરીક્ષા, જોતિષ શાસ્ત્રની પરીક્ષા, દરેક ઉમેદવારની નેમનુક, હરેક વખતે એવો બનાવના બન્યાથી નવી નવી દર ઘડીએ ઉપર ઉપરી જાહેર ખબરના કાગળો ઠેકાણે ઠેકાણે લગાડેછે તે વેળાએ ચીનાઓ, વાચવાની એટલીતો દોડા દોડી અને ભીડ કરી મુકે છે, અને એક બીજાની ઉપર ટીંગાઇ ને ઊંચા થઇ થઇને વાચવાની ખાયસ રાખેછે, તેથી પરદેશીને તો રમુજ દીસેછે, પણ ચીનાઓને હરેક નવી ખબર જાણવાની કેટલી ઈન્તેજારી છે, તેનો આ નમુનો છે.

---

## પાલખી.

—0—

કંતાન અને બીજા શેહેરોમાં પાલખી ઘણી તરેહની બનાવેછે. એ શેહરોનાં શ્રીમંત સ્ત્રી પુરૂષને ફરવા જવાને વાસ્તે નેતરની, વાંસની, બનાવેલી કેટલીક ખુલી ખુરસી જેવી અને કેટલીક છાપરા વાળી સાદી કે ખુબ સુરત રેશમી કપડાથી ત્રણ બાજુએ સીવીને ઉપરથી રેશમી કાપડનો ઘુમટ બનાવી તે ઉપર સોનેરી કળસ મુકેછે. એવી રીતે તરેહ તરેહનાં રેશમી કાપડની પાલખીઓ શ્રીમંતો બનાવીબેશી ફરવાને રેહેઠાણમાં ગએછે. ગરીબોને દુર જવાની જરૂર પડેતો હલકી બનાવટની પાલખી ભાડે ભેળેછે તેમાં બેસી જાયછે. એ શેહેરના રસ્તા નાના અને પથરની ફરસ બાંધી કરેલા હોવાથી ગાડી ઘોડા ચાલતા નથી. ચીનારેની જગાએ જવું હોયતો પાલખીમાં કે ચાલવાને બદલે હમેસાં હોડીમાં બેસીને આવ જાવ કરવાને વધારે પસંદ કરેછે.

---

## ચોખાનો અને ઘોડીના દુધનો દારૂ.

---

ચીનમાં સઘળા ચીનાઓ ચોખામાંથી બનાવેલો દારૂ પીયે છે; પણ ચીનની પાસેના મોગલીઆ અને તાતારી રેહેવાસીઓતો ઘોડીના દુધનો દારૂ ગાઢી વખાણથી પીયે છે. ચોખાનો અને દુધનો દારૂ બનાવવાની રીત એક સરખી જણાય છે. પ્રથમ ચોખામાં ઘણુંક પાણી નાખી તાંબાનું કે માટીનું મોટું વાસણ ભરી તેનું મોહોડું મજબુત બંધકરેછે; પણ તેના ઉપલા ભાગમાં એક નળીની ગોઠવણ કરેલી હોયછે, તે નળીનો બીજો છેડો બંધીઆર બીજા વાસણમાં બેસારેછે; પણ વાસણતો ખાલી અને ઠંડુ રાખેછે. ચોખાના પાણીનું વાસણ

ભઠી ઉપર મુકી જોસ આપેછે જેમ જેમ તેમાં જોસ આવેછે તેમ તેમ તેની વરાળ થાયછે, તે વરાળ બાહાર નિકળવાની નળીને રસ્તે ઠંડા બીજા વાસણમા નિકળી એકઠી થાયછે. એટલે તેનો દારૂ બનેછે. તાતારના અને મોગલીઆના રેહેવાસીઓનો મોટા વેપાર અને નિરવાહા જનાવરોની ઉપર ચલાવે છે, માટે તેઓ સેકડોં જનાવરો પોત પોતાના રેહેઠાણે રાખી આખા કુટુંબનુ ગુજરાન જનાવરોની પેદાસ ઉપર ચલાવછે. એ દેશમાં ઘોડાની ઉતપતી ઘણીછે, તે નાના કદના અને ઠંડા મીજાજના હોયછે; પણ મજબ કરવાને, કે બોજો ઉપાડવાને મજબુત હોયછે. એ ઘોડાઓને દેશો દેશ લઇ જઇ તેલોકો વેચેછે, પણ ઘોડીઓને ઘણી જતનથી ઉછેરેછે કેમકે તેનો વસ્તારભોહોળો થાયછે, તેનું દુધ પીયે છે. એટલુ જ નહી, પણ દુધનો દારૂ બનાવે છે.

---

## કલમ, કાગળ, સહાઈ.

———oo———

અસલના વખતમા કાગળ ઉપર કલમે લખવાને બદલે ચીનાઓ વાસની પટીઓ કરી તે ઉપર લોખંડના હથીઆરે અક્ષરો કોતરતા હતા. હજારો વરસ પછી તે લખાણમા સુધારો કરી કપડા ઉપર રેંગોમે અને સુતરે અક્ષરો ચીકનની રીતે ભરત ભરીને કાહાડતા હતા; પણ આસરે (૨૨૦૦) વરસ ઉપર લખવાની કલમો બનાવી કપડા ઉપર તરેહ તરેહના રંગથી પ્રથમ લખવા લાગ્યા હતા. લખનાર હાથે કલમો બનાવી શકતા નથી તે કલમનો દેખાવ પીછી જેવો હોય છે. એક બાજુની પાતળીનળી ચાર પાચ ઇંચ લાંબી હોય છે, તેની એક બાજુએ જનાવરોના મુલાયમ બાલ એવાતો મજબુતીથી વળગે છે કે તે બાલ નિકળી શકતા નથી. એ બાલ તરફનો લખવાનો છેડો અણીદાર કરેલો હોયછે, એવી કલમને હાથની મુઠીમા ચીના મજબુત પકડી જેમ ચિતારા ચિત્ર કાહાડે છે તેવી રીતે તરેહ તરેહના અક્ષરો ચિત્રેછે.

## પાલખી.

---o---

કેંતાન અને બીજા શેહેરોમાં પાલખી ઘણી તરેહની બનાવેછે. એ શેહેરોનાં શ્રીમંત સ્ત્રી પુરૂષને ફરવા જવાને વાસ્તે નેતરની, વાંસની, બનાવેલી કેટલીક ખુલી ખુરસી જેવી અને કેટલીક છાપરા વાળી સાદીકે ખુબ સુરત રેશમી કપડાયો ચાર બાજુએ સીવીને ઉપરથી રેશમી કાપડનો ઘુમટ બનાવી તે ઉપર સોનેરી કળસ મુકેછે. એવી રીતે તરેહ તરેહનાં રેશમી કાપડની પાલખીઓ શ્રીમંતો બનાવીબેશી ફરવાને રેહેકાણમાં રાખેછે. ગરીબોને દુર જવાની જરૂર પડેતો હલકી બનાવટની પાલખી ભાડે મળેછે તેમાં બેસી જાયછે. એ શેહેરના રસ્તાં નાના અને પથરની ફરસ બંધી કરેલા હોવાથી ગાડી ઘોડા ચાલતા નથી. ચીનારોની જગાએ જવું હોયતો પાલખીમાં કે ચાલવાને બદલે હમેસાં બોટમાં બેસીને આવ જાવ કરવાને વધારે પસંદ કરેછે.

---

## ચોખાનો અને ઘોડીના દુધનો દારૂ.

---

ચીનમાં સઘળા ચીનાઓ ચોખામાંથી બનાવેલો દારૂ પીયે છે; પણ ચીનની પાસેના મોગલીઆ અને તાતારી રેહેવાસીઓતો ઘોડીના દુધનો દારૂ મોટી વખાણથી પીયે છે. ચોખાનો અને દુધનો દારૂ બનાવવાની રીત એક સરખી જણાય છે. પ્રથમ ચોખામાં ઘણુંક પાણી નાખી તાંબાનું કે મોટીનું મોટું વાસણ ભરી તેનું મોહોડું મજબુત બંધકરેછે; પણ તેના ઉપલા ભાગમાં એક નળીની ગોઠવણ કરેલી હોયછે, તે નળીનો બીજો છેડો બંધીઆર બીજા વાસણમાં બેસાડેછે; પછી વાસણતે બાંધી અને ઠંડુ રાખેછે. ચોખાના પાણીનું વાસણ

ભઠી ઉપર મુકી જોસ આપેછે જેમ જેમ તેમા જોસ આવેછે તેમ તેમ તેની વરાળ થાયછે, તે વરાળ બાહાર નિકળવાની નળીને રસ્તે ઠંડા બીજા વાસણમા નિકળી એકઠી થાયછે. એટલે તેનો દારૂ બનેછે. તાતારના અને મોગલીઆના રેહેવાસીઓનો મોટો વેપાર અને નિરવાહ જનાવરોની ઉપર ચલાવે છે, માટે તેઓ સેકડો જનાવરો પોત પોતાના ઠેકાણે ગણી આખા કુટુંબનુ ગુજરાન જનાવરોની પેદાસ ઉપર ચલાવેછે. એ દેશમા ઘોડાની ઉનતી ઘણીછે તે નાના કદના અને ઠડા મીજાજના હોયછે, પણ મજલ કરવાને, કે બોજો ઉપાડવાને મજબુત હોયછે. એ ઘોડાઓને દેશો દેશ લઇ જઇ તેલોકો વેચેછે, પણ ઘોડીઓને ઘણી જતનથી ઉછેરેછે કેમકે તેનો વસ્તારઆેહોરો થાયછે, તેનું દુધ પીયે છે એટલુજ નહી, પણ દુધનો દારૂ બનાવે છે.

---

## કલમ, કાગળ, સહાઈ.

——oo——

પાનાને બદલે ચીનાઓ બાંસ્રુ
કોતરતા હતા. હજારો વ

આસરે (૨૦૦૦) વરસ ઉપરબાંબુ અને કુસુનાં, એ બેહુના કાગળો બનાવવાની નવી હીકમત નિકળી હતી. તે એવીરીતે કે કુમળા બાંબુના કટકા ચીરીને અને "કુસુ" નામનાં ઝાડની છાલ પાણીમાં કેટલાક દિવસ કોહોવડાવીને બારી કાહાડી તેને છુંદેછે, તેના નરમ મેંદા કરી સકંજનમાં દાબી એ બેહુના જુદા લાંબા લાંબા કાગળો બનાવે છે. એ કાગળો પાતળા અને ઝાંખા થાયછે. તેની લખવાની ચોપડી બનાવેછે તો બેવડાં કાગળો રાખેછે અથવા બેવડા તેવડા ચોહોટાડી જાડા કરેછે. વધારે સફેદ અને મજબુત કાગળો કરવા હોય તો બીજી જણસોની મેળવણી કરેછે. જો રંગીન કરવા હોય તો તેને તરેહ તરેહના રંગ રંગી સોનેરી રૂપેરી બનાવેછે.

કાળી સહાઇ બનાવવાની હીકમત ચીનમાં આસરે અઢારસો વરસ ઉપર નિકળી છે. એ સહાઈ ચીનાઈ ઝાડના ચીક સાથે મેંસ અને બીજી મેળવણ કરીને સહાઈનું બંધારણ કરે છે. એ સહાઈના બે, ચાર ઇંચ લાંબા અને એક ઇંચ ચોરસ લાકડીના કટકા કરેછે. તેની આજુ બાજુએ સહાઈ બનાવનાર ચીનાનું નામ કોતરે છે. ચીન ઓ લખતી વખતે સહાઈને નાની રકાબીમાં પાણીના એક બે ટીપ નાખી તે ઉપર સહાઇ ઘસેછે, એટલે સહાઈ પીગળે છે, તેમાં ચીનાઓ કંતસની પીછી પરડી ગદીબથી શ્રીમંત લોકો ખુરસી ઉપર બેસી ટેબલ ઉપર ચોપડી મુકી બપકાથી કાળી સીહાઇએ લખેછે. બીજી બાબ હીંગળાની સહાઈ બનાવે છે તે સહાઇથી ચોપડા લખતા નથી પણ નામ, નીશાન, સીલ અને શાહાનશાહી મોહોર કરવામાં આવે છે.

# ચીનની દરબાર.

——oo——

ચીનાઇ રાજમા અમલથી અમલદારોનું સાધારણ નામ એટલે મારડીન કહેછે. એ અમલદારો નાની મોટી પદવીની પરીક્ષા આપેછે. તેમા પોતાની ચાલાકી, ઈમાનદારી બતાવે છે, જેમ જેમ મોટી ઉમરના અને મોટી પદવીની પરીક્ષાથી ગુણી અમલ દારોની બાહોસીથી મોટી પદવીએ ચહડતા જાયછે, તેમ તેમ રાજનીતિમા સાહેત ગાર થઈ તે અમલદારની બુજરેગીમા અને ડાહાપણમા વધારો થાય છે. ચીનના મોટા રાજના નવ ભાગ છે. તે ઉપર નાના મોટા અમલદારો ઠેરવેલાછે; પણ તેઓના હાથમા પુરતી મુખ્તીઆરી આપેલી નથી. એ નાના મોટા અમલદારો દરેક સ્વસ્થાનમા રહી શાહાનશાહાના રાજ દરબારી કાયદાની રીતે રાજ ચલાવેછે, અને તેનો સઘળો હેવાલ પીકીંગમા જે ખાતાનાવડા અમીર ઉમરાવને લખી જણાવે છે એવા જુદા જુદા ખાતાના અમીર ઉમરાઓને સ્વસ્થાનો નો હેવાલ લખાઇ આવ્યાથી તે સઘળો હેવાલ, શાહાનશા ઉપર અમીર ઉમરાવ મોકલેછે. એટલે શાહાનશાહા લાલ હીંગળાની સાહીથી પોતાનો હુકમ લખી મોકલેછે નાની પદવીના અમલદારો સ્વસ્થાનના મોટા અમલદારના તાબામા રહી ઉપરીના હુકમે ચાલેછે. ચીનની દરબારમા વકીલોને તેઓના ધરાકની તરફથી સઘળી ખીના લખીને ન્યાયાધીસની હજુરમા અરજ કરેછે. વકીલો વકીલાતનુ કામ સ્વસ્થાનોની સઘળી દરબારમા ચલાવવાને પરવાનગી મેળવવા [illegible] મોટી નાણાની રકમ ખરચે છે વકીલો પોતાના ઘરાકની [illegible] નતી મેહેનત સચાઇથી લઇ સરકાર અને રૈયત તરફથી મોટી [illegible], મેળવેછે. ચીનની દરબારમાં જુરી બોલાવવાની રીત નથી, પણ કામ [illegible] રૂએ દરબારમા ઈનસાફ થાયછે. નાના અને મોટા ન્યાયાધીશ એક બીજાનો વિચાર હરેક ઇનસાફમા લેતા નથી, તેમ હરેક

સાક્ષીને સોગન પણ આપતા નથી. દરેક દરબારમાં કોઈ કોઈ વેળાએ ગામના દાનાવ રેહેવાસી કે શ્રીમંત અથવા મોટા અમલદારોને ન્યાયાધીસ બોલાવી ઇનસાફની વેળાએ દરબારમાં પોતાની પાસે બેસાડેછે કંતાનની દરબારમાં ન્યાયાધીસે ઈસ્વીસને ૧૮૩૩ કે ૩૮ માં આશામ ગુનેગારનો ઈનસાફ કરવાને ત્યાના ગવરનર અને કેટલાક ન્યાયાધીસ અને કેટલાક અમલદારો અને શ્રીમંતો ને ઈનસાફની વેળાએ દરબારમાં બોલાવી પોતાની પાસે બેસાડી આશામ ગુનેગારનો ઇન્સાફ કરયો હતો. એ ગુનેગાર ઉપર તકસીર સાબેત થવાથી તેને બજારને રસ્તે લઇ જઈ ગરદન મારવાની સજા કરી હતી. ચીનાઈ સરકારના કાયદામાં તકસીર કર નારને ઘણી પ્રકારની સજા કરવાને ફરમાવેલું છે, તેમજ જે અમલદારો કાય દાથી ઉલટા ચાલી રૈયત ઉપર બે ઇન્સાફીથી કે લાંચ રૂસવતથી, કે ઘાતકી પણેથી ઇનસાફ કરેતો તે અમલદારની સામે ફરીઆદ ઉઠયાથી તે અમલદારની શાહનશા તપાસ કરી તેને શિક્ષા કરેછે. ગુનેગાર માણસને જે સજા કરવી હોય તે કરતાં વાંક વાળા અમલદારોને અને ન્યાયાધીસને. શાહાનશાહા સખત સજા કરેછે. ચીન દેશની હરેક દરબારમાં ઈનસાફ થયા પછી તેની તરફથી તેજ દરબારમાં કે બીજા મોટા અમલદારને કે શાહનશાહાની દરબારમાં તેનો ફરીથી ઈનસાફ કરાવવાની અરજ કરેતો તે અમલદાર કે શાહનશાહાની નજરમાં કાયદાથી વાજબી ધારે તો હરેક ઇનસાફ ફરીથી સાંભળવાને હરેક દરબાર ઉપર હુકમ કરે છે. ચીનાઈ રાજ્યમાં તકસીર કરનારને સજા કરવાના અગીઆર મોટા મોટા કાયદાના પુસ્તકો છે. તે કાયદાની બુજીથી તકસીર કરનારને બાંબુની સાથે બાંધીને અથવા લાકડાના ઓકામાંએનું ગળું અથવા ગળું અને તેના બેહુ હાથ ભરાવી બંદી ખાને રાખે છે, અથવા ગામમાં ફેરવે છે, થોડી અથવા લાંબી મુદત સુધી બંદીખાને રાખે છે, દેશનીકાલ કરે છે, ફાંસીની સજા કરે છે, માથું કાપે છે, ગોહેલો માતોલ ફરવીને દર ગલીને નાંકે તકસીર કરનારને એક એક ફટકો

મારેછે, ઝીણા અને તીક્ષ્ણહથીઆરો તકસીર કરનારના શરીરમાં ભોંકેછે. બીલા ભરાવેલા પીપમાં તકસીર કરનારને ઉતારી ગબડાવે છે. ભયંકર મોટા પહાડ ઉપરથી ફેંકી દેછે. ચીનાઇ કાયદાની સતાથી હરેક રૈયત અને અમલદાર ઉપર તકસીર સાબીત થયાથી તેને સજા કરેછે; પણ કેટલીક વખતે થોડીક તકસીર કરનારને કુરપણે મોટી સજા થાયછે, એટલુ જ નહી પણ તકસીર કરનારની હયાતી બે મુલ ગણીને તેનો જાન લેવાને વીલંબ લાગતો નથી. લસ્કરી સીપાઇના નાના મોટા અમલદારો કે મેહેસુલ ખાતાના અને બીજા અમલદારોની નેમનુક શાહનશાહાની મુખ્તીઆરીથી દરેક સ્સ્થાનમાં થાયછે. એ સઘળા જુદા જુદા વહીવટનો હસાબ તપાસવાને પીકીંગ શેહેરમાં અમીર ઉમરાવ ઠરાવેલા છે, તે દરેક સ્સ્થાનની ઉપજ, નીપજ, ખરચ સઘળા સ્સ્થાનના અમલદારો પાસેથી હીસાબ લેછે અને શાહનશાહાની હજુર તે અમલદારનો અને તેની અગાઉના બીજા અમલદારોની ઉપજ નીપજનો અને વહીવટનો મુકાબલો કરેછે, એટલુ જ નહી પણ સઘળા સ્સ્થાનના જુદા જુદા અમલદારોના કાગળો, અને લખાણો નો સંપેસો પીકીંગના અમીર ઉમરાવ સાથે થાય છે.

કેટલીક વખતે એક એક હરેક સ્સ્થાનના નાના મોટા અમલદારોની બદલી શાહાનશાહા કરે છે. કેટલાક મોટા અમલદારોની બદ ચાલ શાહાનશાહાને માલમ પડી તો તે અમલદારને નાની પદવી ઉપર મોકલેછે વખતે કોઈ અમલદારની મોટી તકસીર શાહાનશાહાને માલમ પડીતો તેનો ઇન્સાફ કરીને સજાએ પોહોચાડે છે કેટલીક વખતે તો મોટા અમીર ઉમરાવને પણ મરણની શિક્ષા કરવામાં આવેછે.

ચીનાઇ રાજમાં હરેક સીપાઇથી તે મોટા અમલદારની અને અમીર ઉમરાવની ગુપ્ત તપાસને માટે શાહાનશાહાએ સેંકડો ગુપ્ત જાસુસો રાખેલા છે. એ જાસુસો ગુપ્ત રીતે દેશો દેશ ફરીને નાના મોટા અમલદારોની ચાલ, ચલણ, નીતિ, અને અનીતિ, રૈયતના દુખ, સુખની,

અમલદારોની પ્રામાણિકપણાની, અદલ ઇન્સાફની, બેદરકારીની, જલમી અને બધી પ્રકારે વાત કરતી સેંકડો જાસુસો દરેક સ્વસ્થાનોમાં ગુપ્ત રીતે ફરીને દર રોજનો હેવાલ શાહાનશાહાને લખી જણાવે છે. એવી રીત સેંકડો જાસુસો બારે માસ ફરી ફરીને શાહાનશાહાને હેવાલ લખી લખીને મોકલે છે તેથી લુચ્ચા અમલદારોની બદ નીતિ કેટલીક વખતે તાકીદે પકડાય છે. એ જાસુસો એવાતો ગુપ્ત ગણેલા છે કે તેઓને અમલદારો કે જાસુસો એક બીજાને ઓળખતા નથી સઘળા જાસુસોનો લખેલો હેવાલ એક બીજા સાથે મેળવેછે. તેથી કરી ઘણા દીવસ બદ દયાનતનો અમલદાર કે જાસુસ ગજેર બારી ચાકરીમાં રહી શકતો નથી. દરેક સ્વસ્થાનના નાના મોટા અમલદારોને ઠરેલે વખતે પીકીંગની શાહાનશાહી દરબારમાં જવાની ફરજ પડે છે. નાના મોટા અમલદારો પીકીંગમાં આવ્યાથી તેને મળવાની શાહાનશાહી દરબાર દર પાંચ પાંચ દિવસે ભરાય છે. તે દરબારમાં જે સ્વસ્થાનનો અમલદાર શાહાનશાહાની મુલાકાતે આવે તે અમલદાર દરબાર ભરવાની અગાઉ આવી પોતાનું મસ્તક નમાવી ઊભો રહેછે. દરબારમાં આવી વખત ઉપર બેસેછે એટલે દરેક અમલદાર વારા ફરતી શાહાનશાહાની સામે આવી ગુરણ મરડી ક્રુન્સ બજાવી પોત પોતાની જગ્યાએ બેસેછે. એવી રીતે સઘળા અમલદારો પોત પોતાની જગ્યાએ બેઠા પછી શાહાનશાહા પોતાના મુખે મધુર અને સલુકાઈથી સઘળા અમલદારોને નસીયતના શબ્દો બોલે છે, નીતિ એ વરતવાને ફરમાવે છે, એટલું જ નહી પણ ગુણી અમલદારોને તેજ વેળાયે મોટા અમલની જગ્યા આપે છે. કેટલાકને એક સ્વસ્થાનમાંથી બીજા સ્વસ્થાનમાં બદલી કરે છે, કેટલાકની બદ ચાલને લીધે તે અમલદારનો ઇન્સાફ કરી સજા કરેછે. ચીનાઈ રાજના સીપાઈથી તે સઘળા નાના મોટા અમલદાર, અમીર, ઉમરાવ કે પરધાનોને અને વજીરોને તેના હોધા પરમાણે પગારના બદલામાં જમીન આપેલી હોય છે તે જમીનની ઉપજ કરીને ગુજરાન કરે અને રાજની ચાકરી બજાવે છે. જે દિવસોરા જની તક-

સીરમા આવી ચાકરીથી બરતરફ થાય તે વેળાએ બીજો અમલદાર તેની જગ્યાએ થાય છે તે આગલા અમલદારની હકુમત અને જમીન સ્વાધીન કરી લેછે એની રીતે ગજનો વખાણવાજોગ બંદોબસ્ત હોવા છતા પણ કેટલેક ઠેકાણે આ વેરકારકારભાર અને બે દાદી ચાલેછે.

---

## ઝાડ પાનની કારીગરી

——00——

ચીન દેશમા ચીનાઓ ઝાડપાનના રોપા ઉગાડવાને ઘણા કુશીઆર છે. ચીનની મોટોડીને સારી રીતે સુર કરી કુંડામા અથવા કયારીમા નાખી હરેક ઝાડનો રોપો કે કલમ લગાડી તેની પુરતી માહાવજતથી તે ઝાડને ઉછારે છે. રોપાની મગદૂર પ્રમાણે તડકો, પાણી, હવા ખાતર આપવાને ચીના ગુણી છે, તેણે કરી હરેક ઝાડ બે ચાર ફુટ ઉચુ થયુ એટલે તે ઉપર મોટા મોટા ફળ થાય છે, એટલુંજ નહી પણ હરેક જગ્યાએ અથવા ગમેતના દરેક કુંડામા ત્રણ ચાર જાતના રોપાની કલમો એક બીજા સાથે વળગાવી રોપે છે, તે કલમ મોટી થયાથી કુંડામા કે જમીનમા ત્રણ ચાર જાતના ફળ ફુલ જુદા જુદા રંગના દીસે છે, પણ તે રોપાના થડ તરફ નજર કરતા એકજ થડ જણાય છે, એ ઉપલી તારીફ લાયક બીના છે.

"લાપી લાસુ અને "યુકયુયુ" નામે ચીનના જંગલમા મોટા મોટા ઝાડ થાય છે તેનો દેખાવ અને ખાસીયત જુદી હોય છે લીપી લાસુ નામે ઝાડ છે, તે ઉપર મોર, બીજ, ફળ, અને મીણ બંધાય છે એ ઝાડ ઉપર એકઠુ થયેલુ મીણ માહાડી લઇ તેમા મેળવણ કરી મીણ બતી બનાવે છે યુકયુયું નામે ઝાડ છે તેની ડાળ શરૂ-દ થાય છે તે ઉપર ઝુમકે ઝુમખા ફળ થાય છે એ ફળ ઉપરથી

છોલ કાહાડી તેમાંનો ચીકણો મેંદો નિકળે છે તેની પણ ગીણુ બતી બનાવે છે, અને મેંદો કાહાડી લીધા પછી વચે બીજ નિકળે છે તેને પીલી તેલ બનાવે છે, એ ભીણબતી તો ધર્મ ક્રિયામાં વાપરે છે; પણ તેલતો બાળવાનાં કે ખાવાનાં કામમાંજ આવેછે.

તસી નામે મજબુત જંગલી ઝાડછે તે પુરતી ઉમરમાં આવે એટલે તેના થડની આજુ બાજુએ છરીથી ચીરા પાડી તેની નીચે વાસણ મુકી રાખે છે, તેણે કરી તે ઝાડનો ચીક ઝરપી નિકળે છે, તેમાં બીજી જણસોની મેળવણી કરી ચીનાઈ "વારનીસ" બનાવે છે. એ વારનીસનો દેખાવ ચકેદ; પણ તેની ઘણીજ ખરાબ ગંધ હોયછે. એચીક હરેક માણસના શરીરે લાગે તો તેનાં શરીરને સરો લાગેછે.

"કુસુ" નામે અનજીરના જેવું ઝાડ થાય છે તે ઝાડની છાલના કાગળ બનાવે છે.

"ચુંગ" નામનાં ઝાડ મોટાં મોટાં થાય છે તેનાં ડાખળાં માંથી અને થડમાંથી કપુર બને છે. એ ઝાડ ફારમોસા, જાપાન અને બીજી જગ્યા એ નીપજે છે, પણ ફારમોસા તરફ જે કપુર બને છે તેના દાણા જેપાન કરતાં મજબુત અને મોટા થાય છે, તે કપુર પુખ્ત હોય છે.

"બાંબુનાં" ઝાડ પુશ્કળ અને જુદી જુદી, જાતના અને દેખાવડા રંગના થાય છે. એ બાંબુને ચીના સાહેરોએ એટલું તો માન આપેલું છે કે તેના ગુણની કવિતા જોડેલીછે. એ બાંબુના કાગળો, કપડાં, ખુબસુરત લાકડી, છતરી, બાંધ કામ, કોચ, ખુરસી પેટીઓ, ટોપલી, ટોપી, અને ભાત ભાતની જણસો બનાવે છે. અને બીમાં અને કુમળાં હોય છે તારે તેની શાક ભાજી બનાવી ખાય છે. ચીનનાં જંગલોમાં અને બાગ બગીચામાં અનેક પ્રકારની વનસ્પતિ થાયછે; તેનાં ફળ, ફુલ ઉપયોગમાં લઇ નવી ,નવી યુક્તિઓ શોધી

તેમાંથી તેલ, ચીક, કાદાઉકે અને તેના થડનાં લાકડાનીનવી નવી ચીજ બનાવે છે.

---

## વખાણવા લાયક ફીલસુફ.

——oo——

ચીન દેશમા ફીલસુફની સંખ્યાનો પાર નથી કેમકે પ્રથમ થઇ ગએલા ફીલસુફોએ વખાણવા જોગ વિદ્યાનો ફેલાવો કરેલો છે, તેણે કરી હાલના વખતમા ચોનાઓની છત્રીસ કરોડ માણસની વસ્તીમાં પોતાની વિદ્યાની કવિતામા કે ગાયનમા જોડણી કરવાને અને ગ્રથો લખવાને સ્ત્રી કે પુરૂષો હીમતવાન થયલા છે. ચીન દેશમા અગાઉ થઈ ગયલા કેટલાક ફીલસુફોમાથી થોડાક ભાગની તવારીખ હસ્તીમા છે અને તેઓની કીર્તિની નોંધ રખવામા આવેલી છે. તેમાથી લખનારે થોડાક ગૃહસ્થોના નામ અને તેના ગુણ દાનાવ વાચનારની હજુરમા મુકેલાછે.

"ફુહુઈ" શાહાનશાહે લખવા વાંચવાની વિદ્યામા શુધારો કરી શીકારના, માછલા પકડવાના, રાજ કારભારના, કાયદાના, નીતિના ગ્રથો ગાયનમા અને કવિતામા લખીને રૈયતને માટે પ્રસિદ્ધ કરયા છે, એટલુંજ નહી પણ પોતે મેહેનત લઇ રૈયતને વિદ્યા અભ્યાસ કરાવવાને, શીકાર કરવાને, માછલા પકડવાને, જનાવરોનો ખોરાક લેવાને રાજમા રૈયતે નીતિએ ચાલવાને, શરીરને સાતી આપવાને, ગાયન કરવાને, હુનરનુ કામ કરવાને, ડાહાપણથી વરતવાને શિખવ્યું હતુ.

"શીનનુગ" શાહાનશાહે ખેતી વાડીના કામમા સુધારો કરી ખેતી વાડીના, વેપારના, દવાઈના ગ્રંથો લખીને રૈયતને ઉજડ જગ્યાની ખેતી વાડીનુ, વેપારનુ, દરદીની દવાઈનુ કામ બતાવ્યુ હતુ

"હવાંગતી" શાહાનશાહે જોતિષ શાસ્ત્રના ગ્રંથો સુધારી સૂર્ય, ચંદ્ર, તારા વગેરેને વેધશાળા બનાવી તેનાં યંત્રોની શોધ કરીને સુરજ, ચંદ્રની ચાલ તપાસી નવા પંચાગો બનાવવાનું શરૂ કરેલું છે.

"અયાઉ" શાહાનશાહાના વંશે એકસો બે વરસ સુધી રાજ ચલાવ્યું હતું. તેની કીર્તિ વખાણવા જોગ છે માટે તેના રાજ કારભારની તવારીખ વખાણવા કાનફીયુસે "સુકીંગ" નામનો ગ્રંથ લખેલો છે તેમાં તેની કીર્તિ લખેલી છે તેથી ચીનાઓમાં હજી સુધી તે તાજી છે.

"સુન" નામે શાહાનશાહ થયો હતો તેણે જોતિષ શાસ્ત્રની વધારે શોધ કરી તેના ગ્રંથોમાં વધારો કીધો હતો; એટલુંજ નહી પણ રાજ દરબારી કાયદાના પુસ્તકોમાં સુધારો કરી ગાયનની રીત જોડણી કરી રૈયતને ગાયનની મારફતે વાંચવાને ઉતેજન આપતો હતો; અને રૈયતને અમલદારોને નીતિએ વરતાવવાને વરસો વરસ પોતાના રાજની હદમ ફરતો હતો.

"કીનલુંગ" શાહાનશાહે પીકીંગમાં પુસ્તકનું સંગ્રહસ્થાન કીધુ હતું. તે વેળાયે હાથનાં લખેલાં પુસ્તકની સંખ્યા એક લાખ અડસઠ હજારની થઈ હતી.

"સુન" વંશનો શાહાનશાહ ઈસ્વી સન ૫૦૨ ના વરસમાં થયો હતો. તેણે પુસ્તકની શોધ કરી તે વેળાયે સઘળી ત્રણ લાખને સીતેર હજાર લખેલા પુસ્તકની સંખ્યા હતી, એ શાહાનશાહે તે વેળાયે છાપવાની કળાની શોધ કરીને લખેલા પુસ્તકો છપાવ્યાં હતાં.

"ફવાંસુ" ચીનસુફ ઈસ્વી સનની અગીઆરમી સદીમાં જન્મ્યો હતો તેના વખતમાં તાતારી લોકો ચીન ઉપર હમેસાં આવીને હુમલો કરતા હતા; તેણે કરી એ નામાંકીત ચીનસુફે લડાઈ કરનાર ચીનાઈ લશ્કરને બાહાદુરીથી લડાઈ કરવાને, કવાયત આપવાને, અમલદારોની તરફથી ચેતવણીના નવા શબ્દો સમજવાને આસરે ચારસો પુસ્તકો લખ્યાં હતાં.

એ પુસ્તકો ચીનની સરકારને પાછળથી હાથ આવ્યાં, તેણે કરી કેટલાંક વરસ સુધી તાતારી લોકો ચીન ઉપર ફાવી શક્યા ન હતા.

"હાંગ" ઓલાદનો શાહાનશાહા તખતે બેઠો હતો, તેણે બાવીસ મોટા મોટા પુસ્તકો લખેલાં છે. તેમાં સંસારી, રીતભાતના, નીતિના, રાજનીતિના, શાહાનશાહે રૈયત ઉપર મેહેરબાની રાખવી તેના, રૈયતની આબાદાનીમાં વધારો કરવાના, શાહાનશાહે વજીરો અને ચાકરોને કેવી રીતે રાખવા જોઇએ તેના, વજીરોની અને ચાકરોની પરીક્ષા કેવી રીતે કરવી તેના, વજીરોએ અને ચાકરોએ અને સ્ત્રીએ પોતાના શાહાનશાહા અને ધણીઓ સાથે કેવી ઇમાનદારીથી ચાલચલાવવી તેના, એ શીવાય કવિતા અને નીતિ ભરેલાં ગાયનનાં પુસ્તકો લખેલાં છે, અને એ શીવાય બીજા હજારો ફીલસુફ થઇ ગયલા છે. તેમાં સઘળાથી વખાણવા જોગ. અને તારીફ લાયક "કાનફીયુસીયસ" ફીલસુફ થઈ ગયો તે નવ હાથ ઉંચો હતો. તેણે ચીનાઈ રાજના મંડાણનો અને ધર્મનો સઘળી પ્રકારે સુધારો કરવાને સેંકડાં પુસ્તક લખેલાછે અને બીજી ઘણીક પરકારે પોતે મેહેનત લેઇ શોધ કરેલીછે. એના જેવો બીજો કોઈ ફીલસુફ ચીનમાં થયો નથી તેના લખેલા પુસ્તકનો ફ્રેંચ અને અંગ્રેજી ભાષામાં અને બીજી ભાષામાં તરજુમો થયલોછે અને હાલ ચીનાઈ રાજમાં પણ એ નામાંકીતના લખેલા ગ્રંથોને આધારે રાજ નીતિમાં, ધર્મ શાસ્ત્રમાં અને સઘળી પ્રકારે તેની બતાવેલી નીતિ હરતીમાં છે. બીજા ફીલસુફની નોધ લીધી નથી.

---

## વરસાદની ખુટ પડયાથી તાયો કુવાંગ શાહાનશાહાની પ્રાર્થના.

---

ચીનાઈ રાજમાં મોટી નદીઓ કે જેની સંખાઇ પાંચસોથી પચીસસો મૈલની ગણાય છે. એ નદીઓ અને નેહેરો ચીનાઈ રાજની સારા

ભાગની જમીનમાં પસારો થયલો છે. તે છતાં વરસાદની દરવરસે જરૂર પડેછે. ગરીબ રૈયતના લાભને વાસ્તે ચીનનો શાહાનશાહા કેટલો પ્યાર રાખે છે તે વિશે દાનાવ વાંચનારે વિચારવું. વરસાદનેમાટે શાહાનશાહાએ પ્રાર્થના કીધીછે તે તવારીખ ઉપરથી ઉતારી છે. ઇસવી સન ૧૮૩૨ નાં વરસમાં વરસાદની ખુટ પડી હતી માટે "તાયોકુવાંગ" શાહાનશાહે દયાળુ ઇશ્વરની કરેલી પ્રાર્થના.

ઓ ઇશ્વર હું નાક ઘસણી કરી, પગેલાગી અરજ કરૂ છો કે ઓ બુલંદ આસમાનના ધણી મારી ઉપર મોટો ગજબ આવી પડતે નહી તો, હું તારી સેવામાં મોટી અરજ ગુજારવાને હીંમત ધરાવત નહી; પણ સ્વરગી રાજ મને મળ્યાને બારમુ વરસ બેઠું એટલામાં માહારા માઠાંભાયેગથી વરસાદની ખુટ જોવામાં આવી છે. એવી વરસાદની ખુટ આગાઉ માહારા ઘરમી વડીલોનાં વખતમાં પડી નથી. ઓ આસમાનના ધણી હવે ઉનાળાની મોસમ ઉતરી ગઈ અને કસી પરકારે વરસાદના પેગામ જણાતા નથી, તેણે કરી મને ધાસ્તી લાગે છે, કે માહારા નગસા કરતુકના દુઃખનું ખેતીવાડી વાળાને માણસ જાતને, જનાવરોને, અને ઝાડપાન ઉપર આવી પડવાથી મરણ પામવાની તેયારી થશે.

ઓ ઇશ્વિર હું સ્વરગી રાજનો અધીકારી તારી કૃપાથી થયેલ છેઉ. મને છત્રીસ કરોડ માણસના જાન માલ, જનાવર, ઝાડ પાન અને મોટા ભાગની પૃથ્વી ઉપર હકુમત ચલાવવાને અને તેઓની ખરદાસત રાખવાનેમને મોકલ્યો છે. તેના દુઃખ, સુખ, જોલમીનો જવાબ તારી દરબારમાંગને આપવો પડશે, એવી ધાસ્તીથી નેયામત જેવી ઓગરી માહારી પાસે આવાને મુકે છે, તે ઓગરી હુ સુખેથી ખાઈ શકતો નથી. ઔરાત ભરેલા મેહેલમાં સુખ ચેહેનથી સુઇ શકતો નથી; એટલુંજ નહી પણ હું રૈયત ઉપર આવી પરેલા દુઃખ, અને સંતાપથી ચીંતામાં બળી જળી મારૂં શરીર તવાઈ ગયું છે. એવી રીતના દુઃખો, સંતાપો ખમીને

મારૂ શરીર ધ્રુજવા લાગ્યુ છે, એટલી મુઝામત એ ચતા મારી ગરીબ રૈયત ઉપર આસમાનથી ગજબ આવી પડયો છે, અને આજ સુધી વરસાદ ની પરગામણી થઇ નથી. એ વરસાદને વાસ્તે થોડા દિવસ ઉપર મે કેટલાક દિવસ સુધી અપવાસ કીધા અને પૃથ્વીની સાતી કરવાને પુજા કરી, ભોગ આપવાની ક્રિયા કરી હતી, પણ ઓ ઇશ્વર અજુ સુધી વરસાદ આવવાની વકી દીઠી નથી, તેથી હુ ધારૂ છુ કે મારાથી ધરમને બદલે પાપ ઘણા થયા હશે, રૈયત ઉપર જોલમી થઇ હશે, અની તિના કામો વધારે થયા હશે. ઓ ઇશ્વર મારા થયલા પાપ હવે માફ કર કે વરસાદ આવે

ઓ ઇશ્વર હુ પગે લાગી, નાક ઘસણી કરી પ્રાર્થના કરૂછુ કે મારાથી જુલ્માઇ, જોલમી, અનેપાપ, થયા હશે, તે મારો અપરાધ ક્ષમા કર! માહારા પાપી કરમના પાપથી કરોડો ધરમી માણસો, જનાવરો દુ:ખી થાય છે માહારા પાપ ઘણા થયા છે તેમાથી માહારો છુટકો કરવાનુ મહા દયાળુ ઇશ્વર તારા હાથમા છે. તુ કૃપા કરશે તો માહારા જેવા પાપીને સ્વર્ગે લઇ જશે! હવે ઉનાળો જતો રહે છે, વરસાદને વારતે વીરજ રેહેતી નથી. હું ફરી ફરીને તારી પાસે નાક ઘસણી કરી અરજ કરૂ છો કે મારા ઉપર દયા કર અને કરોડો પ્રાણી ઓનો બચાવ કર.

---

## શાહાનશાહાનુ કામકાજ.

——000——

શાહાનશાહા મેહેલમાં બેસીને થઈ ગયલા શાહાનશાને પોતાના વડીલો સમજી તેના રસ્તા અને ફીનગુરૂઓના બનાવેના ગ્રંથો વાંચેછે. તેમા થઇ ગયલા શાહાનશાહાની રાજ નીતિના જુના ગ્રંથોને આધારે પોતે રાજ ચલાવેછે, તેથે કરી રૈયતને નવા રાજાનુ દુ:ખ ખમવુ પડતુ ન-

થી. રૈયત હરેક શાહાનશાહાને પોતાના કુટુંબનો વડો એટલે માતા પીતાની બરાબર ગણેછે; એટલુંજ નહી પણ અસલથી હરેક શાહાનશાહાના થતા ફરમાનોને તાબે થવાને ચીનની રૈયત વિલંબ લગાડતી નથી. તેમ નીતિવાન શાહાનશાહા રૈયતનું મન દુખવવાને શકત હુકમ પણ કરતા નથી.

હાલ કેટલાક વરસ થયાં ચીનનાં રાજનું પાયતખ્ત પીકીંગ શેહેરમાંછે. કેટલાક અમીર ઉમરાવો ત્યાં ઠરાવેલાછે, તેમાં સઘળાં સ્તરસ્થાનની રૈયતનું, દાનસાફનું, લસકર ખાતાનું, મેહેસુલનું, જકાતનું, ઉપજ અને ખરચનું, એવી રીતે સઘળા વહીવટનું ઉપરી પણું જુદા જુદા અમીર ઉમરાવો ને સોપેલું છે; પણ તે ઉપર અખ્તીઆર શાહાનશાહાનો છે એટલુંજ નહી, પણ હરેક શેહેરમાં ગુનેગારે મોટી તકસીર કરી હોય તેને મોતની સજા કરવાને અમલદારોને અખ્તીઆર આપેલો નથી. એવા તકસીર વાળાને મોતની સજાનો ઠરાવ શાહાનશાહા તરફથી થાય છે. હરેક ગુનેગારને મોતની સજા કરે છે તે દિવસે શાહાનશાહા અને ઈનસાફ કરનાર અપવાસ કરીને ઈશ્વરની નમ્રતાઈથી સ્તુતી કરેછે, તેમાં ગુનેગાર ઉપર બે ઈનસાફી થતી હોય તો તેની માફી માગે છે. કેટલીક વખતે ન્યાયાધીસે ઠરાવેલા ગુનેગારને મરણની શિક્ષામાંથી શાહાનશાહા બચાવે છે. કેટલીક વખતે શાહાનશાહા મેહેરબાન થઈ કરેલી સજામાંથી છુટકારો કરેછે. એવી રાજ નીતિ સઘળાં સ્તરસ્થાનોમાં ચાલેછે તેના વહીવટના લેખ પત્રો રાત્ર દિવસ અમીર ઉમરાવ ઉપર આવેછે, તેનો જવાબ ઉપરી અમીર અને શાહાનશાહા તરફથી દેશો દેશ રવાના થાય છે. એવી રીતે રાત્ર દિવસ સેંકડો લેખ દેશો દેશના આવે તે ઉપર ધ્યાન આપવું રાજની, રૈયતની સંભાળ કરવી, અમલદારોની ફેર બદલી કરવી, એ મેહેનત થોડી તારીફ લાયકનથી; એટલુંજ નહી પણ નામાંકીત શાહાનશાહા એ મેસાં કેટલી ફકર ચીત્તામાં રેહેતો હશે! ખરું છે કે ફકીરને તો પોતાનાં એક પેટની ફકર રેહેછે; પણ શાહાનશાહાઓને તો આખી

દુનીઆની ચીન્તા રેહેછે. કેટલાક શાહાનશાહા આળસુ હોવાથી રાજ દરબારી કામથી કંટાળીને સઘળુ કામ પરધાનોને સોંપી, શાહાનશાહા મોજ શોકમાં પડેછે, પણ ગુણી પરધાન હોય તો ઇમાન દારીથી શાહાનશાહનુ રાજ બરાબર ચલાવે છે; અગર કોઇ મતલબી પરધાન હોય તો શાહાનશાહાની ખુવારી થાય છે. એવી રીતે ચીનાઈ રાજમાં બંદોબસ્ત હોવા છતાં શાહાનશાહાની આળસાઇને લીધે કેટલાક અમીર ઉમરાવ અને અમલદારો બળવત થઈ શાહાનશાહાની રાજ ગાદી લઈ પોતે શાહાનશાહા થઇ બેઠા હતા.

---

## શાહાનશાહાની ધરતી પુજા.



શાહાનશાહા ધરતીની પુજા કરવાને દર વરસે એક બે વખતે ઠરેલાં મહુરતે ખેતરોમાં તંબુઓ બંધાવેછે. શાહાનશાહા પોતે ત્રણ દિવસ-અપવાસ કરી ચોથે દિવસે પાંચ જાતનુ ધાન્ય, જાત જાતનો મેવો, બોકડી, જનાવરો સાથે લઇને શાહાનશાહા, અને રાજ દરબારી અમલદારો પીળો પોશાક પેહેરી હથીઆર બંધ ધામ ધુમે શાહાનશાહાની સ્વારી સાથે નિકળે છે. તે જગ્યાએ જઇ ધર્મ ક્રિયા શાહાનશાહ કરેછે, ધરતીને સઘળો ભોગ આપે છે, તેનો પરસાદ ત્યાંસઘળાનેવેહેચી આપે છે. એવી રીતે ધરતીની પુજા થયા પછી શાહાનશાહ પોતાના હાથમાં હોળ પકડી થોડીક ધરતી ખેડેછે, ત્યાર પછી અમીર ઉમરાવ, અમલદાર અને સેન ખેડેછે. એ ધરતી ખેડવાનુ કામ થયા પછી શાહાનશાહા અને તેના સોબતી, અમીર, ઉમરાવ તબુમાં જઈ ખાનું ખાય છે. બીજે દિવસે ખેતરનું કામ કરવાને ઠરેલા માણસો હોય તેને સોંપી શાહાનશાહા અને બીજા પોતાને મોહેલ જાય છે; પણ ફુરસદની વેળાએ શાહાનશાહા તે ખેતરમાં આવ જા કરે છે અને અનાજનો સારો પાક થવાની ઉમેદ રાખે છે.

---

## શાહાનશાહાનાં વડીલોની કબરની પુજા.

શાહાનશાહા મરણ પામેછે તેની કબરો પીકીંગથી દુર મીંક દેનમાંછે. એ જગ્યાનો ઘેરાવો કેટલાક મેલ સુધીનો છે. એ જગ્યાને ચીનાઈ કારીગરીનાં સઘળાં ખુબ સુરત બાંધ કામોથી બનાવેલી છે. તેની ચોકસી રાખવા માટે લશ્કરી સીપાઈઓ અને તેના અમલદારો રાખેલા છે. તેનો પગાર અને એ જગ્યાની મરામતનો ખરચ દર વરસે પંદર, વીસ હજાર ટેલનો થાય છે. એ સઘળા ખરચને માટે સરકારે જુદી જમીન આપેલી છે તેની ઉપજમાંથી ખરચ થાય છે.

કબરોની પુજા કરવાનો તેહેવાર દર વરસે આવે છે, તેની કેટલાક દિવસ અગાઉ શાહાનશાહા, પરધાન, અમીર, ઉમરાવ, એ સર્વે માંસ, કાંદા, ને લશણ ખોરાકમાં ન વાપરતાં એ જણસની પરેજી રાખેછે એટલુંજ નહી; પણ ગાયન, નાચરંગ કરાવવાથી, ગાયન સાંભળવાથી અને સ્ત્રી સંગથી દુર રેહેછે. એ પરમાણે કબરની પુજાના તેહેવારનાં મુહુર્ત ના કેટલાક દિવસ આગમજથી સઘળી વસ્તુથી પરેજ રહેછે. જે દિવસે પુજા કરવાનું મુહૂર્ત હોય તેની એક દિવસ અગાઉ પુજાને વાસ્તે તરેહ તરેહનો મેવો,મીઠાઇ ખોરાકીની જણસો,ફુલ,ધુપ,દીપ બાળવા ને માટે તરેહ તરેહના બનાવટનાં કાગળો અને ભોગ આપવાને સઘળી ચીજો તૈયાર રાખે છે. પુજા કરવાના મુહૂર્તને દિવસે સઘળા રાજદરબારી ગૃહસ્થો સફેદ પોશાક પેહેરી હથીયાર બંધ શાંહાનશાહાની સ્વારી સાથે કબરોની પુજા કરવાને જાય છે. કબરો પાસે જઇ તેની પુજા કરે છે અને ભોગ આપે છે. પુજાની સઘળી ક્રિયા કરી રહ્યા પછી

## ચીનાઈ રાજની ઊપત્તી

ચીનાઇ રાજની ઊપત્તી ઘણી જુની અને હજારો વરસ અગાઊની છે, તેની તવારીખનાં જુના અને નવા ગ્રંથો વખણાયલા "તસીન" ના વખતમાં બાળી નાખવામાં આવ્યા હતા ; તેણે કરી ચીનાઇ તવારીખનું અંધારૂ વળેલુ છે ; પણ પાછળથી કેટલાક વિદ્વાનોએ દંત કથા ઉપરથી અને રહેલા પુસ્તકોની મદતથી જુની તવારીખને હયાતીમાં લાવી મુકી છે; પણ જુની તવારીખના પુસ્તકો નહી મળવાથી એ તવારીખને આતરી ભરેલી ગણવાને સઘળા ગ્રંથ કર્તાઓ એકમત થઈ શકતા નથી.

ચીનાઇ રાજ વ શીનો બરાબર તવારીખનો હેવાલ વખણાયલા "મળાયે" અને બીજાઓનાં કરેલા ભાષાંતરમાં એવો ખુલાસો કરેલો છે, કે ચીનાઓની તવારીખ પૃથ્વી અને આકાશ જુદાં થયા પછીના દાખલા આપેછે. વખણાયલા હાનના છોકરાઓની અગાઊના લખેલાં ગ્રંથો ઉપરથી પણ કેટલાક દાખલા માનવા જોગ છે. ચીનના ઇતિહાસ'કર્તા એ દુનીઆની ઊપત્તી બતાવી છે તે વિષે કેટલાક વિદ્વાનોમાં તકરાર ચાલી હતી અને પોત પોતાના વિચારો પક્કા કરવાનેમાટે એક બીજા સાથે તવારીખ બાબદ પડેલા વાંધાનું મેવટ લાવવામાં ઘણો પ્રયત્ન કરયો હતો; પણ તેમાં તેઓ ફાવી શકયા નથી. વખણાયલા "યાંગતઝી" કેહેછે કે જ્યારે આપણી પાસે પ્રાચીન કાળનાજુના ગ્રંથો નથી ત્યારે તે વિષેની તકરાર ખાતરી ભરેલી કોણ કરી શકશે?

પ્રથમ પાંચ તત્વ થયા તે એવીરીતે કે પૃથ્વી, તેજ, વાયુ, આકાશ અને શબ્દ એ દરેક વસ્તુની ઊપત્તી વિષે અને તેના નાના પ્રકારના ગુણ વિષે વિચાર કરતાં ખુલ્લું જણાય છે કે આદિ અનાદીથી પ્રથમ નિરાકાર શક્તિનો પ્રકાસ નિકળ્યો હતો પછી તે સઘ-

ળી દુનીઆનું મંડાણ પસરાવવામાટે, અને રાઘળી વસ્તુ પેદા કરવાને એક મહા પુરૂષની ઉત્પત્તી કરવાને વિચાર્યું કે તેવા માણસને ઉત્પન્ન કરી તેને પૃથ્વીપતી તરીકે ગણવો જોઇએ, તેણે કરી પ્રથમએક ઇંડું ઉપજાવી તેનું સેવન કરી તેમાંથી "પવાનકુ" નામે માહા ભારત કામ કરનારને તે ઇંડામાંથી ઉત્પન્ન કર્યો હતો. એ પવાનકુ, જેવો ઉત્પન્ન થયો એટલે દરરોજ તેના શરીરનો ભાગ છ, છ ફુટવધતો ગયો. તેને એક હાથમાં ફરસી અને બીજા હાથમાં હથોડો પકડી તેના મજબુત હાથે મોટા મોટા પાહાડ ઠેકાણે ઠેકાણેથી ભાગીને તેમાંથી સુરજ, ચંદ્ર, અને સેતારાને ઉત્પન્ન કીધા હતા, તે સાથે અજદા, કાચબો અને એક સીંગડાનું બળવંત જનાવર ઉત્પન્ન કીધાં હતાં. એવી રીતે પવાનકુએ ચીનની પૃથ્વી ઉપર અઢાર હજાર વરસ સુધી પ્રાણીઓને માટે મોટી રંજેસો નવી નવી ચીજો બનાવી હતી તેમાં આકાસ ઉંચે ચહડાવ્યું, પૃથ્વી ફેલાવીને જાડી કરી. એવી રીતે ચીનની વસ્તીને માટે સઘળી ચીજો તૈયાર કરી એટલામાં, તેની હયાતીની આખર આવી, તેણે કરી પ્રજાના સુખને વાસ્તે કરેલી મેહેનતનું સુખ તે પૃથ્વીપતિ જોઇ ન શક્યો. એ પવાનકુ મર્ણ પામ્યો તે વેળાએ તેના માથાનો ભાગ પાહાડમાં ભળી ગયો, શ્વાસો શ્વાસનો ભાગ વાયુ અને વાદળાં સાથે મળી ગયો, અવાજનો ભાગ આકાસમાં થતા ગડગડાટમાં મળી ગયો, અને તેના અવયવો ચારે દિશામાં મળી ગયા, તેના શરીરની નશો નદીઓ સાથે મળી ગઈ, તેનું માંસ ધરતીની મટોડી સાથે મળ્યું. તેની દાઢીના બાલ ગ્રહો અને સેતારા સાથે મળ્યા, તેના શરીર ઉપરના બાલની વનસ્પતિ થઈ, તેના દાંતની ધાતુ થઈ, હાડકાના ખડક થયા, તેની ચરબીનાં રતન અને ઝવેરાત થયા, તેના પસીનાનો વરસાદ થયો, અને તેના શરીરે વળગેલા જીવડાનાં માણસો થયાં, એવી રીતે હસવા સરખી ચીનની ઉત્પત્તીનો હેવાલ બતાવેલો છે.

ત્યારપછી મોટા કુદંનો "ત્રત્ન" ની આતમક થયો તેમાં પહેલો આ-

કામનો, બીજો પૃથ્વીનો, ત્રીજો મનુષ્યનો હતો. એવા ત્રણેમાંથી પેહેલાએ જ્ઞાન, બીજાએ ધર્મ, ત્રીજાએ રાજનીતિ સ્થાપન કીધાં, અને તેઓએ અશરે અગાડ હજાર વરસ સુધી ચીનની વસ્તી ઉપર રાજ કીધું હતું. તેમાં રાજનો બંદોબસ્ત થયો, માણસોને ખાવા પીવા શિખવ્યાં, સ્ત્રી પુરૂષનું જોડું કીધું, નિદ્રા અને અગત્યનાં કામનો સુધારો કીધો હતો.

ત્યાર પછી "યુચાઉ" અને બીજો "સુઈજી" નામના શાહાનશાહા થયા તેમાં પેહલા શાહાનશાહાએ રેહેઠાણ અને હવેલી બાંધી તેમાં રેહેવાની હીકમત બતાવી અને બીજાએ આકાશમાંથી અગની લાવી રસોઈ કરવાની હીકમત બતાવી હતી. તેની અગાઉ અને પાછળ સેંકડો શાહાનશાહ થઇ ગયા છે તેનાં વરસ અને ચોકસ નામોની ટીપ મળી આવી નથી; પણ ફુહઈ શાહાનશાહા થયો તેની અગાઉનાં રાજની ઉત્પત્તી દંતકથા ઉપરથી સાડાચારથી પાંચ લાખ વરસની ગણાય છે.

વખણાયલા અશરના ઇતિહાસ ઉપરથી સાબેત થાયછે કે ઇસ્વી સનની અગાઉ ૨૮૫૨ વરસ ઉપર ફુહઈ શાહાનશાહા થયો હતો. તેની પાછળ બીજા શાહાનશાહા થયા હતા, તે સઘળા શાહાનશાહોએ ચીનાઇ રાજની હકુમત ચલાવી હતી. તેની વિગત નીચે પ્રમાંણે જાણવી.

૧ પેહેલા "ફુહઈ" શાહાનશાહાએ ઇસ્વી સનની અગાઉ ૨૮૫૨ ના વરસમાં રાજ ગાદી મેળવી હતી. તેણે રાજ વખાણવા લાયેક ૧૧૫ વરસ સુધી ચલાવ્યું.

૨ બીજો "શીંગનુંગ" શાહાનશાહાએ ઇસ્વી સનની અગાઉ ૨૭૩૭ ના વરસમાં રાજ ગાદી મેળવી હતી, તેણે પોતાના રાજમાં મોટો સુધારો કરેલો છે, તેણે ૪૦ વરસ સુધી રાજ ચલાવ્યું.

૩ ત્રીજો "હવાંગતી" શાહાનશાહાએ ઇસ્વી સનની અગાઉ ૨૬૯૭ નાં વરસથી રાજ ગાદી મેળવી હતી તેના વખ-

તમાં ઘણા નવા કામો થયેલાં છે, તેણે ૧૦૦ વરસ સુધી રાજ ચલાવ્યું.

૪ ચોથો "સ્યગ્ર" શાહાનશાહાએ ઇસ્વી સનની અગાઉ ૨૫૯૭ નાં વરસમાં રાજ ગાદી મેળવી હતી તેના રાજમાં વધારે ફેરફાર થયો નથી, તેણે ૮૮ વરસ સુધી રાજ ચલાવ્યું.

૫ પાંચમો "ચીઉનહુ" શાહાનશાહાએ ઇસ્વી સનની અગાઉ ૨૫૧૩ ના વરસમાં રાજ ગાદી મેળવી હતી તેનાં રાજમાં જાણવા જોગ ફેરફાર થયો નથી તેણે ૭૮ વરસ સુધી રાજ ચલાવ્યું.

૬ છઠો "કુઇ" શાહાનશાહાએ ઇસ્વી સનની અગાઉ ૨૪૭૫ ના વરસમાં રાજ ગાદી મેળવી હતી, તેના રાજમાં અયુ વજીરે ઘણા સારા કામો કરયાં હતાં, તેણે ૭૮ વરસ સુધી રાજ ચાલાવ્યું.

૭ સાતમો "અયુ" શાહાનશાહાએ ઇસ્વી સનની અગાઉ ૨૩૫૭ ના વરસમાં રાજ ગાદી મેળવી હતી, તેણે અને તેના વજીરે વખાણવા લાયક રાજમાં સુધારો કરયો હતો, તેણે ૧૦૨ વરસ સુધી રાજ ચલાવ્યું.

એ સાત સાહાનશાહાના વખતમાં રૈયત અને અમલદારો મળીને મહા વિદ્વાન અને ડાહાપણ ભરેલા અમીર ઉમરાવને કે ગૃહસ્થને પોતાની ઉપર રાજા તરીકે ઠરાવતા હતા. તેમજ સાતમો અયુ શાહાનશાહાને રૈયતે ઠરાવ્યો હતો. એ છઠા શાહાનશાહાનો ડાહાપણ ભરેલો મોટો વજીર હોવાથી તેને રૈયતે શાહાનશાહા દાખલ કબુલ રાખ્યો હતો. એ સાતમો શાહાનશાહા થયા પછી તેણે સાત વરસ હયાતી ભોગવી હતી, તેમાં રાજ નીતિમાં ઘણો સુધારો કરી રૈયતને સુખી કીધી હતી. તેણે કરી તેની વખાણ અને ચાલ ચલગત વિષે

સેંકડો વરસ તેના મરણને વહી ગયાંછે તોપણ તેની કીર્તિ કાયમ રહેલીછે. એ શાહાનશાહાની તારીફ વખાણયલા કાન ફીયુસીયસ ફીલસુફે "શુકીંગ" નામનો મોટો ગ્રંથ રચેલો છે તેમાં અતિશય છે. એ શાહાનશાહે ચીનાઈ રાજના ઠરાવમાં અગત્યનો ફેરફાર કર્યોછે એટલુંજ નહી, પણ રૈયતની રાજી ખુસીથી એવી કબુલાત લીધી કે હવે પછી જે શાહાનશાહા થાય તેનો વડો છોકરો હોયતે રાજ ગાદીનો માલિક ગણાય. તે ઠરાવ સઘળી રૈયતે કબુલ રાખ્યા પછી તેના વંશે ૧૦૨) વરસ સુધી ધર્મ રાજ ચલાવ્યું હતું. ત્યાર પછી સઘળા શાહાનશાહાનાં વંશ પરંપરાએ વડો છોકરો કે વડીલ વારસ હોય તે રાજ ગાદી ઉપર બેસેછે. પણ માઠાં ભાયેગનો કે દૈવ અને બુદ્ધિ હિણુ શાહાનશાહા થયો હોયતો તેના વાડીલાની રાજ ગાદી ખોઇને તેનું આખુ કુટુંબ પોતાનો જાન બચાવવાને જંગલે જંગલ ફરી દરીદ્ર થાયછે અને રાજ ગાદીનો માલિક હરેક બળવંત હોયતે થઈ બેશે છે.

"યાઉ" શાહાનશાહા થયા પછી નવમે વરસે પહેલી મોટી રેલ આવી હતી; પણ તે વેળાએ તેનો છોકરો "શી" નામનો એક બે વરસ અગાઉ રાજ ગાદી ઉપર બેઠો હતો. તેના અને તેની પાછળનાં વંશનાં વખતમાં ૫૫) વરસ સુધી વારવાર કેટલીક વખતે જલ પ્રલય એટલે ગોટામાં મોટી રેલો આવેથી ચીનની ખરાબી થતી હતી. તેમાં પ્રથમ ઇસ્વી સનની અગાઉ ૨૩૪૮ નાં વરસમાં ઉત્તરનાં "નાવચીક" તરફની નદીમાં પાણી ઉભરાઇ આવ્યાથી એ પાણીનો અતિશય વધારો થયો હતો. તેની ઈયાદ દાસ્ત રાખવાને તવારીખ લખનારે એવાત લખીછે, તેનો કેટલાક વિદ્વાનો એ પોતાની ભાષામાં તરજુમો કરેલો છે. તે વેળાએ કેટલાક ઉપાય એ રેલને હટાવવા કીધા હતા, તે વ્યર્થ ગયા હતા. બેવી રેલ ૨૨૯૩ નાં વરસમાં આવી હતી. એ રેલને લીધે લાંબી મુદત સુધી લાખો પ્રાણીના જાન માલની ખરાબીનું સંકટ ભોગવી શાહાનશાહા ર

રૈયત કંટાળી ગયા હતા. એવી રૈલનું સંકટ અગાઉ અને પાછળના શાહાનશાહના વખતમાં કોઇ વેળાએ ચીનની જમીન ઉપર આવ્યું ન હતું; માટે એ રાજ વંશીએ મોટી મેહેનત કરીને એ આફત માંથી સઘળી રૈયતને મોકળી કરવાના અનેક ઉપાય કરયા હતા. કાળ કરમનાં ઇતિહાસ ઉપરથી મી० કલપ્રાથ કેહેછેકે ઇસવી સનની અગાઉ ૨૨૯૭ નાં વરસમાં જે "ઓીમુમુસ" ની ભયકર રૈલ આવી હતી. તેમાં પ્રાણીઓના જાન માલની મોટી ખરાબી થઇ હતી. એવું મોટું સંકટ વારંવાર એકા એક આવી પડવાથી સઘળા કંટાળી ગયા હતા. તે વેળાએ શાહાનશાહા સઘળાનું સંકટ જોઇ ઘણો દુ:ખી થવા લાગ્યો, અને પોતાના અમીર ઉમરાવ ને કેહેવા લાગ્યો કે ઓ દાનાવ અમીરો કેટલાક વરસ થયાં આ રૈલનું મહાભારત સંકટ આપણને ખમવું પડે છે, તેમાં રૈયતનાં જાન માલની વારંવાર ખરાબી થાયછે, એ સંકટ આપણે ખમીએ છીએ તેમ તેમ વધારે સંકટ આપણા ઉપર આવતું માલમ પડે છે. આ વેળાએતો મોટો ગજબ આવી પડેલો છે કે, સઘળી જમીનનો મોટો ભાગ અને પાહાડોના શિખર પાણીથી ગરક થયાછે; અને ધાસ્તી લાગેછે, કે એ પાણી ઉંચે ચહડીને આપણ સઘળાને ખેંચી લઈ જશે. એ આફતમાંથી સઘળાને મોકળા કરવાને કોઈ માણસ મળી આવે તો સઘળા પ્રાણીઓનો બચાવ થાય, નહીતો આપણા સઘળાના જાન માલની ખરાબી થવાનો વખત નજીક આવતો જાયછે. એથી મારી ઇચ્છાછે, કે આ આફતમાંથી દુર કરનાર કોઇ દાનાવ અમીર ઉમરાવને શોધી તેને એ કામ સોંપવું જોઇએ, તેણે કરી આપણી ઉપર આવેલી આફત ટળે. એવા શાહાનશાહાના શબ્દો સઘળાં અમીર ઉમરાવે સાંભળીને "કવાંગ" નામનો અમીર, એ કાંમને લાયક હોવાથી તેને એ રૈલનું પાણી કાહાડી નાખવાનું કામ સોંપ્યું હતું. તેણે નવ વરસ સુધી મેહેનત કરી; પણ એ આફત ભરેલું દુ:ખ ટાળવામાં ફતે પામ્યો નહી. ત્યાર પછી કુવાંગનો છોકરો અયુને તેનાં બાપે

પોતાની મદતે બોલાવી એક બીજાની સહલાથી નદીઓની ઉત્તર દક્ષિણ બાજુઓમાં કેટલાક મોટાં મોટાં નાળા અને ઊંડી ખાઇઓ આદીને પાણીનો માર્ગ કીધો હતો. તેણે કરી એ રેલની આફતથી ચીનાઇ રાજનો બચાવ થયો છે. એ સમાચાર શાહાનશાહાને મળ્યાથી કુવાંગ અને તેના છોકરાને કીમતી મોટી જમીન બખસીસમાં આપી હતી. ચીનાઈ રાજની જમીન ઉપર હજીપણ ઉત્તર તરફના ઊંચા પાહાડો ઉપરનું બરફ પીગળીને એ નદીઓમાં પાણીનુ મોટુ પુર આવે છે, તે વેગાએ ઉત્તર, દક્ષિણનાં કેટલાક સ્વસ્થાનોને એ નદીના પાણીના જોરથી થોડી ઘણી નુકસાની થયા વગર રેહેતી નથી. એ સાતમાં શાહાનશાહા ના વંશનું રાજ ગયાંથી તેનાં કુટુંબના માણસો જંગલોમાં નાહાસી ગયા તેમાં રાજ ગાદીનો વારસ થનાર નાનો બાળક હતો તેને પોતાની માતા લઇને છુપી રીતે જંગલ તરફ નાહાસી ગઇ હતી. તે બાળક પુરતી ઉમરનો થયા પછી પોતાના પીતાનું રાજ લડાઇ કરીને જુલમ ગારો પાસેથી મેળવ્યુ હતું.

૮ આઠમો "શુન" વંશનો શાહાનશાહા ઇસ્વી સનની અગાઉ ૨૨૫૫ વરસમાં થયો હતો તેણે નીતિથી ૫૦ વરસ સુધી રાજ ચલાવ્યુ હતું.

નવમો "હે" વંશનો શાહાનશાહા થયો તેનું રાજ ઇસ્વી સનની અગાઉ ૨૨૦૫ નાં વરસમાં થયું હતું તે-, ણે અને તેના વશમાં 'સતર' શાહાનશાહા થયા તેઓ એક પછી એક રાજ ચલાવવા લાગ્યા હતાં. તેનું રાજ પ્રથમ સારૂ ચાલ્યુ હતું; પણ પાછળથી અધિર કારભા-ર આવ્યાથી છેલા શાહાનશાહાને રાજ ગાદી ઉપરથી રૈયતે ઉઠાડી મુકયો હતો. તેઓએ ૪૩૯ વરસ સુધી રાજ ચલાવ્યું.

૧૦ દસમો "શાંગ" વંશનો શાહાનશાહા થયો હતો તેનું રાજ

ઈસ્વી સનેની અગાઉ ૧૭૬૬ ના વરસમાં થયું હતું તેના વખતમાં રાજ્યમાં ઘણો સુધારો થયેલો છે. તેણે રાજ્યનું પાંચ તખત ચીડુમાં; કરેલું હતું, અને તેના અઠાવીસ વંશે ૬૪૮ વરસ સુધી રાજ ચલાવ્યું હતું.

૧૧ અગીઆરમો "ચાઉ" વંશનો શાહાનશાહા ઇસ્વી સનની અગાઉ ૧૧૨૨ નાં વરસમાં થયો હતો. તેનાં વંશના ૩૫) શાહાનશાહા થયા હતા, તેઓએ ૮૭૩ વરસ સુધી રાજ ચલાવ્યું હતું.

૧૨ બારમો "તસીન" વંશનો શાહાનશાહા ઇસ્વી સનની અગાઉ ૨૪૯ માં થયો. તેના વખતમાં રાજ્યમાં સુધારો થયો હતો. તેણે ૪૭) વરસ સુધી રાજ ચલાવ્યું હતું.

૧૩ તેરમો "હાન" વંશના શાહાનશાહ ઇસ્વી સનની અગાઉ ૨૦૨ ના વરસમાં થયો હતો તેના વંશના ૨૮ શાહાનશાહા થયા હતા તેઓએ ૪૬૩ વરસ સુધી રાજ ચલાવ્યું હતું.

૧૪ ચઉદમો "તસીન" વંશનો જેનરલ શાહાનશાહા ઇસ્વી સન ૨૬૫ ના વરસમાં દક્ષિણ અને પશ્ચિમ દિશાનાં પ્રાંતો હિનસ લોકો સાથે લડાઇ કરી લીધા હતા તેણે અને તેના વંશના ચાર શાહાનશાહા થયા હતા તેઓએ ૫૨ વરસ સુધી રાજ ચલાવ્યું.

૧૫ પંદરમો "ચાઉના વંશનો હિનસ" શાહાનશાહા ઇસ્વી સન ૩૧૭ ના વરસમાં થયો હતો તેણે ૩૫ વરસ રાજ ચલાવ્યું.

૧૬ સોળમો "ચીન" શાહાનશાહાના વંશના ત્રણ ભાઇઓ ઇસ્વી સને ૩૬૧ માં શાહાનશાહા થયા હતાં. તેણે ઉત્તર પૂર્વ અને પશ્ચિમ દિશાનાં સ્વસ્થાનોના જુદાજુદા ભાગ

પાડી પોતે જુદે જુદે સ્થાનકે રાજ ચલાવતા હતા અ-
ને નાના નાના રાજ્યાનો છોકરીઓને, અને પરગાનો
ને આપી તેઓને રાજા કરી બેસાડતો હતો તેના
૧૬૫ શે અને પરગાને ૨૪૩ વરસ સુધી રાજ ચલાવ્યુ
સતરમો "યંગ" વંશનો શાહનશાહ ઇસ્વી સને ૬૧૮
મા થયો હતો તેણે અને તેના છોકરાએ ચીનાઇ રાજનું
અધેર અને જુલમી પણું દુર કરી અમલદારોને નીતિ માર્ગે
ચલાવ્યા અને દરીદ્ર અવસ્તામા આવેલી રૈયતને પોતાના
ડાહાપણથી ધનવાન કીધી, રાજ દરબારમા અમીર, ઉમ-
રાવ ઠરાવીને સારો બંદોબસ્ત કીધો, વાસ્તે એ રાજા
પરોપકારી કેહેવાયો. સઘળા સંસ્થાનની જુદી જુદી
હકુમત તોડીને રાજને પોતાના તાબામા રાખી, અમલ-
દારોને નીતિ માર્ગે ચલાવ્યા. સઘળા સંસ્થાનોમા વિદ્યા
લય ઉઘાડવાને નવો કાયદો રાજમા કીધો. તેણે અને
તેના ૨૦) વરશે ૨૮૭ વરસ સુધી રાજ ચલાવ્યુ.
અઢારમો "લીયાંગનો વંશ" શાહાનશાહ ઇસ્વી સન ૯૦૭
ના વરસમા થયો તેને છઠે વરસે પોતાના ભાઇએ મારી
નાખ્યો અને પોતે રાજા થયો તેનુ રાજ ૧૬ વરસ ચાલ્યુ.
ઓગણીસમો "યંગ" વંશનો શાહાનશાહ ઇસ્વી સન
૯૨૩ મા થયો હતો. તેને પોતાના ઘોડ સ્વારે મારી ના-
ખ્યો ત્યાર પછી તેના વડા છોકરાના છોકરાને રાજ ગાદી
મળી હતી. તેણે ૧૩ વરસ સુધી રાજ ચલાવ્યુ
વીસમો "તમીન" વંશનો શાહાનશાહ ઇસ્વી સન
૯૩૬ ના વરસમા થયો હતો. તેના રાજ્યમાં તારતરી
અને બીજાનું જોર થયુ હતુ તેણે ૧૧ વરસ સુધી
રાજ ચલાવ્યુ

૨૧ એકવીસમો "હાન" વંશનો શાહાનશાહા ઇસ્વી સન ૯૪૭ ના વરસમાં થયો હતો. તેના વખતમાં તારતારી અને બીજાઓનું જોર વધારે હતું. તેણે ૪ વરસ સુધી રાજ ચલાવ્યું.

બાવીસમો "ચાઉ" વંશનો ઇસ્વી સન ૯૫૧ માં શાહાનશાહા થયો હતો; પણ તે ત્રીસ વરસે મરણ પામ્યો હતો. તેની જગાએ તેનો છોકરો બેઠો હતો, પણ તે જલદીથી મરણ પામ્યો, ત્યારે તેનો છોકરો અને જનરલની હકુમત થઇ. તેણે ૯ વરસ સુધી રાજ ચલાવ્યું.

તેવીસમો "સુંધતી" વંશનો શાહાનશાહા ઇસ્વી સન ૯૬૦ માં થયો હતો. તેણે ૧૦ વરસ સુધી રાજ ચલાવ્યું.

ચોવીસમો "શુંગ" વંશનો શાહાનશાહા ઇસ્વી સન ૯૭૦ માં રાજ ગાદી ઉપર બેઠો હતો. તેણે તારતરી સાથે મજબુત લડાઇ કરી પીલી નદીની દક્ષિણ તરફનો ભાગ પાછો સ્વાધીન કરી લીધો હતો; પણ ઇસ્વી સન ૧૧૨૭ થી લડાઈ કરતાં કરતાં ૧૨૮૦ ના વરસમાં ઉત્તર તરફના રાજનો અરધો ભાગ પાછો તેના વંશે આવ્યો હતો. એના વંશનાં નવ શાહાનશાહા થયા હતા તેઓએ ૩૧૦ વરસ સુધી રાજ ચલાવ્યું.

પચીસમો "આયુંન" વંશનો શાહાનશાહા ઇસ્વી સન ૧૨૮૦ માં થયો તેના રાજમાં મોગલીઆ અને બીજાઓએ વારંવાર ચહડાઇ કરી હતી. પણ તે સોકો ફાવી શક્યા નહી તેણે ૮૯ વરસ સુધી રાજ ચલાવ્યું.

છવીસમો "મીંગ" વંશનો "હવાંગવુ" શાહાનશાહા ઇસ્વી સન ૧૩૬૮ માં બળવંત થયો હતો. તેણે રાજનું થાણું "નાનકીંગ" માં કીધું હતું. તેણે તીસ વરસ રાજ

ચલાવ્યું. ત્યાર પછી તેના વડા છોકરાનો છોકરો કે જે સોળ વરસની ઉમરનો "કીંગવાંગ" હતો તે રાજ ગાદીએ બેઠો, અને "યાંગલોહ" નામે તેનો કાકો રાજ ચલાવવાની સલાહ આપવાને એક અમીર તરીકે તેની પાસે હતો. પણ તે કાકો અમીર પણા ઉપર સનતોસ ન પામી રાજ ગાદી લેવાનો વિચાર રાખતો હતો, પણ એ છોકરાએ પાંચ વરસ રાજ ચલાવ્યું ત્યાર પછી તે રાજ ગાદી "યાંગલોહે" પોતાના ભતરીજા પાસેથી લઇ લીધી અને શાહાનનશાહા થઈ રાજ ગાદીએ બેઠો. તેણે રાજનું પાયતખ્ત પીકીંગમાં કીધું, ત્યાર પછી કેટલાક વરસ સુધી સારા બંદોબસ્તથી રાજ ચલાવ્યુ હતું, અને તેણે નવાં કાયદાં બનાવ્યા છે તે હજુ સુધી રાજમાં ચાલે છે. તેની પાછળના વંશોમાં કેટલાક લુટારા અને જુદાજુદા રાજનાં અને તારતરી લોકો ઘડીએ ઘડીએ આવી લડાઇ અને લુટફાટ કરતાં હતા. તેવામાં ઇસ્વી સન ૧૫૮૦ માં ઉત્તર તરફના કેટલાક ગામો તારતરી ઓએ લીધાં અને બીજા ગામોમાં તેઓ સઘળાં પસરાઇને રાનો હાથ કરતા હતાં, ફરીથી ઇસ્વી સન ૧૬૧૮માં પૂર્વ તરફથી તારતરી માનચુનો મોટા સુબો મોટું લસકર જમાવી મોગલીઆને મારગે આવી પોતે ચીનાઇ રાજનો શાહાનશાહા કેહેવવાને એવું જાહેર કીધુંકે ચીનાઈ રાજની પાસેથી સાત જાતનો કીનો લેવાને હુ આવેલો છઉ. તેમાં પેહેલો એકે હરેક રીતે ચીનનાં રાજને કોઈ પણ ગૃહસ્થ કે અમલદાર મદદ કરસે તેનો જાન બર બાદ કરીશ, એવી રીતે જાહેર ખબર છપાવતો હતો અને ત્યાર પછી ચીનાઈ રાજની પૂર્વ અને ઉત્તર તરફની હદમાં ગયો હતો અને જ્યાં ત્યાં

ચીનાઈ રાજ્યની ઉત્પત્તી.

પોતાનો રાજ્ય મજબુત કરતો, એટલામાં ઈસ્વી સન ૧૧૨૭ માં તે મરણ પામ્યો ત્યારે તેના લસકરની સરદારી તેના છોકરા "તાવસંગને" સોંપી હતી. પણ ઈસ્વી સન ૧૧૨૮ માં "તસુંગચીંગ" નામનો ચીનાઇ શાહાનશાહા થયો ત્યાર પછી તારતરી સાથે ચીનાઈ લસકરે બાહાદુરીથી લડાઈ કરી હતી; પણ પાછળથી ચીનના અમીર ઉમરાવને તાતારીઓ એ લાલચ આપીને ચીનની સરકારને હરાવ્યા હતા. ઇસ્વી સને ૧૬૪૩ ના વરસમાં પીકીંગ ઉપર તારતરીઓએ હુમલો કીધો તે વખતે "મીંગવંશનો" છેલો શાહાનશાહા પોતાનું રાજ જવાની વેળા કોઈ પ્રથમ પોતાની છોકરીને મારી નાખી અને પાછળથી પોતે આપ ઘાત કરીને મર્ણ પામ્યો. એ "મીંગ વંશનાં" ૧૬) શાહાનશાહાએ ૨૭૬ વરસ રાજ ચલાવ્યા પછી ચીનની હકુમત તારતારી વંશના હાથમાં ગઈ હતી.

સતાવીસ "શુંનચી" શાહાનશાહા ઇસવી સન ૧૬૪૪ માં થયો એટલે માનચુ તારતરીનું રાજ થયું. ત્યાર પછી તારતરીના વંશના સાત શાહાનશાહા એક પછી એક થયા છે અને હજુ સુધી માનચુ લોકોનું રાજ ચાલેછે. એ ગહગધપન ધર્મના છે પણ ચીનાઈ રાજ્નો ધર્મ ચલાવે છે. એટલુજ નહી પણ એ જાતનાં તારતરીઓ ચીનાઓની પેઠે લાંબી ચોટલી ગથ્થેછે અને સુંત પણ કરાવતા નથી. ચીનના આગલા પદ ભ્રષ્ટ થઈ ગયલા શાહાનશાહાની તરફથી કેટલાક લુટફાટ અને લડાઇઓ અવાર નવાર ગામડાઓમાં કરયા કરેછે. પણ તેઓ પોતાનું રાજ પાછું ફતે પામતા નથી. તારતરી વંશના રાજ્નો ૨૪ વરસ થયાં રાજ ચલાવેછે.

# ભાગ આઠમો.



## હુનામ



હુનામ ગામ કંતાનની નદીને મારગે સન્મુખ આવેલુ છે. એ ગામની નદીને કીનારે પરદેશી વેપારીઓને રેહેવાની હારે હાર હવેલી છે, તેને આગલ દરવાજેથી નદીના પાણીમા ઉતરવાને કે બોટમાં બેસવાને પથ્થરની ઉતરતી સીડી દરેક હવેલી આગળ બાંધેલી છે. પરદેશીઓને મકાનને આગલે બારણેથી હરેક જગ્યાએ જવુ આવવુ હોયતો તેઓ બોટમા બેસીને આવ જાવ કરેછે, પણ પાછલે બારણેથી જાયતો બજારમાં કે, ચીનાની વસતી તરફ કે ખેતીવાડી તરફ જવાય છે. એ ગામની નદી કીનારે પરદેશીઓને રેહેવા લાયકની હવેલીઓ છે, પણ ચીનની વસ્તી તરફ ગયાથી છાપરા દીસેછે. એ ગામની લમાઇ અને પોહોળાઇ ઘણીછે; પણ એ ગામથી ચીનાઈ રાજના બીજા ગામોમા જવુ હોયતો પગ રસ્તે જઈ શકાયછે. એ ગામ ચીનની સરકારના તાબામા છે, પણ ત્યાં સરકારી અમલ દારોની 'ધામ ધુમ કે રખેવાલીને માટે લસકરી સીપાઇ વારે ઘડીએ જોવામા આવતા નથી. ઇસ્વી સન ૧૮૬૦ કે ૬૧ ના વરસમા આકુમબાઇ થાવરભાઇના રેહેઠાણમા રાતની વખતે ચીના લુટારાઓનુ ટોળુ આવીને થોડીક નગદી લઈ ગયા, પણ ખુશનસીબે આકુમબાઇનો જાન બચ્યો હતો. એ ગામના બજારમાં તરેહ તરેહના શાક ભાજી, ફલ ફુલ મળેછે એટલુંજ નહી, પણ દુધ, દહી, માખણ, અને મખાઇ એ જણસો મગસ મળે છે. એ ગામની બાજુમા કેટલીક પાકી હારેમ ઓરે પરદેશી અને ચીના વેપારીઓના આડતીઆ ચીનાઓની એટલી તો મોટી મોટી વખારો, એ કરો ફુટ લંબાઈ પોહોળાઈની છે. એગામ-

થી ઘોડેક છેટે નદીને ગાગ્ગે ફમકા નામે મોટો બાગ છે તેની ખુશુગતી વખાણવા જોગ છે, માટે પરદેશીઓ હંમેશાં તે વાડીમા સાંજ વખતે મોટની માગ્ફતે મોજ સોખને માટે ફરવા જાય છે.

---

## પાકી હાઉસ.

---

કુનામ ગામમા કેટલાક શ્રીમંત ચીના આડતીઆની મોટી મોટી પાકી હાઉસ બાંધેલી છે, તેમા પરદેશી વેપારીની હજારો રૂની ગાસડીઓ અને બીજો પરચુરણ માલ કંતાનને વાગ્તે વેચાવવા આવેછે. તે માલ રહી શકેછે પરદેશી વેપારીની તરફથી ચીના પાકી હાઉસ વાળા પોતાની વખારોમા રાખેછે. ચીના વેપારીઓ ગામડેથી તરેહ તરેહનો માલ ખરીદ કરીને કંતાનમા વેચવા લાવે છે. તે સઘળો માલ પાકી હાઉસમાં ઉતારે છે. ચીનાઇ માલ આવેલો પરદેશીઓને પસંદ પડયાથી તેની ખરીદી પાકી હાઉસ વાળા એજંટઆડતીઆઓ પાસેથી તેઓ કરેછે, અને ચીના વેપારીઓને પરદેશીનો માલ પસંદ પડેતો ત્યાંજ ખરીદ કરેછે. વેપારીઓનો માલ પાકી હાઉસમાં વગર ભાડે રાખે છે, અને માલ ધણીને પોતાના માલનો સારો ભાવ ઉપજ્યાથી ગણી ખુસીથી ચીના આડતીઆઓની માર ફતે વેચેછે. તેની હકસાઇમા નાણાની તોલકરાર વેપારી પાસેથી મજરે લેછે હરેક ચીનાને કે પરદેશી માલ ધણીને નાણાની અગત પડી હોય, અને તેના માલનું વેચાણ થયુ નહી હોય તો પણ માલની કીંમતનો અડધો કરી પાકી હાઉસ વાળા માલ ધણીને થોડા ઘણા નાણા આપે છે, તેનુ વીઆજ એક ટકા લેએ ચીના આડતીઆ માલ વેચી તેના, નાણા આપતી વખતે લેછે. પરદેશી વેપારીઓ હરેક ચીનાઇ માલ ખરીદ કરે છે તો એ પાકી હાઉસ વાળાના માણસો સઘળો માલ પેટી

ઓમા ભરીને કે દાગીના કરીને તે ઉપર માનની જાતનુ, પાકી હાઉસ વાળાનુ, અને ખરીદ કરનારનુ નામ નીશાન લખીને ચીનાઇ બોટાની મારફતે છેક વાંમપુના બંદરમા પડેલા મોટા બારકસમા સરગો માનચડાવી આવેછે. અથવા ગીરજા મંદીરમા ચડાવી હાગકાગ નાકલ છે!

---

## બૌદ્ધ ધર્મની ઊત્પત્તી.

---

બૌદ્ધ ધર્મની ઉત્પત્તી હિંદુ શાસ્ત્ર ઉપરથી માલમ પડે છે કે એ ધર્મ બ્રાહ્મણોની વિરૂદ્ધ ગૌતમ રૂષી એ દ્વાપર યુગમા અને માગધદેશના ગજાના વખતમા ચાલુ કર્યો હતો. ત્યાર પછી કેટલેક વરસે એ ધર્મનો એટલો તો ફેલાવો થયો કે હિંદુસ્થાનનો મોટો ભાગ એ ધર્મને માનવા લાગ્યો હતો એ ધર્મની વૃદ્ધિ થવાથી રૂષીઓનુ અપમાન થવા લાગ્યુ, માટે આસરે પાંચ હજાર વરસ ઉપર બૌદ્ધ ધર્મની કિર્તીમા વિઘ્ન કરવાને રૂષીઓએ અને મોટે શંકરાચાર્યના મતવાળાઓએ તકરાર કરીને બૌદ્ધના આચાર્યોને દુર કર્યા હતા. તેણે કરી કેટલાકોને એ ધર્મની માહેતગારી થવાથી બૌદ્ધ ધર્મનો ત્યાગ કરતા હતા. એવો બનાવ જોઇ સકી મુની જે બૌદ્ધ ધર્મનો મોટો આચાર્ય હતો તે ગુપ્ત થઇ હિમાલય પરવત ઉપર જઇને કેટલાક વરસ ત્યા તપમા ગુજાર્યા હતા પાછળથી સકીમુની અને બીજા એ ધર્મના કેટલાક આચાર્યો વગેરે જઇને કોઇ સિલોન, કોઇ બ્રહ્મા, કોઇ કાબોડીઆ, કોઇ લાસા, અને કોઇ સીઆમ એ દેશોમા જઇ વસ્યા હતા તે દેશમા એ આચાર્યોનુ કામ ફાવી પડયું, એટલે સઘળી વસતીને બૌદ્ધ ધર્મનો માર્ગ બતાવ્યો હતો સકીમુની એ બૌદ્ધના કેટલાક પુસ્તકો ત્યા ગયા પછી સીઆમી અને પાલી ભાષામા લખેલા છે એ સઘળા દેશમા એ ધર્મનો એટલો તો ફેલાવો કરેલો છે કે હાલ એ

દેશોનો મોટો ભાગ બોદ્ધ ધર્મ ને માન આપેછે, તેણે કરી તે મુનીની કીર્તિમાં વધારો થયો અને ટીબેટ, તાતાર, મોગલીસ્થા, અને કાલમક દેશોમાં એ ધર્મનો ફેલાવો થયો હતો અને પાછળથી એ ધર્મની ચીનમાં આસરે બે હજાર વરસ ઉપર અસર પડયાથી એ ધર્મનો ફેલાવો થયો છે એટલુંજ નહી, પણ જાપાનનાં મુલકમાંપણ એ ધર્મનો ફેલાવો થયેલો છે, પણ હિંદુસ્થાનમા બોદ્ધ ધર્મને માનનારાઓ પોતાના દેવની મૂર્તિ નાગી બેસાડે છે અને એ મૂર્તિની પુજા અને ક્રિયા જેમ બીજા દેવસ્થાનોમા દેવની થાયછે તે પ્રમાણે કરેછે, અને એ ધર્મને અનુસરીને ચાલનારાઓ જીવહત્યા કરતા નથી એટલુજ નહી, પણ હત્યાની વાત કાને સાંભળવામાં પણ મોટું પાપ માને છે તથા પૈસાની મોટી રકમ જાહેરાતમાં આપી ને જાનવરોના જાનનો બચાવ કરેછે પણ કેટલીક રીતે સખ્ત હોય છે. એવી રીતે એ લોકો એ ધર્મને માન આપે છે અને અનાજ વગેરે ભાજી ખાવાનો ખોરાક કરેછે, ચીના લોકો બોદ્ધ ધર્મને માનનારા છે; પણ હિંદુસ્થાનમા બોદ્ધ ધર્મને માનનારાઓ કરતા ત્યાનાં લોકો ઉલટી રીતે માને છે. ચીના લોકો પોતાના દેવની મૂર્તિને નાગી બેસાડતા નથી અને તેની પુજા પણ જુદીજ રીત-ની હોયછે. એ લોકોનો ખોરાક માસનો છે; પણ એ લોકોના ધર્મ ગુરૂઓનો ખોરાક ફકત અનાજ અને ભાજી ખાવાનોછે.

"મોગલી" શાહાનશાહાનાં વખતમાં "તાયો" ધર્મની તકરાર ચાલી હતી, માટે ટીબેટ ખાતે શાહાનશાહાએ એક ખાસ એલચીને મોકલી ત્યાથી કેટલાક બોદ્ધ ધર્મના આચાર્યોને તેડાવી મંગાવ્યા, તેની મારફતે એ ધર્મનો ફેલાવો કીધો છે. ત્યાર પછી "મીંગ" વંશનો શાહાનશાહા થયો તેણે કેટલાક બોદ્ધ ધર્મના આચાર્યોને હિંદુસ્થાનમાં પાછા મોકલી આસરે ઘડીમો બોદ્ધ ધર્મના પુસ્તકો મંગાવ્યા હતા-

## છોકરાં અને તેના માત પીતા.

ચીનાઓનાં બાળકો નાના હોયછે તે વેળાએ તેના માત પીતા નિશાલોમાં પોતાનો સ્વધર્મ, નીતિ, અને વિદ્યા પ્રથમ શિખવીને હરેક હુનરનું કે, વેપારનું કેચાકરીનુ કામ કરવાને શિખવે છે, કેમકે બાળ પણથી છોકરાઓ સ્વ ધર્મ અને વિદયા શિખેતો પોતાના વડીલના ધર્મથી ઉલટા ચાલતા નથી છોકરા મોટી ઉમરના થાય છે, એટલે તેના માત પીતા વૃદ્ધ અવસ્થામા શરીરે નબળા થાયછે ત્યારે તેઓથી મેહેનત મજુરી થઈ શકિત નથી. તે વેળાએ સપુત છોકરા હોયછે તો પોતાના માત પીતાની આસના વાસના રાખેછે અને ખોરાકી પોશાકી આપેછે એટલુ જ નહી, પણ જેમ રૈયત પોતાના શાહાનશાહાને માન આપે છે, તેમ ચીનાઓ પોતાના કુટુંબના વડાને શાહાનશાહા પરમાણે ગણેછે. જેમ રૈયત શાહાનશાહાનાં વચનને તાબે થાયછે, તેમ વડીલોના વચનને તાબે આખુ કુટુંબ થાયછે. એવી રીતે પોતાના માત પીતાની હયાતી સુધી તેઓની આગ્ના પાળે છે. અને તેઓના મરણ પછી તેઓ ધર્મના ફરમાન મુજબ કિરયા કરેછે. એવો ચીનાઇ રાજનો કાયદોછે તે અને નીતિના પુસ્તકો બાળકોને ભણતા શિખવેછે તેવારે તેને શિખવવામા આવે છે. એવી રીત લોકોને વાસ્તે છે એમ નથી પણ રૈયત અને શાહાનશાહા સુધી એઓને માટે પણ એજ રીતછે.

---

## ચીનાઈ સ્ત્રીઓની ખુબસુરતી.

——oo——

ચીનની સ્ત્રીઓની ખુબસુરતી વખાણવા જોગ છે, તેના માથાના ચળકતા કાળા અને લાંબા સોભાયમાન બાલ હોયછે. તે બાલને તરેહ

તરેહની ગોઠવણથી જુદી જુદી રીતે નકસી દાર બાંધે છે. તેણે કરી તે સ્ત્રીનો ચેહેરો ખુબસુરત દીસે છે. કપાલે અને ગાલે ગુલાબી રંગ અને ખુસબો લગાડે છે, અને તરેહ તરેહનો પોશાક, અને કેટલીક તો સ્ટાર્ચ-ન, સુટ અથવા નકસીદાર ચીનાઇ બાગનના જોડા પેહેરેછે. હાથમાં રૂમાલ અને ખુબસુરત પંખો છતરી રાખેછે, તેણે કરી ચીનની સ્ત્રીઓ આસમાન થી ઉતરેલી પરી જેવી સ્વરૂપવાન દીસે છે. મોટા પગની સ્ત્રીઓતો બરોબર ચાલેછે, પણ નાના પગની સ્ત્રીઓતો પગની વેદનાએ ડોલતી ડોળતી અને ઠુમક ચાલ ચાલેછે. ચીનની સ્ત્રી પાતળી અને ઉંચી, ફુલના ગાલની, નાના પગની, ઓડ આપણુ નગરની, ઉજલા દુધ જેવા ચેહેરાની, અને પરવાળ જેવા ઓટની હોય તેનેજ ખુબસુરત ગણેછે.

---

## ચીના પુરૂષોની ચોટલી.

——oo——

ચીના પુરૂષો અસલી વખતમા ચોટલી રાખતા ન હતા, પણ ચીનમા તાતારી લોકોનો બળવો ઉઠયા પછી ચીનાઇ રાજની રૈયત અને લુટારા ઓળખાતા નહતા માટે "મીંગ" ઓલાદના શાહાનશાહે હુકમ કીધોકે ચીનની જે વફાદાર રૈયત હોય તેઓએ લાંબી ચોટલી રાખવી કે જેથી ચીનાઇ રાજની રૈયત અને બૌદ્ધ ધર્મના ફરમાનને આધીન જણાય એટલુંજ નહી, પણ તે વેળાએ ચીનની સરકારે નવો કાયદો કીધો કે દરેક વગર ચોટલી વાળો કોઇ લુટારો નજર આવેતો તેને જાનથી બરબાદ કરવો. ચીનની સરકારનો એવો ઠરાવ થયાથી સઘળા ચીનાઓએ પોતાના માથાનો આગલો ભાગ બોડાવી પાછલા ભાગ ઉપર હિંદુના જેવી ચોટલી રાખેછે. ચીના પુરૂષોના માથાના બાલ ચાર પાંચ ફુટ લાંબા અને કાળા હોયછે, તેમા ખુશબોનુ તેલ ભરી રેસમની દોરી

સાથે ગુંથાને પગની પાની સુધી લટકતી રાખે છે. વખતે ચીનાઓમાં એક બીજા સાથે લડાઇ થાયતો હાથમાં કંઈ પણ બીજુ હથીયાર ન હોયતો ચોટલીથી ચાંબુકની માફક મારા મારી કરે છે. તે વેનાએ સરકારી અમલદારોનાં હાથમાં મારામારી કરતાં અથવા ચોરી કરતાં અથવા બીજા ગુનાથી પકડયાતો તે તકસીર કરનારના મુસકા ટાટ પોતાની ચોતલીએ થાયછે.

---

## ચીનાઓનો સંપ.

——oo——

ચીનાઇ રાજની સઘળી રૈયત એક સંપ થવાને એકા છે. હરેક શાહાનશાહાનો જુલમકે ભારી કર કે મોટા શ્રીમતને અણ ઘટીન સજા કે અમલદારોનો જુલમ કે ધર્મમા થતી હરકતો, એવી રીતે શાહાનશાહ કે અમલદારો રૈયત ઉપર જુલમ કરેતો, સઘળી ઓડકવાળી ચીનાઈ રૈયતના મુખ્ય હોય તે પોતાના ઓડકનાં ટોળાની મુખત્યારીથી રાજની સામે થવાને હીમત ધરાવેછે. તેમ કીધાથી સરકાર તરફથી વાજબી ઇનસાફ મલ્યોતો બેહેતર, અગર તેમાં વાંધો પડયો તો ચીનાઇ રાજના પાય તખ્ત સુધી તેઓ જઇ જુલમનો નીવેડો લાવેછે. કેટલીક વખતતો જુલમગાર શાહાનશાહાને સઘળી રૈયત મળી તખ્ત ઉપરથી ઉઠાડીને બીજા શાહાનશાહા નેમેલાછે.

---

## વાંમપુવા.

——oo——

ચીનની સરકારનું વાંમપુવા ગામછે, તે કંતાનથી આસરે ૩૦ મેલની વેગળાઇએ કંતાનની નદીનો સમુદ્ર સાથે સંગમ થાયછે, તેના

નાકા ઉપર આવેલું છે; અને ચીનાઈ રાજના નોરફોલ્કની સામે સપાટ જમીન ઉપર વાંગપુવા ગામ છે. તેનું બારૂં ખાંચામાં નદીના ઊંડા પાણીનું ચાર મૈલ સુધીનું છે, ત્યાં પરદેશી વેપારીના અને બીજા મોટા બારકસોને લંગર કરવાની ઘણી સારી જગ્યા છે એટલુંજ નહી, પણ પેનીન સુલા સ્ટીમ કુપનીની અને બીજા વેપારીનાં બારકસોની મરામત કરવાની ત્યાં ગોદીઓ કરેલી છે. એ ગામની આજુ બાજુએ કેટલાક નાના મોટા ગામોમા ચીનાઓની મોહોળી વસ્તી છે. તેની બાજુએ નદી આવેલી છે તેણે કરીને ત્યાંની જમીન વનસ્પત્તીથી ભરપુર અને પાણીથી તર છે, ત્યાં ખેતી વાડીનું કામ ધુમ ધોકાર ચાલે છે. કેટલાક શ્રીમંત ચીનાઓએ એ ગામની આજુ બાજુએ ઘણીક જમીન ખરીદી તેમા ખેતી વાડીનુ કામ ચલાવેછે માટે તેઓને મોટો લાભ થાયછે, એટલુંજ નહી, પણ એ જમીનના માલેકો મોટાં મોટાં બાગ બગીચા કરી તેમા રહેલા છે.

---

## ચીનની સરકારના રાજનાં મથકો.

——oo——

દુનીઆના સઘળા રાજની અગાઉ દાહાપણ ભરેલી રીતે ચીનાઈ રાજની હકુમત ચલાવવામાટે રાજના સઘળા સ્વસ્થાનોના અગાડ ભાગ કરેલા છે, તે દરેક ભાગના નાના મોટા સ્વસ્થાનો અને પરગણાની રાજ ગાદી ઓળખવાને માટે ચહડતી ઉતરતી ચાર પદવીનાં સ્વસ્થાનો અને પરગણા કરેલાછે. તેના અમલદારો નેમવાને પણ ડાહાપણ ખરચેલુ છે. જેમ મોટી પદવીના શેહેરમાં મોટી રાજધાની સ્થાપેલી હોય, તે અમલદારોની હકુમત મોટી ગણાય છે, તેમ તે શેહેરના, સરકારના અને અમલદારોનો દરજ્જો અને ખરચ પણ મોટો ગણાય છે

દરેક સ્વસ્થાનમા સૌથી મોટું કીલ્લાબંધી શેહેર હોય તે શેહેરમા મોટી પદવીના રાજ્યાની સ્થાપી, તેનું નામ "ફુ" રાખેલું છે. તે એવી રીતે કે, દરેક શેહેરનું અસલ નામ "શાગ ગિ' હોય અને તે શેહેરમા સ્વસ્થાનની મોટી રાજધાની "ફુ" નામની થઈ તો તે શેહેરના નામનો ઉમેરો કરીને તે શેહેરનું નામ "શાગકીગફુ' કેહેછે એવા મોટા સ્વસ્થાનમા રાજ કરનાર ગવરનર કે ગવરનર જનરલ, ન્યાયાધીસ, ક ચરમ અને મેહસુલનું કામ ચલાવવા માટે મુખ્ય અમલદારો અને તેના હાથ હેઠળના અમલદારો પ્રાંતોમા કે પરગણામા રહી જુદી જુદી જગાનું રાજ ચલાવે છે. મોટી પદવીના સ્વસ્થાનના ગવરનર કે ગવરનર જનરલની હકુમત કેટલેક સ્વસ્થાનોમા અને પરગણામા ચાલે છે એવા ગવરનર કે ગવરનર જનરલ ચીનાઈ રાજના કાયદા પ્રમાણે રાજ ચલાવવાને પીકીંગની વડી સરકારના તાબામા રહે છે. બીજી પદવી જેને "ચેગ" ના સ્વસ્થાનો કેહે છે, તેનો ભાગ જુદો પાડેલો છે તે નામના સ્વસ્થાનોની અને પરગણાની રાજધાની ચલાવવાને ઉતરતી પદવીના ગવરનર કે ગવરનર જનરલ ઠરાવેલા છે અને તે ઉપર હકુમત પીકીંગની વડી સરકારની ચાલે છે ત્રીજી પદવી જેને 'સુ" ના સ્વસ્થાનો કેહેછે, તેનો ભાગ જુદો પાડેલો છે તે નામના સ્વસ્થાનો અને પરગણાની રાજધાની ચલાવવાને નાની પદવીના ગવરનર નેમેલા છે અને તે ઉપર હકુમત પેહેલી અથવા બીજી પદવીની રાખેલી છે, અને કેટલાક ઉપર પીકીંગની વડી સરકાર હકુમત ચલાવે છે ચોથી પદવી કે જેને "હિન' ના સ્વસ્થાનો કેહે છે, તેનો ભાગ જુદો પાડેલો છે તે નામના સ્વસ્થાનોને અને પરગણાની રાજધાની ચલાવવાને હલકી પદવીના ગવરનર નેમેલા છે અને તે ઉપર હકુમત પેહેલી બીજી અથવા ત્રીજી પદવીની છે અને કેટલાક નેતો પીકીંગની વડી સરકારે પોતાના તાબામા રાખેલા છે, માટે તેના વહીવટનો જવાબ વડી સરકારને તેઓ પોતે આપે છે ત્રીજા, ચોથા વર્ગની પદવી હલકી અને થોડા માણસની છે [illegible] રાજ ગાદી [illegible] કીલ્લાબંધી શે

રમા લઇ ગયાથી તે શેહેરનું અસલનામ "ટાંગશાન" હોય અને તે ત્રીજા વર્ગની રાજ ગાદી " સુ " ની બેઠીતો, તે શેહેરનો દરજ્જો વધી તેનું નામ "હાંગશાંગસુ" કેહેછે. અગર ચોથા વર્ગની રાજ ગાદ "હિનની" તેમાં સ્થાપીતો તે શેહેરનું નામ હાંગશાંગ હિન લખાયછે.

૧ સ્વસ્થાનોની પેહેલી પદવી કેજે " ફુ " નીકે તેના ભાગના સ્વસ્થાનોમાંથી એક મોટું શીત્રા બધી મોટેર હોય ત્યાં રાજગાદી ચલાવવા માટે પેહેલી પદવી " ફુ " નું રાજ ગણે છે. તે ઉપર રાજ કરતા ગવરનર કે ગવરનર જનરલ અને બીજા અમલ દારો ત્યાં રહી રાજ ચલાવે છે એટલુ જ નહી, પણ તે સ્વસ્થાનના દસ્તકમાં કેટલાક પ્રાંતો અને પરગણા હોય તે ઉપર પેહેલી પદવીના રાજ કરતાની હકુમત ચાલે છે. એ સઘળા પ્રાંતો અને પરગણાનો વહીવટ પીકીંગની વડી સરકારના અમીર ઉમરાવને સ્વસ્થાનનો ગવરનર કે ગવરનર જનરલ લખી મોકલે છે.

સ્વસ્થાનોની બીજી પદવી "ચગ" ની છે, તેના ભાગના સ્વસ્થાનો પેહેલી પદવીથી ઉતરતા ગણાયછે. તેમાં હરેક શીત્રા ખેંચી મોટું શેહેર હોય ત્યાં બીજી પદવીની રાજગાદી સ્થાપેલી છે. એ બીજી પદવીનાં સ્વસ્થાનો ઘણું કરીને પેહેલી પદવીના પ્રાંતોની અને પરગણાની અસાબરી છે. કેમકે તેના તાબાના પ્રાંતો અને પરગણા ઉપર મુખ્ય ગવરનર કે ગવરનર જનરલ હકુમત ચલાવે છે, તેનો સઘળો વહીવટ પીકીંગની વડી સરકારના તાબામાં છે.

સ્વસ્થાનોની ત્રીજી પદવી " સુ " નીકે તેના ભાગના સ્વસ્થાનો માંથી એક મોટું શીત્રા બધી શેહેર હોય.

ત્યાં ત્રીજી પદવીની રાજ ગાદી સ્થાપેલી છે. ત્રીજી પદવીના સ્વસ્થાનોની અને પરગણાની પેહેલી અને બીજીથી ઉતરતી છે માટે તેની રાજગાદી અને અમલ દારોની પદવી હલકી ગણાય છે. ત્રીજી પદવીના સ્વસ્થાનો, પ્રાંતો અને પરગણા ઘણું કરીને પેહેલી અથવા બીજી પદવીની રાજગાદીનાં તાબામાં છે. અને કેટલાકને તો પીકીંગની વડી સરકારે પોતાનાં તાબામાં રાખેલા છે. તેનો સઘળો વહીવટ વડી સરકાર તપાસે છે. સ્વસ્થાનોની ચોથી પદવી "હિન" નીછે કે તેના ભાગના સ્વસ્થાનોમાંથી મોટું કીલ્લા બંધી શેહેર હોય, ત્યાં ચોથી "હિન"ની પદવીની રાજગાદી સ્થાપેલી હોયછે. એ પદવીનાં સ્વસ્થાનોની, રાજગાદીની અને અમલદારોની પદવી પેહેલી, બીજી કે ત્રીજી પદવીનાં સ્વસ્થાનોની રાજ ગાદીના તાબામાં રાખેલાંછે અને કેટલીકને તો પીકીંગની વડી સરકારે પોતાના તાબામાં રાખેલીછે.

એવી રીતે ચીનાઇ રાજના સ્વસ્થાનો કે જળથળ, સર્વ જમીન અગડ ભાગોમાં વેહેચી, તેમાંથી જુદા જુદા વિભાગમાં રાજ ચલાવવા માટે શેહેરોને અને રાજગાદીને ઓળખવા માટે ઉપર લખેલી ચાર પ્રકારની પદવી આપેલીછે, તેણે કરીને વડી સરકારનો જુદા જુદા સ્વસ્થાનનો વહીવટ થોડા ખરચે ચાલી શકેછે. ચીનાઈ રાજની રૈયત અને જમીનની સંખ્યા ઇશ્વર કૃપાથી ઘણી મોટીછે, અને હજુ પણ દીન ઉગતે તેમાં વૃદ્ધી થાયછે. તેની વિગત નીચે પ્રમાણેછે.

૧ ઉત્તર દિશાનો પેહેલો ભાગ "ચીહલી"નુ મુખ્ય સ્વસ્થાન છે. તેના તાબામાં નાના મોટા પ્રાંતો અને પરગણા ૫૮૯૪૧ ચોરસ મૈલનાછે, તેના સતાવીસ ભાગમાં અગીઆર "ફુ" અને ૭ "ચુ"ની પદવીનાં રાજ સ્થાપેલાંછે.

તેમાં એકસો સુમાળીસ પરગણામાં ત્રણ "ત્યંગ" તથા સાતર "સુ" અને એકસો ચોવીસ હિનની રાજગાદીછે. તે ઉપર રાજ કરતા "લસુંગ તુંદૃ" એટલે ગવરનર જનરલની રાજધાની પુત્યંગ ફુ શેહેરમાંછે. તેની વસ્તી બે કરોડને એંસી લાખ ઉપરાત છે.

ઉત્તર દિશાનો બીજો ભાગ "શાંગટાંગ" નું મુખ્ય સ્વસ્થાનછે. તેના તાબામાં નાના મોટા પ્રાંતો અને પરગણા ૬૫૧૦૪ ચોરસ મૈલનાછે, તેના બાર વિભાગમાં દસ "ફુ" અને બે "ચુ"ની પદવીના પ્રાંતછે, તથા એકસો પાંચ પરગણામાં નવ "સુ" અને છનેવ હિનની રાજગાદી છે. તે ઉપર રાજકરતા "ફુઇયન" એટલે ગવરનરછે, તેની રાજધાની "તસીંયનફુ" માછે. તેની વસ્તી બે કરોડ નેવું લાખથી વધારે છે.

ઉત્તર દિશામા ત્રીજા ભાગનું "શાનસી"નું મુખ્ય સ્વસ્થાનછે. તેના તાબામાં નાના મોટા પ્રાંતો અને પરગણા ૫૫૨૬૮ ચોરસ મૈલછે, તેના ઓગણીસ વિભાગમાં નવ "ફુ" અને દસ "ચુ"ની પદવીના પ્રાંતોછે તથા ચોગણું પરગણામાં ત્રણ "ત્યંગ"તથા છ "ચુ"અને પચ્યાસી હિનની રાજગાદીછે. તે ઉપર રાજકરતા એક ગવરનરછે, તેની રાજધાની "તાઇયનફુ"માં છે. તેની વસ્તી એક કરોડને આળીસ લાખથી વધારે છે.

ઉત્તર દિશામાં ચોથા ભાગનું "હોનાન"નુ મુખ્ય સ્વસ્થાનછે. તેના તાબામાં નાના મોટા પ્રાંતો અને પરગણા ૬૫૧૦૪ ચોરસ મૈલનાછે, તેના તેર વીભાગમાં નવ "ફુ" અને ચાર "ચુ"ની પદવીના પ્રાંત છે, તથા એકસો ત્રણ પરગણામા છ "ચુ" અને સતાણું હિનની રાજગાદી છે.

તે ઉપર ગજકરતા એક ગવર્નરછે, તેની રાજધાની "કેઇફુંગફુ" માંછે, તેની વસ્તી બે કરોડ તીસ લાખથી વધારે છે.

૫-૬ પૂર્વ દિશામાં પાંચમાં ભાગનું "ક્યાંગશુ અને છઠા ભાગનું ગાનહુઇ" નાં મુખ્ય સ્વસ્થાનોછે. તેના તાબાનાં નાના મોટા પ્રાંતો અને પરગણા ૯૨૯૬૧ ચોરસ મૈલના છે. તેમાં ક્યાંગશુના બાર વિભાગમાં આઠ "ફુ" એક "ત્યંગ" અને ત્રણ "સુ" ની પદવીના પ્રાંતો તથા સડસેટ પરગણામા બે "ત્યંગ "તથા ત્રણ "સુ" અને બાસેંટ હિનની રાજગાદી છે. તે ઉપર રાજ કરતા એક ગવરનર છે. તેની રાજ ધાની ક્યાંગનીં ગફુમાં છે, તેની વસ્તી ત્રણ કરોડ એંસી લાખથી વધારે છે, તથા ગાનહુઇના તેર વિભાગમાં આઠ "ફુ" અને પાંચ "સુ" ની પદવીના પ્રાંતો તથા ચોપન પરગણાસાં ચાર "સુ" અને પચાસ હિનની રાજ ગાદી છે, તે ઉપર રાજ કરતા એક ગવરનર છે તેની રાજધાની "ગાનક્યાંગફુ" માછે, તેની વસ્તી ત્રણ કરોડ બેતાળીસ લાખથી વધારે છે. એ બેહુ રાજની ઉપર હકુમત એક ગવરનર જનરલની છે.

૭ પૂર્વ દિશામાં સાતમાં ભાગનું "ક્યાંગસી" નું મુખ્ય સ્વસ્થાન છે. તેના તાબામાં નાના મોટા પ્રાંતો અને પરગણા ૭૨૧૭૬ ચોરસ મૈલના છે. તેના ચઉદ વિભાગમાં તેર "ફુ" અને એક "સુ" ની પદવીના પ્રાંત તથા ઈકોતેર પરગણામાં બે "ત્યંગ" તથાએક "સુ" અને પંચોતેર હિનની રાજગાદી છે. તે ઉપર ગજ કરતા એક ગવરનર છે, પણ ઉપર લખેલા પાંચમાં અને છઠા

ભાગના ગવરનર'જનરલની હકુમત તે ઉપર ચાલે છે. તેની રાજધાની નાનચંગ ફુમાછે અને વસ્તી ત્રણ કરોડ પાંચ લાખથી વધારે છે.

૮ પૂર્વ દિશામાં આઠમાં ભાગનું "ચીહકયાંગ" નું મુખ્ય સ્વસ્થાન છે તેના તાબામાં નાના મોટા પ્રાંતો અને પરગણા ૩૯૧૫૦ ચોરસ મૈલના છે. તેના અગીઆર વિભાગમાં અગીઆર "ફુ" ની પદવીના પ્રાંતો તથા છહોંતેર પરગણામાં એક "ત્ય ગ" તથા એક "ચુ" નું અને છોંતેર હિનની રાજ ગાદી છે, તે ઉપર રાજ કરતા એક ગવરનર છે; પણ નીચે લખેલા નવમાં ભાગના ગવરનર જનરલની એના ઉપર હકુમત ચાલેછે. તેની રાજધાની "હાંગચુફુ" માંછે તેની વસ્તી બે કરોડ ત્રેસઠ લાખથી વધારે છે.

૯ પૂર્વ દિશામાં નવમાં ભાગનુ "ફહકિયન" નું મુખ્ય સ્વસ્થાન છે. તેના તાબામાં નાના મોટા પ્રાંતો અને પરગણા ૫૩૪૮૦ ચોરસ મૈલના છે. તેના બાર વિભાગમા દસ "ફુ" અને બે "ચુ" ની પદવીના પ્રાંત તથા પાંસેઠ પરગણામાં ત્રણ "ત્ય ગ" અને બાર "હિન" ની રાજ ગાદી છે. તે ઉપર રાજ કરતા એક ગવરનર છે, પણ ગવરનર જનરલની હકુમતના તાબામાં છે. તેની રાજધાની "ફુચાઉફુ" માંછે. તેની વસ્તી એક કરોડ ઉગણચાળીસ લાખથી વધારે છે.

૧૦-૧૧ મધ્ય ભાગમાં દસમું "હુપીહ" અને અગીઆરમુ "હુનાન", ના મુખ્ય સ્વસ્થાનો છે. તેના તાબામાં નાના મોટા પ્રાંતો અને પરગણા ૧૪૪૭૭૦ ચોરસ મૈલનાછે. તેમાં દસમું હુપીહના, અગીઆર વિભાગમાં દસ

"ફુ" અને એક "ચુ" ની પદવીના પ્રાંતો તથા સડ-સેંટ પરગણામાં સાત "ચુ" અને સાડ હિનની ગજગાદી છે. તે ઉપર રાજ કરતા ગવરનર છે, તેની રાજધાની ઉઆગફુમાં છે. તેની વસ્તી બે કરોડ ચુમોતેર લાખ થી વધારે છે. તથા અગીઆરમુ "હુનાન" ના સોળ વિભાગમાં નવ "ફુ" અને ત્રણ "ત્યંગ" તથા ચાર "ચુ" ની પદવીના પ્રાંતો તથા સડમેટ પરગણામાં ત્રણ "ચુ" અને ચોસેટ હિનની ગજગાદી છે તે ઉપર રાજ કરતા ગવરનર છે તેની રાજધાની "ચાંગશાફુ" માંછે. તેની વસ્તી એક કરોડ સત્યાસી લાખથી વધારે છે. એ બે મુખ્ય સ્વસ્થાનની હકુમત એક ગવરનર જનરલને સોંપેલીછે.

૧૨ દક્ષિણ દિશામાં બારમાં ભાગનુ "ક્વાંગત્યંગ" નુ મુખ્ય સ્વસ્થાન છે. તેના તાબામાં નાના મોટા પ્રાંતો અને પરગણા ૭૯૪૫૬ ચોરસ મૈલના છે. તેના ૫૬૭ વિભાગમાં નવ "ફુ" અને બે "ત્યંગ" તથા ચાર "ચુ" ની પદવીના પ્રાંતો તથા નેવ્યાસી પરગણામાં ત્રણ "ત્યંગ" સાત "ચુ" અને ઓગણ્યાએંસી હિનની ગજ ગાદી છે. તે ઉપર રાજ કરતા બે ગવરનર અને એક ગવરનર જનરલ છે, તેની રાજધાની "ક્વાંગચુફુ" એટલે કતાનમાં છે. તેની વસ્તી એક કરોડને બાણું લાખથી વધારે છે.

૧૩ દક્ષિણ દિશામા તેરમાં ભાગનું "ક્વાગસી" નુ મુખ્ય સ્વસ્થાનછે. તેના તાબામાં નાના મોટા પ્રાંતો અને પરગણા ૭૮૨૫૦ ચોરસ મૈલના છે. તેના બાર વિભાગમાં અગીઆર "ફુ" અને એક "ચુ" ની પદવીના પ્રાંતોછે

તથા દ્યાસેઠ પરગણામા નવ "ત્યગ" તથા સોળ "ચુ" અને ગુડતાળીસ હિનની રાજ ગાદી છે, તે ઉપર રાજ કરતા એક ગવરનર છે. તેની રાજધાની કૃઇલીનફુમાછે. પણ તે ઉપર હકુમત કવાનતુંના ગવરનર જનરલની ચાલે છે. તેની વસ્તી તોતેર લાખથી વધારે છે.

દક્ષિણ દિશામા ચઉદમા ભાગનુ "યુનાન"* નુ મુખ્ય સ્વસ્થાન છે. તેના તાબામા નાના મોટા પ્રાતો અને પરગણા ૧૦૭૯૬૮ ચોરસ મૈલના છે તેના એકવીસ વિભાગમા ચઉદ "ફુ" તથા ત્રણ "ત્યગ" અને ચાર "ચુ" ની પદવીના પ્રાત તથા એકોતેર પરગણામા પાચ "ત્યગ" તથા સતાવીસ "ચુ" અને ઓગણચાળીસ હિનની રાજ ગાદી છે તે ઉપર રાજ કરતા એક ગવરનર અને ગવરનર જનરલ છે તેની રાજધાની "યુનાનફુ" માછે. તેની વસ્તી છપન લાખથી વધારે છે.

દક્ષિણ દિશામા પદરમા ભાગનુ "કવેચુ" નુ મુખ્ય *સ્વસ્થાન છે તેના તાબામા નાના મોટા પ્રાતો અને પરગણા ૬૪૫૫૪ ચોરસ મૈલના છે, તેના સોળ વિભાગમા બાર "ફુ" તથા ત્રણ "ત્યગ" અને એક "ચુ" ની પદવીના પ્રાત તથા બાવન પરગણામા પાચ "ત્યગ," તથા તેર "ચુ" અને ચોતત્રીસ હિનની રાજ ગાદી છે, તે ઉપર રાજ કરતા બે ગવરનર અને યુનાનના ગવરનર જનરલની હકુમત ચાલે છે તેની રાજધાની "કવેયગફુ" માછે તેની વસ્તી ત્રેપન લાખથી વધારેછે.

પશ્ચિમ દિશામા સોળમા ભાગનુ "શીનકી" અને સતરમા ભાગનુ "કાનશુહ" ના મુખ્ય સ્વસ્થાનો છે તે

ના તાબામાં નાના મોટા પ્રાંતો અને પરગણાં ૧૫૮૦૦૮ ચોરસ મૈલ છે. તેમાં સોળમાં ભાગનું "શીનસી" ના બાર વિભાગમાં સાત "ફુ" અને પાંચ "ચુ" ની પદવીના પ્રાંત તથા વ્યાસી પરગણામાં પાંચ "ચુ" અને તેતેર હિનની રાજ ગાદી છે, તે ઉપર રાજ કરતા ગવરનર છે, તેની રાજધાની "સીંગાનફુ" માં છે તેની વસ્તી એક કરોડ બે લાખથી વધારે છે. તથા સતરમાં ભાગનુ "કાન શુહ" ના પંદર વિભાગમાં નવ "ફુ" અને છ "ચુ" ની પદવીના પ્રાંતો તથા પાસેઠ પરગણામા સાત "ત્યગ," તથા સાત "ચુ" અને એકાવન હિનની રાજ ગાદી છે, તે ઉપર રાજ કરતા ગવરનર હોય છે, તેની રાજ ધાની "લેનચુફુ" માછે. તેની વસ્તી એક કરોડ ચોગણુ લાખથી વધારેછે એ સોળમાં અને સતરમા ભાગ ઉપર એક ગવરનર જનરલની હકુમત ચાલેછે.

૧૮　　પશ્ચિમ દિશામાં અગાડમા ભાગનુ "સઝીચુપન"નુ મુખ્ય રહ્યાનછે. તેનાતાબામાં નાના મોટા પ્રાંતો અને પરગણા ૧૬૬૮૦૦ ચોરસ મૈલના છે, તેના છવીસ વિભામા બાર "ફુ" તથા છ "ત્યગ" અને આઠ "ચુ"ની પદવી ના પ્રાંતો તથા એકસો પચીસ પરગણામાં ત્રણ "ત્યગ" તથાઅગીઆર "ચુ" અને એકસો અગીઆર હિનની રાજ ગાદીછે. તે ઉપર રાજકરતા એક ગવરનર જનરલ છે તેની રાજધાની "ચીંગતુફુ"માછે તેની વસ્તી બે કરોડ પંદર લાખથી વધારેછે.

---

ચીનાઈ રાજમાં સેંકડો નામોના અમલદારોછે. તેમાથી અગત્ય નોગ થોડાક નામોની ટીપ હમાગ દાનાવ વાગનારની હજુરમાં મુકેલાછે

૧ શાહાનશાહાને કંતાનની ચીનાઈ ભાષામાં વાંગતિ, ચાવ-લ્યગ, વાગશ્યાંગ, તાઈ વાગતિ.

૨ રાજાને=વાગ, કવાક વાગ.

૩ પ્રધાનને=તાઇશીન.

૪ જનરલને=તાસુંગ, તાપ મેઈ કાગ, તઈતક.

૫ દરીઆઈ ફોજના વડાને=શુઈ મોઝી તઈતક.

૬ જમીન ઉપરની ફોજના વડાને=તઈતક.

૭ કીનારા ઉપરની ફોજના વડાને=તુક તાવ તઈતક.

૮ ગવરનરને=તસુગતક, ચીતાઈ.

૯ રાજદરબારી અખીઆર આપેલાને=ઈમચિ.

૧૦ પેહલા વર્ગના દીવાની માદરીનને=કુનકુ, તાયકુન.

૧૧ દીવાની મોટા અમલદારને=હોપો, કુવાઘ કુઈ.

૧૨ દીવાની અમલ ઉપર ધ્યાન આપનારને ચાવ તિઈ, હાવતિસુ

૧૩ દીવાની ખાતાના મનંદી અમલદારને=મેકુન.

૧૪ દીવાની અને લસકરી અમલદારને=ગેન મેવકુન.

૧૫ લસકરી અમલદારને=મેવકુન.

૧૬ રાજદરબારી એલચીને=વાગચિ.

૧૭ ન્યાયાધીશને=શમપુન કુન, ઓાયન ચેન સઝી.

૧૮ વકીલ, ગુમાસ્તાકે એલચીને=યાગચી.

૧૯ દાકતરને=સીન શાગ

૨૦ નાયક કે જમાદારને=તિઈપાવ, પાચીગ.

૨૧ લસકરને=સમ કવાન.

---

સમાપ્ત.



કેટલાક શ્રીમંતોએ પોતાના ઉદાર દીલથી યથાસકતીએ ઉત્તેજન આપવા માટે આ પુસ્તક છપાયાની આગમચ ખરીદ કર્યાંછે. તે સાહેબોના ઉપકાર સાથે નામાંકીત ગ્રહસ્થોના નામ પ્રસીદ્ધ કરેલાછે તેની... ... ... ... ... ... સંખ્યા. ૫

| | |
|---|---|
| શેઠ ગોકુલદાશ તેજપાલ ... ... ... ... | ૫ |
| શેઠ જીવેરાજ બાલુ ... ... ... .. ... | ૫ |
| શ્રી નવા નગરના ઠાકોર રાજા ધીરાજ કુવર કાલુભા... | ૪ |
| શ્રી કછભુજના રાજા ધીરાજ રાવ પ્રાગમલજી... ... | ૨ |
| આનર એબલ શેઠ મગલદાશ નથુભાઇ ... ... | ૨ |
| શેઠ મુરારજી ગોકુલદાશ ... ... ... ... | ૨ |
| શેઠ લક્ષમીદાશ ખીમજી ... .. ... ... | ૨ |
| શેઠ મથુરાદાશ લવજી . ... ... ... ... | ૨ |
| શેઠ શીવલાલ મોતીલાલ ... ... ... ... | ૨ |
| શેઠ તાપીદાશ વ્રજદાશ ... .. ... ... | ૨ |
| શેઠ મુલજી ઠાકોરસી .. . . ... ... | ૨ |
| ગુરૂ રેવાગુર કુવરગુર ... ... .. ... .. | ૨ |
| શેઠ હંસરાજભાઇ કરમશી ... .. ... ... | ૨ |
| શેઠ જમનાદાશ ગીગાભાઇ ... .. ... ... | ૨ |
| શ્રી ગોંડલના રાજમાન રાજે શ્રી જયેશંકર લાલશંકર... ... | ૧૨ |
| શેઠ કુવરજી કલ્યાણજી... ... ... ... ... | ૨ |
| આનરએબલ શેઠ ફરામજી નાશરવાનજી ... ... | ૨ |
| શેઠ જમનજી જીજીભાઇ ... ... ... ... | ૨ |
| શેઠ મેહરવાનજી ફરામજી પાંડે .. ... ... .. | ૨ |
| શેઠીયા ખુરસેદજી નાશરવાનજી કામાજીની કુંપની... | ૨ |
| શેઠ શાપુરજી બંગાળી ... ... ... | ૨ |
| શેઠ દાદાભાઇ ફરામજી કામાજી .. ... .. | |

| | |
|---|---|
| શેઠ નોશરવાનજી અરદેશરજી વાડીઆજી ... | ૨ |
| શેઠ પેસુતનજી દીનશાજી હાઇકોર્ટના વકીલ... .. | ૨ |
| શેઠીઆ ઇબ્રાહીમભાઈ નુરદીનની કંપની ... ... | ૨ |
| સુરતના નવાબ મીર ગુલામ બાબાખાન ... ... | ૧ |
| " મીર સઈદ અલીખાન.. ... .. .. | ૧ |
| શેઠ કાસમભાઇ ધરમશી ભાઈ ... ... | ૧ |
| શેઠ ગુલામ મહમદ ગોટે ... .. ... ... | ૧ |
| શેઠ સોરાબજી ફરામજી પોચ .. .. ... ... | ૧ |
| શેઠ કાવસજી જાહાંગીરજી જસાવાલા... ... | ૧ |
| શેઠ અરદેશરજી ફરામજી મુશ... ... ... | ૧ |
| શેઠ સોરાબજી નવરોજજી વાડીઆજી... ... | ૧ |
| શેઠ જમશેદજી કાવસજી માસતર ... .. .. | ૧ |
| શેઠ ખુરશેદજી કાવસજી આસબરનના .. ... | ૧ |
| શેઠ નોશરવાનજી બેજનજી દસ્તુર ... ... | ૧ |
| શેઠ ખુરશેદજી જમશેદજી નાપગામ વાલા ... | ૧ |
| શેઠ હોરમજજી પેસુતનજી કોલાબાવાલા .. .. | ૧ |
| શેઠ દીનશાજી માણેકજી પીઠી ... .. .. | ૧ |
| શેઠ ફરામજી ધનજીભાઇ બાટલીવાલા... .. .. | ૧ |
| શેઠ હોરમજજી બમનજી વાડીઆજી.. ... ... | ૧ |
| શેઠ ગાંધીભાઇ જાહાંગીરજી વકીલ ... ... ... | ૧ |
| શેઠ બી, આર, કોટવાલ ... ... ... | ૧ |
| ડાકટર ફરામજી પેસુતનજી G G M C ... .. | ૧ |
| શેઠ મીનોચેરજી નોશરવાનજી કલબવાલા ... | ૧ |
| શેઠ શાપુરજી પેસુતનજી માનકર ... .. ... | ૧ |
| શેઠ કપુરદાસ નેણશીભાઈ .. ... ... | ૧ |
| ગુરુ ગીરગુર દોલતગુર... ... ... .. | ૧ |

શેઠ કમલશી પ્રેમજી ... ... ... ... ... ૧
શેઠ હંસરાજ જીવરામ... ... ... ... ... ૧
શેઠ કરશનદાશ માધવદાશ ... ... ... ... ૧
શેઠ વીનાયકરાવજી જગનનાથજી ... ... ... ૧
શેઠ ધીરજલાલ મથુરાદાશ વકીલ ... ... ... ૧
શેઠ ભગવાનદાશ પરશોતમદાશ ... ... ... ૧
શેઠ સુંદરદાશ વાલજી... ... ... ... ... ૧
શ્રીપાલી ટાણાના રાજ્માન સુનસી ત્રીકમજી... ... ૧
શેઠ કલ્યાણદાશ શીરપારામ ... ... ... ... ૧
શેઠ ગોવરધનદાશ લક્ષમીદાશ... ... ... ... ૧
શેઠ મોરોબા ધોડજી .. ... ... ... ... ૧
શેઠ રણછોડદાશ તુલશી દાશ ... ... ... ... ૧
શેઠ લાલજી મગેશ L L B. ... ... ... ૧
શેઠ ભીમજી પુરશોતમદાશ ... ... ... ૧
શ્રી પાટડીના રાજ્માન રાજેશ્રી દેશાઈજી ... ... ૧
શેઠ નરસીરામ શીમનરામ .. .. ... ... ૧
શેઠ કલ્યાણજી સીવજી... ... ... ... ... ૧
શેઠ ઠાકોરદાશ આતમારામ L L B.. ... ... ૧
શેઠ નગીનદાશ ભાણાભાઈ ... ... ... ... ૧
શેઠ નારણદાશ પરમાણદદાશ ... .. ... ... ૧
શેઠ એસવતરાવ બળવંતરાવ... ... ... ... ૧
શેઠ છગનદાશ લલુભાઈ ... ... ... ... ૧
શેઠ ભાઈશંકર નાનાભાઇ રેમીંટન વકીલના હેડ કારભારી ૧
શેઠ શ્રીનીવાસ રામલાલ ઠાકોરસીદાસ... ... ... ૧
શેઠ કેશવજી નાયકાણી. ... .. ... ... ૧
શ્રી જયપરના ઠાકોર આગર શ્રી આલાજી એલાજી... ૧
શેઠ રણછોડદાશ કાનજી ... ... ... ... ૧
બોમબે નેટીવ જનરલ લાયબ્રેરીના શેક્રેટરી ... ... ૧
શેઠ નથુભાઇ ત્રીકમજી રીપોરટર આફ પીસ શુડ .. ૧

---

